# જ્વાલા

વિક્ટર હ્યુગોની અમર નવલકથા

અનુવાદક

મહેન્દ્ર મેઘાણી

કિંમત

સાડા ત્રણ રૂપિયા

ભારતી સાહિત્ય સંઘ લિ., મુંબઈ – અમદાવાદ

વહેતાંપાણી પ્રકાશનમાળા — ૪

# જ્વાલા

વિક્ટર હ્યુગોની અમર નવલકથા

'નાઈન્ટી–થ્રી'

ઉપરથી

: અનુવાદક :

મહેન્દ્ર મેઘાણી

પ્રાપ્તિસ્થાન

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ

ભીમરાજ બીલ્ડિંગ, ૪૦૫, કાલબાદેવી રસ્તો : મુંબઈ – ૨

ફરનાન્ડીઝ પુલ નીચે, ગાંધીમાર્ગ : અમદાવાદ

પિતાની વાત્સલ્યમૂર્તિને

'જન્મોજન્મ તમ પુત્રપદ માગું'

# અનુવાદકનું નિવેદન

લેખનજીવનની શરૂઆતમાં જુવાનોએ કોઈ પુરોગામી પીઢ કલમસ્વામી (માસ્ટર)નાં શ્રેષ્ઠ સર્જનો વાંચવા જોઈએ, એની લખાવટ ફરી ફરીને ઘૂંટવી જોઈએ અને વર્ષોના લેખનકાર્ય પછી પણ પોતાની કલમને નવી તાજગી અપાવવા માટે એના એ જ અમર ગ્રંથોમાં ડૂબકીઓ મારતા રહેવું જોઈએ એમ કહી મારા પિતાશ્રી એમના પ્રિય લેખક વિક્ટર હ્યુગોનું 'નાઈન્ટી-થ્રી' અને બીજાં પુસ્તકો વાંચવાની શિખામણ મને વારંવાર દેતા. નાનપણમાં 'લે મિઝરાબ્લ'ની ફિલ્મ જોયેલી તેથી વિક્ટર હ્યુગોનાં પુસ્તકો વાંચવાનું મન તો થતું, પણ એનાં પાનાની સંખ્યા જોઈને હિંમત હારી જવાતી.

તે છતાં, થોડા મહિનાઓ પૂર્વે 'નાઈન્ટી-થ્રી' વાંચવા લીધું અને બહુ રસપૂર્વક વાંચી ગયો પછી તો એ નવલકથા મને એટલી બધી ગમી ગઈ કે એનો અનુવાદ કરવા બેસી ગયો. પ્રથમ વાચનમાં જેટલો આનંદ અનુભવેલો તેથી સવાયો આનંદ અનુવાદ કરતી વેળાના ઝીણવટભર્યા વાંચન વખતે અનુભવ્યો. મૂળ ફ્રેંચ પુસ્તકનો અંગ્રેજી અનુવાદ એટલો સચોટ અને મર્મગામી છે કે હ્યુગોનું વતન ફ્રાંસ હતું તે ન જાણનાર વાચક તો એમ જ સમજે કે એમણે પોતે જ આ પુસ્તક અંગ્રેજીમાં લખ્યું હશે

નિશાળમાં અને કોલેજમાં કુલ છ વર્ષ ફ્રેંચ ભણેલો, પરંતુ ફ્રેંચ ભાગવાતો પણ સરળતાપૂર્વક ઉકેલી શકવા જેટલી આવડત આપણી શિક્ષણ-પદ્ધતિ પાસેથી અમે પામી શકયા નથી. નહિતર તો, આવી મહાકથાઓને મૂળ ફ્રેંચમાં જ વાંચવાનો લહાવો અમે સેંકડો જુવાનો લઈ શકત. બીજો અફસોસ એ થાય છે કે કોલેજમાં અમે અંગ્રેજ લેખકોનાં પુસ્તકો ભણ્યા, પણ હ્યુગો અને એમના જેવા બીજા મહાન યુરોપીય લેખકોની કૃતિઓના આવા

સુંદર અનુવાદો કેમ અમારા અભ્યાસક્રમમાં કદી ય સ્થાન નહિ પામ્યા હોય ? વળી આખી દુનિયામાં વિચારોની એક વિરાટ ઉથલપાથલ થઈ રહી છે તેવે વખતે શેક્સપિયરના 'ટવેલ્થ નાઈટ' કે મિલ્ટનના 'લીસિડાસ'ની સાથે સાથે આજના ક્રાંતિકારી વાતાવરણને અનુરૂપ આવી 'નાઈન્ટી–થ્રી' જેવી ચમત્કૃતિવાળી કૃતિઓ આપણા જુવાન વિદ્યાર્થીઓ સમક્ષ કેમ નહિ મુકાતી હોય એ પ્રશ્ન પણ મનને મૂંઝવ્યા કરે છે.

૧૭૮૯માં ફ્રાંસની પ્રજાએ વિપ્લવ કર્યો, પ્રજાસત્તાકની સ્થાપના કરી અને રાજાનો વધ કર્યો. તે પછીનાં વર્ષો દરમિયાન ફ્રાંસના ઉમરાવો, ધર્મગુરૂઓ અને રાજાના બીજા અનુયાયીઓએ મળીને પ્રજાસત્તાક સામે બંડ જગાવ્યું, અજ્ઞાન ગ્રામજનોના મગજમાં રાજ-ભક્તિનું ઝનૂન રેડ્યું અને પ્રજાસત્તાકને ઉથલાવી પાડવા માટે વિદેશી-ઓની પણ મદદ લીધી. 'નાઈન્ટી–થ્રી'—'૯૩ (૧૭૯૩) એ આંતરવિગ્રહનું મહાભયાનક રક્તવર્ણું વર્ષ હતું. એ વર્ષની આ કથા છે. સ્વાધીનતા ભણી ધસ્યે જતા હિંદુસ્તાનનું સ્મરણ આ કથા વાંચનારને વારંવાર થશે.

મેં વાંચેલા અનુવાદમાં એના અનુવાદકનું નામ ક્યાંય હતું નહિ. ખીચોખીચ ભરેલા લગભગ ૪૭૫ પાનાંનું એ પુસ્તક હતું. એમાંથી કથાના સળંગ રસને બાધ ન આવે તેમ અમુક ભાગ કાઢી નાખીને આ ગુજરાતી અનુવાદને ૩૩૪ પાનાંમાં સમાવ્યો છે. જેટલા ભાગનો અનુવાદ કર્યો છે તેમાં બને તેટલી ઓછી છૂટ લીધી છે. જેમ પુસ્તકનું, તેમ ઘણાખરા પ્રકરણોનાં, નામ મારી મેળે જ પાડ્યાં છે.

આખો અનુવાદ મારા પિતાશ્રી તપાસી ગયા હતા અને પહેલાથી છેલ્લા પાના સુધી અનેક સુધારાઓ કર્યા બાદ એમણે એને પુસ્તકરૂપે પ્રગટ કરવા યોગ્ય ગણ્યો હતો.

૯મી એપ્રિલ, ૧૯૪૭ — મહેન્દ્ર મેઘાણી

## : ક્રમ :

પ્રકરણ પહેલું

# પલટનનાં સંતાન

સન ૧૭૯૩નો મે મહિનો હતો. ફ્રાંસની વાયવ્યે આવેલા બ્રિટની પ્રાંતના એક ઘોર જંગલમાં પેરિસવાસીઓની એક લશ્કરી પલટન પોતાનો માર્ગ કાપતી જતી હતી. પલટનમાં ત્રણસોથી વધુ માણસો નહોતા. આ ભયંકર લડાઇએ એને સાફ કરી નાખી હતી એ દિવસો દરમિયાન છસો સૈનિકોવાળી જુદી જુદી પલટનમાંથી કોઇમાં સત્યાવીશ, તો કોઇમાં તેત્રીસ કે કોઇમાં સત્તાવન જણ બાકી રહ્યાના દાખલા મોજૂદ હતા. મહાભારત લડાઇઓના એ દિવસો હતા.

પેરિસમાંની પ્રજાસત્તાકની વરિષ્ટ સભાએ એપ્રિલની ૨૮મીએ પોતાના હાથ નીચેના બાર હજાર સૈનિકોની એક પલટનને 'દયા નહિ, રહમ નહિ'નો પયગામ આપીને આ જંગલ ભણી રવાના કરી હતી. બીજા મહિનાની આખર સુધીમાં પેરિસથી નીકળેલા એ બાર હજારમાંથી આઠ હજાર મરણ પામ્યા હતા.

જંગલમાં કૂચ કરતી આ પલટન પોતાની ચોપાસ તાકી તાકીને જોતી જતી હતી. એને ઉતાવળ હોય તેવું લાગતું નહોતું. દરેક માણસ જમણે અને ડાબે, આગળ અને પાછળ નજર ફેરવતો જતો હતો

છેલ્લો એમણે વિસામો ખાધો તેને ઝાઝી વાર થઈ ગઈ હતી. કેટલા વાગ્યા હશે? દિવસનો કયો પહોર હશે? કહેવું મુશ્કેલ હતું. આવી જંગલી ઝાડીઓમાં હંમેશા ઝેપટ ઊડયા કરતી હોય છે, અને આ જંગલમાં તો અજવાળું કદી પ્રવેશતું જ નહિ.

આ જંગલની કથા કરુણ છે. ૧૭૯૨ના નવેંબરથી આંતરવિગ્રહ સરજવા માંડેલાં દુષ્કૃત્યોની શરુઆત અહીંથી જ થઇ હતી. આ વનમાં

થયેલી હત્યાઓના આંકડા સાંભળનારાનાં રૂવાડાં ઊભાં થઈ જાય. માણસને આથી વિશેષ ભયભીત બનાવી શકે તેવું બીજું કોઈ સ્થળ નહિ હોય. એમાં થઈને સૈનિકો સાવચેતીપૂર્વક આગળ વધી રહ્યા હતા. ચોપાસ ફૂલ ઊગી નીકળ્યાં હતાં. બેઉ બાજુ કમ્પતી ડાળીઓ અને ઝાકળભીનાં પાંદડાંની દીવાલો હતી. કોઈ કોઈ જગ્યાએ સૂર્યનાં અટૂલાં કિરણો લીલી ઘટા વીંધીને આવતાં હતાં. જાત જાતનાં ફૂલો, વેલાઓ, વનસ્પતિ અને શેવાળથી જમીન છવાયેલી હતી. સૈનિકો એક પછી એક ડગલું આગળ ભરે જતા હતા અને પગમાં અટવાતા છોડવાઓને હળવેથી એક કોર ખસેડતા હતા. એમનાં સંગીનોની ઉપર પંખી કિલકિલાટ કરતાં હતાં.

જમીન પરની લીલના જાડા થરને લીધે અને ઘાસને કારણે સૈનિકોનાં પગલાંનો અવાજ ઘણો મંદ થતો હતો. જંગલમાં કેડી પણ નહોતી. કોઈ નાનકડી કેડી હોય તો એ થોડી વારમાં જ ગીચ ઝાડીમાં ગાયબ બની જતી. દસ ડગલાં દૂર ઊભેલા માનવીને ઓળખવો એ પણ ત્યાં મુશ્કેલ હતું.

અહીંતહીંથી કોઈ જળકૂકડી કે કોઈ બતક ડાળપાંદડાં વચ્ચેથી ફફડાટ કરતાં ઊડતાં અને નજીકમાં જ ક્યાંક ખામોચિયાં હોવાની એંધાણી આપતાં.

સૈનિકો આગળ જતા હતા—દિશાની સૂઝ વિના આગળ જતા હતા. એમના વદન ઉપર વ્યગ્રતા હતી. પોતે જેની તલાશમાં હતા તે એકાએક આવીને સામે ઊભું રહે એવી એમને દહેશત હતી.

વખતોવખત કોઈનો તાજા વસવાટનાં ચિહ્નો એમની નજરે ચઢતાં—તાપણાંથી બળેલી જમીન, કચડાયેલું ઘાસ, કોઈની કબર ઉપરના 'ક્રૉસ'રૂપી* લાકડીઓની ચોકડી, લોહીઆળી ડાંખળીઓ. અહીં કાંઈ બની હતી, ત્યાં પ્રભુપ્રાર્થના થઈ હતી, તો ત્યાં વળી

* ખ્રિસ્તીઓની કબર ઉપર કરાતું ધાર્મિક નિશાન.

જખમોની માવજત થઇ હતી. પણ જીવતાં માનવી તમામ અદૃશ્ય થઈ ગયાં હતાં. એ ક્યાં હતાં? કદાચ ઘણે દૂર નીકળી ગયાં હશે; કદાચ સાવ નજીકમાં જ ક્યાંક, હાથમાં અનેક ભડાકાવાળી બંધૂકો ધરીને, ઊભાં હશે. જંગલ નિર્જન જેવું ભાસતું હતું. ટુકડીએ પોતાની સાવચેતી બમણી કરી. એકાંત હતું, અને તેથી અવિશ્વાસ હતો. એમને કોઈ દેખાતું નહોતું: તેથી તો કોઈક ને કોઈકથી ડરવાનું એમને વધુ કારણ મળી રહેતું હતું. કાળી કીર્તિવાળા આ જંગલ સાથે એમને પનારા પડ્યાં હતાં. ગમે તે ઘડીએ એમની ઉપર છાપો પડવાની શકયતા હતી.

મોખરાની હરોળના ત્રીસ સૈનિકો માર્ગશોધકો બનીને સમગ્ર પલટનથી આગળ થોડે અંતરે ચાલતા હતા. એમની સાથે એક નાયક હતો. પલટનની સમરસેવિકા પણ એમની સાથે આગળ ચાલતી હતી સમરસેવિકાઓને સ્વેચ્છાથી જ મોખરે રહેવાની આદત હોય છે. એમાં એમને શિરે જોખમ રહે છે, પણ જે કાંઈ બને તે નજરે જોતા જવાનો મોકો એમને મળે છે. આવી ઉત્કંઠા એ નારીશૌર્યનો એક પ્રકાર છે.

એકાએક, મોખરાના સૈનિકોની આ નાની ટુકડી શિકારની બોડ પાસે પહોંચેલા શિકારીઓની માફક ચમકી ઊઠી. એક ઝાડની વચ્ચેથી જાણે કોઈના શ્વાસનો અવાજ એમણે સાંભળ્યો. ડાળીઓની અંદર કોઈના હલનચલનનો એમને આભાસ થયો. તરત જ એમણે પોતાની પાછળ આવનારાઓને મૂંગાં મૂંગાં સંજ્ઞાઓથી ખબર આપ્યા.

પૂરી એક મિનિટ પણ નહિ વીતી હોય ત્યાં, જે જગ્યાએથી હલનચલનનો આભાસ થયો હતો તેને ઘેરી લેવામાં આવી; તાકેલી બંધૂકોનું એક કુંડાળું એની આસપાસ ફરી વળ્યું; બંધૂકના ઘોડા ઉપર આંગળીઓ રાખીને અને શંકાસ્પદ સ્થાન ઉપર નજર ચોંટાડીને સૈનિકો ફક્ત નાયકના હુકમની રાહ જોતા ઊભા રહ્યા. તે છતા,

સમરસેવિકાએ ઝાડીમાંથી ડોકિયું કરવાની હિંમત કરી, અને જે ઘડીએ નાયક "ફે......ર"નો હુકમ દેવા જતો હતો ત્યાં જ એણે રાડ પાડી કે, 'થોભજો !'

સૈનિકો તરફ ફરીને એ બોલીઃ 'ગોળીબાર ન કરજો બિરાદરો !'

ઝાડી વીંધીને એ આગળ ગઈ, સૈનિકો એની પાછળ ચાલ્યા.

સાચે જ ત્યાં કોઈક હતું.

જંગલમાં કોલસા પાડનારાઓ મોટા એક કુંડાળા જેટલી જે જગ્યા સાફ કરીને મૂકતા જાય છે તેને એક છેડે, ડાળીઓની એક કમાન નીચે—ઝાંખરાની એક ઉઘાડી મઢૂલી જેવા એ સ્થળે, લીલવાળી જમીન ઉપર એક સ્ત્રી બેઠી હતી. એની છાતીએ એક ધાવણું બાળક હતું, એના ગોઠણનું ઓશીકું કરીને બે બાળકોનાં રૂપાળાં માથાં પોઢી ગયાં હતાં.

આ હતો એમનો શિકાર !

'એય, શું કરે છે તું અહીંઆ ?' સમરસેવિકા તડૂકી.

પેલી સ્ત્રીએ મસ્તક ઊંચું કર્યું.

ક્રોધભરી સમરસેવિકા ફરી બોલી, 'તું તે કાંઈ શુધબુધ ગુમાવી બેઠી છો તે અહીં બેઠી છો ? જરાક વાર લાગી હોત તો તારા ફોડાં ઊડી ગયાં હોત !' પછી સૈનિકોને સંબોધીને એણે કહ્યું—'કોઈ સ્ત્રી છે.'

'એ તો નજરે દેખાય છે જ,' એક સૈનિકે કહ્યું.

સમરસેવિકાએ આગળ ચલાવ્યું: 'જંગલમાં આવીને શું તારી કતલ કરાવી નાખવી છે ! કેટલી બધી બેવકૂફી !'

બાઈ તો સ્તબ્ધ થઇ ગઇ, બીકની મારી જાણે પથ્થરનું પૂતળું બની ગઈ. જાણે કોઈ સ્વપ્નામાં હોય તેમ એ આ બંધૂકો, આ તલવારો આ સંગીનો અને આ રાક્ષસી ચહેરાઓ જોયા કરતી હતી.

બેઉ બાળકો જાગીને રડવા માંડયાં.

'મને ભૂખ લાગી છે,' એકે કહ્યું.

'મને બીક લાગે છે,' બીજો બોલ્યો.

નાનેરું બાળક હજી ધાવતું હતું.

માતા ભયથી મૂંગી બની ગઈ હતી. નાયકે એની સામે જોઈને રાડ પાડી: 'ડરીશ નહિ. અમે લાલ ટોપીની પલટનવાળા છીએ.'

સ્ત્રી પગથી માથા સુધી ધ્રૂજી ઊઠી. નાયક સામે એ તાકી રહી. નાયકના ખરબચડા ચહેરા ઉપર એની મૂછો, ભમ્મરો અને આંખોની જગ્યાએ રાતા અંગારા સિવાય બીજું કાંઈ દેખાતું નહોતું.

'અગાઉ અમે રાતી ચોકડીની પલટનને નામે ઓળખતા હતા,' સમરસેવિકાએ ઉમેર્યું.

નાયકે આગળ ચલાવ્યું 'તું કોણ છો બાઈ?'

ભયભીત સ્ત્રીએ એ બોલનારનું બારીકાઈથી નિરિક્ષણ કર્યું. એ એકવડિયા બાંધાની જુવાન સ્ત્રી પીળી પડી ગયેલી અને ચીંથરેહાલ હતી. બ્રિટનીના ખેડૂતનો પોષાક એણે પહેરેલો હતો. કોઈ પશુના જેટલી બેદરકારીથી પોતાની છાતી એણે ખુલ્લી મૂકી હતી. બુટ કે મોજાં વિનાના એના પગમાંથી લોહી ઝરતું હતું.

'ભિખારણ છે કોઈ,' નાયક બોલ્યો.

સમરસેવિકા ફરી બોલી—એના અવાજમાં સિપાહીગીરી અને નારીત્વનું મિશ્રણ હતું, અને છતાંય એ મધુર હતો: 'તારું નામ શું?'

માંડ સંભળાય એવો એક હરફ બાઈના હોઠમાંથી નીકળ્યો: 'મિશેલ.'

સમરસેવિકાએ પોતાના પહોળા પંજાથી ઊંઘતા બાળકનું નાનું મસ્તક પંપાળ્યું અને પૂછ્યું: 'આની ઉમ્મર કેટલી હશે?'

માતા કાંઈ સમજી નહિ. સમરસેવિકાએ પોતાની વાત મૂકી નહિ : 'હું એમ પૂછું છું કે આને કેટલાં વરસ થયાં હશે ?'

'હં !' મા બોલી : 'દોઢેક વરસ.'

'ત્યારે તો એ મોટું થઇ ગયું કહેવાય,' સમરસેવિકા બોલી. 'હવે એને ધાવવા દેવાય નહિ. તમારે એનું ધાવણ છોડાવી દેવું જોઇએ. અમે એને કાંજી આપશું.'

માતાના દિલમાં થોડીક શ્રદ્ધા જન્મી. જાગી ગયેલાં બે બાળકો પણ શરૂઆતની બીકમાંથી પાર ઊતરીને ઉત્કંઠા બતાવતાં હતાં. સૈનિકોની ટોપીઓમાં ઝૂલતાં પીછાં એમને ગમી ગયાં હતાં.

'અરેરે !' મા બોલી, 'છોકરાં બહુ ભૂખ્યાં થયાં છે'. પછી એણે ઉમેર્યું, 'પણ હવે ધાવણ ખૂટયું છે.

'અમે એમને કાંઇક ખાવાનું દેશું,' નાયક બોલ્યો. 'તને પણ દેશું. પણ એટલું બસ નથી. તારા રાજકીય અભિપ્રાયો શા શા છે ?'

બાઈએ એની સામે જોયું, પણ જવાબ ન વાળ્યો.

'મારો સવાલ તેં સાભળ્યો કે નહિ ?'

બાઈએ અચકાતાં અચકાતાં જવાબ આપ્યો : 'હું નાની હતી ત્યારે મને દેવળની શાળામાં મૂકી દીધેલી. પણ હું પરણેલી છું— સાધ્વી નથી. નિશાળમાં મને ફ્રેંચ બોલતાં શીખવેલું. ગામને આગ લગાડેલી. ભાગતાં ભાગતાં મારા જોડા પહેરવાની ય વેળા રહી નહોતી.'

'હું એમ પૂછું છું કે તું કયાં રાજદ્વારી મંતવ્યો ધરાવે છે ?'

'મને એ સમજાતું નથી.'

નાયકે આગળ ચલાવ્યું: 'સ્ત્રી—જાસૂસ જેવી એક ચીજ છે તે હું જાણું છું. જાસૂસોને અમે ઠાર મારીએ છીએ. ચાલ—બોલી નાખ! તું જિપ્સી છે કે નહિ ? તું કોને પક્ષે છે ?'

'હું જાણતી નથી

'એ બને જ કેમ! તારો પોતાનો દેશ કયો છે તે પણ તું નથી જાણતી?'

'મારો દેશ! હા હા, એ તો હું જાણું છું.'

'બસ તો પછી, ક્યાં છે એ?'

બાઈએ કહ્યું, 'આજે તાલુકાના સિરકોઈનાર્ડના ખેતરમાં.'

હવે સ્તબ્ધ બનવાનો નાયકનો વારો આવ્યો. એકાદ ઘડી એ વિચારમગ્ન રહ્યો અને પછી બોલ્યોઃ 'તું શું એમ કહે છે—?'

'સિરકોઈનાર્ડ.?'

'પણ એ કાંઈ દેશ નથી.'

'એ મારો દેશ છે,' બાઈ બોલી. અને પલવાર વિચાર કરીને એણે ઉમેર્યું, 'સાહેબ, હવે મને સમજાય છે. તમે ફ્રાંસના છો, હું બ્રિટનીની છું.'

'તેથી શું?'

'તમે અને હું પાડોશી નથી.'

'પણ આપણે એક જ દેશના રહેવાસી છીએ.'

બાઈ ફરીને માત્ર એટલું બોલી કે, 'હું તો સિરકોઈનાર્ડની છું.'

'ઠીક, ભલે રહ્યું તારું સિરકોઈનાર્ડ,' નાયકે જવાબ આપ્યો. 'તારું કુટુંબ ત્યાંનું છે?'

'હા.'

'એ ધંધો શું કરે છે?'

'એ બધા મરી ગયા છે. મારું કોઈ રહ્યું નથી.'

નાયક પોતાની જાતને એક કુશળ વકતા સમજતો હતો. પોતાની ઊલટતપાસ એણે ચાલુ રાખીઃ 'શું–!'

સમરસેતિકાને ત્યાં વચ્ચે પડવાની જરૂર લાગી. નાનેરા બાળકને એ ફરી રમાડવા લાગી. બીજા બે બાળકોના ગાલ ઉપર એણે ટપલીઓ મારી.

'આ છોકરીને શું કહીને બોલાવો છો ?' તેણે પૂછ્યું.

'જયોરજેટ' માએ જવાબ દીધો.

'અને આ સૌથી મોટાને—આ બદમાશને ?'

'જાન'

'અને આ ત્રીજા ગોળમટોળ ગાલવાળાને ?'

'આલેન' મા બોલી.

વળી નાયકે આગળ ચલાવ્યું. 'બોલો બોલો બાઈ! તમારે ઘર છે ?'

'એક હતું.'

'એ કયાં હતું ?'

'આઝેમાં.'

'તમે તમારા ઘરમાં કેમ નથી ?'

'કારણ કે એને બાળી મૂકયું છે.'

'કોણે ?'

'મને ખબર નથી—લડાઇ થઇ'તી.'

'તમે કયાંથી આવ્યા ?'

'ત્યાંથી'

'કયાં જાવ છો ?'

'ખબર નથી.'

'સાચી હકીકત જણાવો! તમે કોણ છો ?'

'મને એ ખબર નથી.'

'તમે કોણ છો એ તમને ખબર નથી?'

'અમે જીવ લઈને નાસી છૂટેલાં છીએ.'

'તમે કયે પક્ષે છો?'

'મને ખબર નથી.'

'તમે ભુરાની* પડખે છો? કે સફેદની* સાથે? તમે છો કોની ભેગાં?'

'હું મારાં છોકરાં ભેગી છું.'

ઘડીભર સહુએ વિસામો ખાધો. ત્યાં સમરસેવિકા બોલી: 'મારે તો કાંઈ છોકરાં નથી. મને એની નવરાશ જ નથી મળી.'

વળી પાછો નાયક બોલ્યો. 'પણ તમારાં માબાપનું શું? આમ જુઓ બાઈ! તમારાં માબાપ વિશે અમને સાચી હકીકત જણાવો. મારું નામ છે રાદુબ. શેર્ષ-મિદીની શેરીમાંથી હું આવું છું. મારી મા અને મારો બાપ ત્યાં રહેતાં હતાં. મારાં માબાપ વિષે હું બધી વાત કહી શકું તેમ છું. હવે તમે તમારાંની વાત કરો. બોલો એ કોણ હતાં?'

બાઈએ પોતાના કુળનું નામ આપ્યું.

'પણ એ શું ધંધો કરતા હતા?' નાયકે ફરી પૂછ્યું.

'એ મજૂરી કરતાં હતાં. મારો બાપ માંદલો હતો, અને સાહેબે— એના સાહેબે—અમારા સાહેબે—એને માર મારેલો તેથી કામ કરી શકતો નહોતો. પણ સાહેબે ઘણી રહેમ બતાવેલી. મારા બાપે સસલું ચોરેલું—એને માટે મોતની સજા થાય છે. પણ સાહેબે એની દયા ખાધી અને કહ્યું, "એને લાકડીના ફક્ત એકસો ફટકા મારજો;" અને મારો બાપ અપંગ બનીને પણ જીવતો રહ્યો.

---

* ફ્રેંચ વિપ્લવ અને આંતરવિગ્રહ દરમિયાન પ્રજાસત્તાકવાદીઓનું નિશાન ભુરા રંગનું હતું ને રાજપક્ષનું સફેદ રંગનું.

'અને પછી ?'

'મારા દાદા ધરમના સુધારાવાળા સાથે ભળેલા. એટલે પાદરીએ એને જનમટીપ અપાવી અને વહાણ ઉપરના ગુલામ–ખલાસી બનાવ્યા. હું ત્યારે બહુ નાની હતી.'

'ત્યાર પછી ?'

'મારા વરના બાપ મીઠાની દાણચોરી કરતા. એટલે રાજાએ એને ફાંસી દીધી.'

સમરસેવિકા સ્ત્રીની બાજુમાં બેઠી અને એણે સૌથી મોટા છોકરાને પોતાના ખોળામાં લીધો. છોકરો શાંતિથી એની પાસે ગયો. બાળકો કાંઈ પણ કારણ વિના અવિશ્વાસ બતાવે છે તે જ રીતે વિશ્વાસ પણ મૂકતાં હોય છે. અંદરથી જાણે કોઈ એમને દોરતું હોય છે

'ભલી બાઈ,' સમરસેવિકા બોલી, 'તારાં બચ્ચાં બહુ રૂપાળાં છે. બાળકો બધાં એવાં જ હોય છે. પણ જો, તારે જરાય ડરવું નહિ. તારે આ ટુકડીમાં જોડાઈ જવું જોઈએ– મારી જેમ. હું સમરસેવિકા છું. એટલે કે આ લોકો લડતા હોય અને સામસામા ગળાં કાપતા હોય ત્યારે મારે પીણાં પીરસવાનાં હોય છે. આપણા પગ લગભગ એકસરખા માપના છે. હું તને મારા જોડાની એક જોડ આપીશ. ૧૯ મી ઑગસ્ટે હું પેરિસમાં હતી. સોળમા લુઈને ગિલોટિન ઉપર ગરદન માર્યો એ મેં નજરે જોયું છે. એને ઉપાડીને માચડા ઉપર લઈ ગયા ત્યારે એણે નહોતો કોટ પહેર્યો કે નહોતા પહેર્યા જોડા; ફક્ત એક ખમીસ અને ભૂખરી સુરવાળ અને રેશમી મોજા. મેં મારી નજરે એ જોયેલું. હવે તું ટુકડીમાં જોડાઈ જા. તું સમરસેવિકા નંબર બે. હું તને બધું શીખવીશ, અરે એ તો બહુ સહેલું છે! આપણે આપણું ડબલું અને આપણી ઘંટડી રાખવાની. અને પછી ઘમસાણની વચ્ચે જવાનું. સામસામા ગોળી-

બાર થતા હોય અને તોપો ગાજતી હોય એની બરાબર વચ્ચે જઇને બૂમ પાડવાની, " લેશો કોઇ એકાદ ટીપું, છોકરાઓ ?" બસ એથી વધુ કાંઇ જ તકલીફ નહિ હું તો બધાને—ગમે તેને—એક ઘૂંટડો દેતી જાઉં, હા જેમ ભૂરીઆને તેમ સફેદીઆને પણ. હું પોતે ભૂરીઆને પક્ષે છું. પણ હું એ બધાને એકસરખું દેતી જાઉં છું. સહુ જખમીજન સરખાં તરસ્યાં હોય છે. મરતી વખતે એમને કોઇ મતભેદ રહ્યા હોતા નથી. મરતાં માનવીઓએ તો હાથ મિલાવવા જોઇએ. જતી વખતે પણ લડયે રાખવું એ કેવી મૂર્ખાઇ છે! પણ તું અમારી સાથે જ ચાલ. મારું મોત થાય તો તું મારી જગ્યા લેજે. જોને, દેખાવમાં હું ઠીક ઠીક છું. પણ હું ભલી સ્ત્રી છું અને બહાદુર છું. તું બીશ નહિ.'

નાયકે બાઈ સાથેની વાતનો ત્રાગડો ફરી સાંધ્યો: ' અને બાઈ તમારા ધણી શું કરે છે? એનું શું થયું ?'

' એનું કાંઈ થયું નથી. એ લોકોએ એમને મારી નાખ્યા.'

' એ કયાં બન્યું ?'

' ઝાડીમાં.'

' કયારે ?'

' ત્રણ દિવસ પર.'

' એ કોણે કર્યું ?'

' મને ખબર નથી.'

' શું ? તમારા ધણીને કોણે માર્યા તેની તમને ખબર નથી ?'

' ના.'

' ભૂરીઆએ ? કે સફેદીઆએ ?'

' બંધૂકની ગોળીએ.'

' ત્રણ દિવસ પહેલાં ?'

'હા.'

'અને તમારા ધણીને મારી નાખવામાં આવ્યા ત્યારથી તમે શું કરો છો?'

'હું મારા છોકરાંને લઈને ભાગું છું.'

'તમે એમને ક્યાં લઈ જાવ છો?'

'ઊભી વાટે.'

'તમે સૂવો છો ક્યાં?'

'જમીન ઉપર.'

'અને તમે ખાવ છો શું?'

'કાંઈ નહિ.'

લશ્કરી માણસોની ખાસિયત જેવી મોઢું બગાડવાની આવડત, જેમાં મૂછ નાકને અડી જાય છે તે, નાયકે અજમાવી. 'કાંઈ જ નહિ!'

નાયકનું આશ્ચર્ય શમાવવા બાઈએ સમજાવ્યું કે પોતે સૂકાં બોર, છોડનાં મૂળિયાં અને એકાદ બે બીજાં જંગલી ફળ આહાર રૂપે લ્યે છે.'

'ત્યારે તો એને 'કાંઈ નહિ' કહી શકાય,' નાયકે અનુમોદન આપ્યું.

સૌથી મોટો છોકરો કાંઈક સમજણો લાગ્યો. એ બોલ્યો: 'મને ભૂખ લાગી છે.'

નાયકે લશ્કરી રોટીનો એક ટુકડો પોતાના ખીસામાંથી કાઢ્યો અને બાઈને આપ્યો. બાઈએ એના બે ભાગ કરીને બેઉ બાળકોને દીધા. બાળકો એને રસપૂર્વક આરોગવા માંડયા.

'બાઈએ પોતાને માટે તો કાંઈ રાખ્યું નહિ,' નાયક ગણુગણ્યો.

'કારણ કે એ ભૂખી નહિ હોય,' એક સૈનિક બોલ્યો.

'ના, કારણ કે એ માતા છે,' નાયકે કહ્યું. અને પછી માતા તરફ ફરીને એ બોલ્યો: 'ત્યારે બાઈ, તમે ભાગી રહ્યા છો એમ ને?'

'એ વિના બીજું શું કરું ?'

'ખેતરો સોંસરવા—જ્યાં નસીબ દોરે ત્યાં જાવ છો ?'

'પગમાં જોર હોય ત્યાં સુધી દોડું છું—પછી વળી ચાલું—અને અંતે પડું.'

'બિચારી ગામડિયણ !' સમરસેવિકા બોલી.

'લોકો લડાઈ લડે છે,' બાઈ બોલી. 'મારી ચારેકોર બંધૂકો ફૂટે છે. એમને શું જોઈએ છે એની મને કાંઈ ખબર નથી. એમણે મારા ધણીને મારી નાખ્યો–બસ, હું તો એટલું સમજું છું.'

નાયકે પોતાની બંધૂકનો કુંદો જમીનમાં ખૂબ ભાર દઈને ઘસ્યો. પછી એ રાડ પાડીને બોલ્યો: 'જલ્લાદના કસમ, આ તે કેવી જંગલી લડાઈ છે !'

સૈનિકો મૂંગાં મૂંગાં કુંડાળે વળીને આ દુઃખિયાંની વાતો સાંભળતા હતા. એક વિધવા, ત્રણ અનાથ બાળકો; ભાગાભાગ, રખડપાટ, એકાંત, ક્ષિતિજ ઉપર યુદ્ધનો ગણગણાટ; ભૂખ, તરસ, ખેતરની વનસ્પતિ સિવાય બીજો કોઈ ખોરાક નહિ, આકાશ સિવાય બીજું કોઈ છત્ર નહિ……

નાયક બાઈની પાસે ગયો અને ધાવતા બાળક સામે તાકી રહ્યો. બાળકે માની છાતી પડતી મૂકી, હળવેથી પોતાનું માથું ફેરવ્યું, નાની લખોટી જેવી રૂપાળી એની આંખની બે કીકીઓથી નાયકના ખરબચડા, રૂંવાટીભર્યા ચહેરા ઉપર નજર નાખી, અને હસવા માંડ્યું.

નાયક ઊભો થઈ ગયો. મોટું એક આંસુ એના ગાલ ઉપરથી દડ્યું અને મૂછને એક છેડે મોતી જેવું શોભતું ઊભું એ સૈનિકોએ નિહાળ્યું. સાદ મજબૂત કરીને બોલ્યો:

'બિરાદરો, મને લાગે છે કે આપણી પલટને આ બચ્ચાંના

બાપ બનવું જોઇએ. છે કબૂલ? બોલો, આપણે આ ત્રણ છોકરાંને દત્તક લઇએ છીએ?'

'પ્રજાસત્તાકનો જય હો!' બંધૂકધારીઓ એક અવાજે પોકારી ઊઠયા.

'બસ ત્યારે એ વાત નક્કી થઇ ગઇ!' નાયક બોલ્યો. એણે પોતાની બે ભુજાઓ માતા અને તેનાં બચ્ચોળિયાં ઉપર લંબાવી. 'જુઓ આ લાલ ટોપીની પલટનનાં બાળકો!'

સમરસેવિકા આનંદથી નાચી ઊઠી: 'એક ટોપીમાં ત્રણ માથાં!' અને પછી એનાથી ન રહેવાયું—એને ધ્રૂસકાં આવ્યાં. વિધવાને એ ભેટી પડી.

'પ્રજાસત્તાક ઝીંદાબાદ!' સૈનિકોએ ફરી ઘોષણા કરી.

નાયકે માતાને સંબોધીને કહ્યું, 'આવો નાગરિકા!'

પ્રકરણ બીજું

# 'ક્લેમોર'ની વિદાય

૧૭૯૩ની વસંત ઋતુ હતી. ચાર વર્ષ પર ક્રાંતિ કરીને પ્રજાસત્તાકની સ્થાપના કરનાર ફ્રાંસ તેના દરેક સીમાડા પરના પાડોશી રાજવીના આક્રમણનો એકીસાથે ભોગ બની રહ્યું હતું. તે ઉપરાંત, ૧૭૮૯ના મહાવિપ્લવ પછી સત્તા ઉપર આવેલા મવાળ પ્રજાશાન-વાદીઓનું તંત્ર પણ અંતિમવાદીઓના હાથે ભાંગી રહ્યું હતું. એવી અરાજકતાના એ દિવસો દરમિયાન ફ્રાંસ અને ઇંગ્લાંડ વચ્ચેની ખાડીમાં આવેલા જેટસમૂહમાં આ બની રહ્યું હતું—

પહેલી જૂનની સાંજે, સૂર્યાસ્ત પહેલાં એકાદ કલાકે, એ જેટસમૂહના એક બંદરેથી એક યુદ્ધજહાજે લંગર ઉપાડીને દરિયાની વાટ પકડી. વાતાવરણ ધૂમ્મસથી છવાયેલું હતું તેથી ભાગનારને એ અનુકૂળ હતું, પીછો પકડનારને પ્રતિકૂળ હતું. જહાજ ઉપરના ખલાસીઓ વગેરે ફ્રેંચ હતા. જો કે જહાજ પોતે તો ખાડીમાં ચોકિયાતી કામગીરી બજાવી રહેલા અંગ્રેજી કાફલામાંનું જ એક હતું. એ કાફલાના સર્વોચ્ચ નૌકા-સેનાપતિના ફરમાન મુજબ કોઈ ખાસ અગત્યના કાર્ય માટે આ જહાજને તેના કાફલામાંથી વિખૂટું પાડવામાં આવેલું હતું.

લંડનની ગોદીમાં આ જહાજને 'ક્લેમોર'ના નામ હેઠળ નોંધાવવામાં આવ્યું હતું. દેખાવમાં એ કોઈ વેપારી વહાણ જેવું લાગતું હતું. પણ ખરી રીતે એ લડાયક જહાજ હતું. કોઈ પણ વેપારી વહાણ જેવી શાંત સ્થિર એની સૂરત હતી, પણ એની ઉપર વિશ્વાસ રાખવો એ સલામત નહોતું. કળ અને બળઃ એવી બેવડી કાર્ય-શક્તિ એનામાં ઉતારવામાં આવી હતી. શક્ય હોય ત્યાં સુધી

છલના, અને જરૂર પડે તો જંગ કરવાની એને તાલીમ મળી હતી. આજની રાતની તેની કામગીરી માટે તેના ભંડકિયામાં વેપારીઓના માલને સ્થાને ભારે પ્રકારની ત્રીસ તોપો ભરવામાં આવી હતી. દરિયાઈ તોફાનની બીકથી, કે પછી વહાણનો દેખાવ આશંકાપ્રેરક ન બને તેવા ઇરાદાથી, તોપોને ત્રેવડી સાંકળોથી બાંધી લેવામાં આવી હતી, અને ઉપરના તૂતક પર જવાનાં બારણાં બરાબર બીડી દેવાયાં હતાં. બહારથી કાંઈ જ જોઈ શકાય તેમ નહોતું. જહાજમાંથી બહાર નીકળવાના દરવાજા ઉપર પડદા ઢાળી દેવાયા હતા અને સીડીઓ બંધ કરી દેવાઈ હતી. જહાજે જાણે બુરખો પહેરી લીધો હતો. યુદ્ધજહાજો માત્ર ઉપલા તૂતક ઉપર જ તોપો રાખતા હોય છે. પણ આને તો છળકપટ માટે બાંધવામાં આવેલું હોઈ તેના તૂતક ખાલી પડ્યા હતા—અને, હમણાં જ ઉપર કહ્યું તેમ, એના પેટમાં તોપોનો એક જથ્થ લપાઈને બેઠો હતો.

'ક્લેમોર' બેઠી દડીનું વજનદાર જહાજ હતું. પણ સફરનો એને સારો મહાવરો હતો. અંગ્રેજ નૌકાદળમાં વપરાતું સારામાં સારું એનું કલેવર હતું. લડાઈ દરમિયાન નાની નૌકા જેટલી ચપળતા એ દાખવી શકે તેમ હતું. એનું સુકાન કોઈ વિચિત્ર અને છતાં પદ્ધતિપૂર્વકના પ્રકારનું હતું. એનો વળાંક સાવ નિરાળો જ હતો. ફ્રાંસના નૌકાદળમાંથી ભાગી છૂટેલા અફસરો અને ખલાસીઓ એનું સંચાલન કરતા હતા. એ તમામ કસાયેલા માનવીઓ હતા; એમાંનો એકેએક અચ્છો નાવિક હતો, ચુનંદો લડવૈયો હતો, અને કટ્ટર રાજપક્ષવાદી હતો. પોતાના જહાજ, પોતાની તલવાર અને પોતાના રાજવી માટેના ત્રેવડા ઝનૂનથી એ રંગાયેલા હતા. તે ઉપરાંત, જરૂર પડયે મેદાનમાં ઉતારી શકાય તેવા નૌકા–સૈનિકોની અરધી પલટન એમની સાથે હતી. કુશળ કપ્તાન અને કાર્યદક્ષ અફસરો, એ પણ આ જહાજની એક શક્તિરૂપ હતા.

એ તો દેખીતું જ હતું કે જહાજને ફાળે કોઇ અસામાન્ય કામગીરી આવી પડી હતી. હજી હમણાં જ જહાજ ઉપર ચઢેલો એક પુરુષ જાણે કોઈ સાહસયાત્રાએ જતો હોય તેવી એની તાસીર હતી. ઉમ્મરમાં એ વૃદ્ધ હોવા છતાં પુરુષનો દેહ કદાવર, ટટ્ટાર અને ભરાવદાર હતો. એની મુખાકૃતિ અક્કડ હતી. એની ઉમ્મર કેટલી હશે તે કળવું મુશ્કેલ હતું, કારણ કે એ બૂઢો હતો છતાં જુવાન પણ લાગતો હતો. કેટલાક માણસોની વય અને શક્તિ બન્ને વધેલી હોય છે; એમને શિરે શ્વેત વાળ હોય છે અને એમની નજરમાં વીજળીનો ચમકારો હોય છે; એમનું જોમ ચાલીસ વર્ષનું હોય છે પણ એંશી વર્ષના માનવી જેટલાં એમનાં પ્રતાપ અને પ્રતિભા હોય છે. આ પુરુષ એવા માનવીઓમાંનો એક હતો.

એ તૂતક ઉપર આવ્યો ત્યારે પવનમાં ફરકતા એના દરિયાઇ જામા નીચેથી એની લાંબી ઢીલી સુરવાળ, શિકારીના જોડા અને બકરાના ચામડાનું જાકીટ દેખાયાં. જાકીટના ચામડાની એક બાજુ કમાવેલી અને ફુમાશદાર હતી તેમ જ તેની ઉપર ભરતકામ કરેલું હતું, જ્યારે બીજી બાજુ ઉપરની રૂંવાટી અને ખરબચડી સપાટી એમની એમ રહેવા દેવામાં આવી હતી. બ્રિટની પ્રાંતના ફ્રેંચ ખેડૂતોનો એ અસલી પોષાક હતો. જૂની ઢબના આવાં જાકીટો કામના અને રજાના, બેઉ પ્રકારના દિવસોએ ઉપયોગમાં લઇ શકાતાં હતાં. એની રૂંવાટીવાળી કે ભરતવાળી, જે બાજુ બહાર દેખાડવી હોય તે દેખાડી શકાય તેમ હતી. આખું અઠવાડિયું એ સાદું બકરાના ચામડાનું જાકીટ રહેતું, અને રવિવારની રજાના દિવસે એ ભભકાદાર પોષાકમાં પલટાઇ જતું.

કાળજીપૂર્વક કરાયેલા આ વેશપરિવર્તનનું સામ્ય વધારવા માટે વૃદ્ધે ઘૂંટણ અને કાણીઓથી જળી ગયેલો ખેડુવેશ પહેરેલો હતો; અને એ લાંબા કાળથી વપરાતો હોય તેવો લાગતો હતો. એનો જાડો જામો કોઈ માછીમારનો હોય તેવો દેખાતો હતો.

ખાડીમાંના બેટના ખુદ ગવર્નર અને કાફલાના વડા નૌકાપતિ જાતે આ પુરુષને જહાજ ઉપર બેસાડવા આવ્યા હતા. એક જાણીતા ફ્રેંચ ઉમરાવના ગુપ્ત દૂત તરીકે એને વળાવવા આવેલી ત્રીજી એક વ્યક્તિએ જહાજ પરની એની કેબિનમાં બધી સગવડો થયેલી છે કે નહિ તે અંગે જાતે ચોકસી કરી હતી. પોતે એક ઉમરાવ હોવા છતાં એ દૂત આ વૃદ્ધના લૂગડાંની પેટી ઉપાડીને તેની પાછળ અદબથી ચાલતો હતો. કિનારે પાછા ફરવા માટે જુદા પડતી વખતે દૂતે આ ખેડૂતને માનપૂર્વક સલામ ભરી. બેટના ગવર્નરે કહ્યુ, 'તમને સફળતા વરો, સેનાપતિ !' કાફલાના વડા બોલ્યાઃ 'બંધુ, ફરી મળશું ત્યારે.'

ખલાસીઓ પોતાની અંદરોઅંદરની વાતચીતમાં આ મુસાફરને 'ખેડૂત'ને નામે ઓળખવા લાગ્યા. એ બાબતમાં વિશેષ કાંઈ જાણતાં ન હોવા છતાં તેઓ એટલું તો સમજતા જ હતા કે જેમ આ યુદ્ધજહાજ એ કોઈ વેપારી વહાણ નહોતુ, તેમ આ મુસાફર પણ ખેડૂત તો નહોતો જ.

મંદ પવન વાતો હતો 'કલેમોર' લંગર ઉપાડયું અને ધીમે ધીમે એ સરકતું ચાલ્યું. પવનની દિશા સાથે શઢની ગોઠવણનો મેળ લાવવામાં થોડી વાર થઈ ત્યાં સુધી એ નજરે ચડતું હતું. પણ પછી ઘેરાતી રાતમાં એ ભુંસાતું ચાલ્યું, અને છેવટે અદ્રશ્ય બન્યું.

કલાકેક પછી પોતાને નિવાસસ્થાને પાછા ફરેલા પેલા ગુપ્ત દૂતે પોતાના માલિક ઉમરાવને સંદેશો પાઠવ્યો કે : 'હમણાં જ રવાનગી થઈ. સફળતા નિશ્ચિત છે. આઠ જ દિવસમાં ગ્રાંવિયથી સેંટ માલો સુધીનો કિનારો સળગી ઊઠશે.'

તે અગાઉ ચાર દિવસે, ખાડીને સામે પાર, ફ્રાંસને કિનારે પડેલી પ્રજાસત્તાકની ફોજોનું નિરીક્ષણ કરવા આવેલા એક વરિષ્ઠ અધિકારીને છૂપા કાસદ દ્વારા નીચેનો સંદેશો મળેલો. :

'નાગરિક પ્રતિનિધિ, જુનની પહેલા તારીખે, સમુદ્રમાં ભરતી

થાય તે કલાકે 'કલેમોર' નામનું યુદ્ધ જહાજ છૂપી તોપો લઇને રવાના થશે. નીચેના વર્ણન મુજબના એક પુરુષને એ ફ્રાંસને કિનારે ઉતારશે : ઊંચો, વૃદ્ધ, સફેદ વાળ, વેશ ખેડૂતનો, વાન ઉમરાવનો. વધુ વિગતો હું કાલે મોકલીશ. તારીખ બીજીની સવારે એ કાંઠે પગ મૂકશે. લડાયક નૌકાઓને ચેતવી દેજો, આ યુદ્ધજહાજ કબજે કરજો, અને પુરુષને ગિલોટીન* પર ગરદન મારજો.'

ઉપરના બન્ને સંદેશાઓ એક જ હસ્તાક્ષરમાં લખાયેલા હતા.

* શત્રુઓને ગરદન મારવા માટે ફ્રાંસના વિપ્લવવાદીઓએ બનાવેલા આ યંત્રમાં માનવીની ડોક ઉપર ઊંચે લટકતો એક કુહાડો પડતો અને ડોકું ધડથી જુદું થતું.

પ્રકરણ ત્રીજું

# વિકરાળ આગેવાન

દક્ષિણમાં જવાને બદલે યુદ્ધજહાજ ઉત્તરમાં વળ્યું, પછી પશ્ચિમ ભણી ફંટાયું, અને મક્કમપણે દરિયાની ભુજાઓમાં પ્રવેશ્યું. એ દિવસોમાં ફ્રાંસને કે ઈંગ્લાંડને કિનારે એકેય દીવાદાંડી નહોતી. સૂર્ય પુરેપૂરો અસ્ત પામી ગયો હતો. રાત અંધારી હતી; ઉનાળાની રાત્રિઓ સામાન્ય રીતે હોય છે તેના કરતાં વિશેષ અંધારી હતી, ચંદ્ર ઊગ્યો હતો, પણ મોટાં મોટાં વાદળાંએ આકાશ ઉપર પડદો ઢાળી દીધો હતો. એમ લાગતું હતું કે અસ્ત થતો ચંદ્ર ક્ષિતિજને અડશે નહિ ત્યાં સુધી એનાં દર્શન નહિ થાય. થોડાએક વાદળાં પાણી ઉપર લળી પડયાં હતાં અને તેથી ત્યાં ધુમ્મસ પેદા થયું હતું.

આ બધી અસ્પષ્ટતા સાનુકુળ હતી.

સીધો અને ટૂંકો રસ્તો મૂકીને કપ્તાને જરા લાંબો ફેરો લીધો હતો, કારણ કે ટૂંકા માર્ગ ઉપર પાકો જાપ્તો રાખવાનું ફ્રેંચ લડાયક–નૌકાઓને ફરમાન હતું. જો પવન અનુકૂળ રહે અને બીજું કાંઈ વિઘ્ન ન આવે તો દિવસ ઊગતાં જ ફ્રાંસને કિનારે લંગર નાખવાની એની ધારણા હતી.

બધું હેમખેમ પાર ઊતરી રહ્યું હતું. રાતના નવેક વાગે વાતાવરણ, ફ્રેંચ ખલાસીઓની ભાષામાં, જાણે તોબડો ચડાવીને બેઠું હોય તેવું લાગતું હતું. પવન સારો હતો અને સમુદ્ર મોજાંથી ભરપૂર હોવા છતાં તોફાની નહોતો. જોકે કોઈ કોઈ વાર મોજાં જહાજના આગલા ભાગ ઉપર ફરી વળતાં હતાં.

ખાડીના બેટના ગવર્નરે જેને 'સેનાપતિ' કહેલ અને વડા નૌકાપતિએ

જેને 'બંધુ' કહીને સંબોધેલ તે 'ખેડૂત'ના પગ ખલાસીના જેવા કસાયેલા હતા અને તૂતક ઉપર એ શાંત ગંભીરતાપૂર્વક આંટા મારતો હતો. યુદ્ધ–જહાજ આમથી તેમ સારી પેઠે ડોલતું હતું તેનો પણ એને ખ્યાલ ન હોય એમ લાગતું હતું. થોડીથોડી વારે એ ખીસામાંથી ચૉકલેટનું એક ચોસલું કાઢતો અને એમાંથી એકએક ટૂકડો બટકાવતો. વાળ ધોળા હોવા છતાં એનો એકેય દાંત ઓછો થયો નહોતો.

પ્રસંગોપાત કપ્તાનને હળવા સાદે થોડા શબ્દો ઉતાવળે સંભળાવવા સિવાય એ કોઈની સાથે વાત કરતો નહોતો. એ બોલે ત્યારે કપ્તાન એવી અદબથી સાંભળી રહેતો કે પોતાને બદલે પોતાના આ મુસાફરને એ જહાજનો નાયક સમજતો હોય તેવું લાગતું.

બેટ મૂકયા પછી ખડકો અને ભેખડોની લાંબી એક હારમાળાની પાસે થઈને કુશળતાપૂર્વક સરતું સરતું 'કલેમોર' ધૂમ્મસમાં અદીઠું રહીને ચાલ્યું જતું હતું. અંધારામાં ચાલ્યો જતો માણસ હાથેપગેથી પોતાનો રસ્તો ઓળખતો જાય તેમ સુકાની આ જહાજને ચલાવતો હતો. પોતે માર્ગનો ભોમિયો અને પાણીની ઊંડાઈનો જાણકાર હોય તેમ આત્મવિશ્વાસપૂર્વક એ આગળ વધતો હતો. ચોકીપહેરા નીચેના આ જળવિસ્તારમાં પોતાની વાટ છતી થઈ જવાની બીતિથી જહાજે બત્તી સળગાવી નહોતી. ધૂમ્મસ એ એક ભારે આનંદની બાબત હતી. હજી સુધી તો બધું ક્ષેમકુશળ હતું. પણ દરિયો જરા વિશેષ અશાંત બનતો જતો હતો.

રાતના દસ પછી થોડી વારે કપ્તાન અને નાયબ–કપ્તાન ખેડુ–વેશવાળા પુરુષને તેની ઓરડી તરફ લઈ ગયા. ખરી રીતે તો એ જહાજ ઉપરની સર્વશ્રેષ્ઠ, કપ્તાનની પોતાની જ, કેબિન હતી. એમાં પ્રવેશતાં પ્રવેશતાં એ બન્નેને એણે ધીમા અવાજે કહ્યું:

'સજ્જનો, ગુપ્તતાની અગત્ય તમે સમજો છો. ધડાકો થાય તે ઘડી સુધી ચૂપ રહેવાનું છે. અહીં ફક્ત તમે બે જ મારું નામ જાણો છો.'

'કબ્રમાં પણ અમે એને અમારી સાથે લઈ જશું,' કપ્તાને જવાબ આપ્યો.

'અને હું,' બીજો બોલ્યો, 'મોત સામું આવીને ઊભું રહે તો પણ હું એ કોઇને કહીશ નહિ.'

પુરુષ કેબિનમાં દાખલ થયો.

કપ્તાન અને નાયબ–કપ્તાન તૂતક ઉપર પાછા ફર્યા. વાતો કરતાં કરતાં એ આંટા મારવા લાગ્યા. પોતાના મુસાફર વિશે જ તેઓ વાત કરતા હતા. એમની વચ્ચેના આ વાર્તાલાપને વાયુની લહેરો અંધકાર વચ્ચે પ્રસરાવતી હતી—

કપ્તાને અરધું ગણગણતાં પોતાના સાથીના કાનમાં કહ્યું: 'એ સાચો આગેવાન છે કે નહિ તેની હવે ખબર પડશે.'

નાયબે જવાબ દીધો, 'અને એ પારખું થાય ત્યાં સુધી એ રાજા છે.'

'લગભગ.'

'ફ્રાંસનો ઉમરાવ, પણ બ્રિટનીનો તો રાજવી.'

'ફ્રેંચ કુળનો કોઈ રાજવી છે નહિ તેથી બ્રિટનીવાસીને લીધો.'

'બુલબુલ નથી એટલે—ના, ગરૂડ નથી એટલે—કાગડાને પસંદ કર્યો.'

'હું તો ગીધડું પસંદ કરું.'

'હા, સાચું! ચાંચ અને નહોરવાળું!'

'એ તો હવે જોશું.'

'હા. કોઇ આગેવાની લેનાર નીકળે એ હવે ઘણું જરૂરી છે. હું એવા મતનો છું કે સાચો આગેવાન હોય, અને દારૂગોળો હોય તો બસ! જુઓને કપ્તાન, હું તો લગભગ એકેએક આગેવાનને ઓળખું છું: શકય હોય તેને અને અશકયને—ગઇ

કાલના, આજના અને આવતી કાલનાને. પણ આપણે જોઈએ છે એવો ચમકદાર એમાંનો એકેય નથી. વાંડીના એ પાપિયા જંગલમાં તો એવો સેનાપતિ જોઈએ કે જે પાછો ધારાશાસ્ત્રી પણ હોય: દુશ્મનને એ પજવતો હોય, એકેએક ખેતર, ઝાડી, ખાડી અને પથ્થર માટે એ કલહ કરતો હોય, દુશ્મન સાથે ઝગડયા કરતો હોય, દરેક બાબતનો લાભ લેતો હોય, દરેક વાતનું ધ્યાન રાખતો હોય, ખુબાખુબ કતલ કરતો હોય, દાખલા બેસાડતો હોય, નિદ્રાહીન અને દયાહીન હોય. એ જંગલમાંની બેડ્ડૂતસેનામાં આજે વીરલાઓ પડ્યા છે, પણ નાયક એકેય નથી. કોઈ નકામો છે, કોઈ માંદલો છે, કોઈક વળી દયાળુ—એટલે કે બેવકૂફ છે, કોઈ હુંશિયાર છે તો બિનઅનુભવી છે, કોઈ ખુલ્લા મેદાનના જંગ માટે બરાબર છે પણ આવી યુક્તિપ્રયુક્તિવાળી લડાઈ માટે નાલાયક છે. કોઈ સાવ ગાડાખેડુ જેવા છે, કોઈ લુચ્ચો માલધારી છે, કોઈ તો સાવ ગમાર છે, કોઈ તદ્દન હાસ્યાસ્પદ છે, કોઈ ભારે વિચિત્ર છે. અને પેલા હજામની તો હું વાત જ નથી કરતો. ત્યાં દેવો જો ઉમરાવોનો નાયક બનાવવાનો હોય તો તો પછી ક્રાંતિનો વિરોધ કરવાનો અર્થ શો રહે છે? અને તો પછી પ્રજાસત્તાકવાળાઓ અને આપણી વચ્ચે તફાવત પણ શો રહે છે?'

'જુઆને એમ જંગલી ક્રાંતિનો આપણને પણ ચેપ લાગી ગયો છે.'

'ફ્રાંસને કોઈ લખસ વળગી છે.'

'પ્રજાસત્તાવાદ'ની લૂખસ. એક ફક્ત ઇંગ્લંડ જ એને કાઢી શકે તેમ છે.'

'અને ઇંગ્લંડ આપણને જરુર એમાંથી બચાવશે. એમાં શંકા ન રાખશો, કપ્તાન.'

'પણ નાયબ, આ હજામ માટે મને થોડું ઘણું માન છે, હો. એકવાર, ત્રણસો ભુરીઆઓ પાસે એમની પોતાની જ કબરો ખોદાવીને પછી એ બધાને એણે આસાનીથી ઠાર મારેલા.'

'સારું કર્યું, એ તો હું પણ કરી શકયો હોત.'

'અરે, એ તો શંકા વિનાની વાત છે. એમ તો હું પણ કરી શકયો હોત.'

'યુદ્ધના મહાભારત કાર્યો ઉચ્ચ કુળના માનવીઓને હાથે થવાં જોઇએ. એ વાળ કાપનારાઓનો નહિ પણ ઉમરાવોનો વિષય છે.'

'તે છતાંય, આ 'પ્રજાસત્તાક'વાળાઓમાં કેટલાક આબરૂદાર માણસો છે. દાખલા તરીકે પેલો જેબી ઘડિયાળી. અગાઉ ફ્લેન્ડર્સની રેજિમેન્ટમાં એ સાર્જન્ટ હતો. વાંડીમાં એ હવે નાયક બન્યો છે. કિનારા ઉપરની એક ટૂકડી એના તાબામાં છે. પણ એનો એક દીકરો પ્રજાસત્તાકવાદી બની ગયો છે. બેટો ભૂરીઆઓની ભેગો છે, બાપ ધોળીઆઓની સાથે. એમાં એકવાર બેઉનો ભેટો થઇ ગયો. લડાઈ થઈ. બાપે દીકરાને કેદ પકડયો, અને એની ખોપરીમાં બંધૂકની નાળ ફૂંકી દીધી.'

'એ હુશિયાર કહેવાય. પણ તેથી, હલકા કુળનો માણસ ઉમરાવોની આગેવાની ન લઇ શકે એ હકીકતને કાંઈ આંચ આવતી નથી.'

'અરે ભાઇ, સામો પક્ષ પણ એટલો જ ત્રાસેલો છે. આપણામાં સામાન્યો ભરાયા છે; એમનામાં ઉમરાવો ભરાયા છે. તમે શું એમ માનો છો કે એ છકેલા પ્રજાસત્તાકવાદીઓને આ અમીર કે તે ઉમરાવની આગેવાની નીચે લડવું ગમતું હશે?'

'કેવો ખીચડો થઇ ગયો છે!'

પોતપોતાના વિચારતંતુઓ કાંતતાં કાંતતા એ બન્ને થોડાં ડગલાં આગળ ચાલ્યા. પછી એમનો વાર્તાલાપ ફરી ચાલુ થયો.

'કપ્તાન, તમારી કેબિનમાં પેરિસનું છાપું' છે?'

'હા.'

'હમણા ત્યાં કયા ખેલ ચાલે છે ?'

કપ્તાને બે નાટકોનાં નામ આપ્યાં.

'એ જોવાની મારી ઇચ્છા છે,' નાયબે કહ્યું.

'તમે ચોક્કસ જોઇ શકશો. એક મહિનામાં જ આપણે પેરિસ પહોંચી જશું.'

'પણ કપ્તાન, બધું જોઇએ તેમ નથી ચાલતું.'

'અરે, જો એક બ્રિટનીમાંની લડાઇ બરોબર લડાય તો બીજું બધું બરોબર ચાલશે.'

નાયબે ડોકું ધુણાવ્યું. 'કપ્તાન,' એણે પૂછયું, 'નૌકા-સૈનિકોને આપણે કિનારે ઉતારવાના છીએ ?'

'હા, જો કિનારાના લોકો આપણે પક્ષે હશે તો—જો એ આપણો વિરોધ કરશે તો નહિ. લડાઇએ કોઇવાર દરવાજા તોડીને પ્રવેશવું જોઇએ, તો કોઇ વાર ચુપકીદીથી પેસી જવું જોઇએ. આપણાથી બનશે તેટલું બધું આપણે કરી છૂટશું. પણ સૌથી મહત્વની વાત તો આગેવાનની છે.'

થોડીવાર વિચાર કર્યા પછી નાયબ બોલ્યો : 'રાજાની જરૂર છે; ફ્રાંસનો રાજવી, રાજકુળના રુધિરવાળો—સાચો રાજવી.'

'શા માટે ? રાજાઓને તો બધા—'

'બાયલા ગણે છે. હું એ જાણું છું, કપ્તાન. પણ આ ગામડિયાઓની કોડા જેવી આંખો ઉપર અસર પાડવા માટે રાજાની જરૂર છે.'

'પણ મિત્ર, રાજાઓ કોઇ આગળ નહિ આવે.'

'તો પછી આપણે એમના વિના આગળ વધશું.'

'ઠીક, અત્યારે તો આપણી પાસે જે અહીં છે તે સેનાપતિનં પારખું કરી જોઇએ.'

'એ એક મોટો ઉમરાવ છે.'

'એ આપણી ખોટ પૂરે એવું તમને લાગે છે ?'

'જો એ મજબૂત હશે તો પૂરશે.'

'એટલે કે વિકરાળ હશે તો.'

કપ્તાન અને નાયબ એકબીજા સામે મીટ માંડી રહ્યા.

'કપ્તાન, તમે 'વિકરાળ' શબ્દ વાપર્યો ને?' બસ, આપણે એની જ જરૂર છે. આ લડાઈમાં દયાને સ્થાન નથી. આ જમાનો લોહી-તરસ્યાઓનો છે. રાજહત્યારાઓએ સોળમા લુઈનું મસ્તક કાપી નાખ્યું છે. આપણે રાજહત્યારાઓના હાથપગ ઉતરડી નાખશું. આજે તો નિર્દય સેનાપતિની જરૂર છે. જ્યાં જ્યાં નાયકો ઉદારદિલ અને દયાળુ થતા જાય છે ત્યાં જરાય પ્રગતિ થતી નથી. અને જ્યાં એ વિકરાળ બન્યા છે ત્યાં આગેકૂચ કરી શકયા છે. જે રાક્ષસી બને છે તે જ દુશ્મન સામે ટકી શકે છે—'

કપ્તાનને કાંઈ જવાબ આપવાની વેળા ન રહી. નાયબનું વાકય એક કારમી ચીસથી છેદાઈ ગયું. સાથે સાથે એમણે એક ભયાનક અવાજ સાંભળ્યો. એ શેનો અવાજ હશે તે સમજાય તેમ નહોતું. પણ એ ચીસ અને એ અવાજ જહાજની અંદરના ભંડકિયામાંથી આવ્યાં હતાં.

કપ્તાન અને નાયબ તોપવાળા નીચલા તૂતક ભણી દોડયા. પણ એ નીચે ઊતરી ન શકયા. બધા તોપચીઓ બહાવરા બનીને ઉપર દોડયા આવતા હતા.

હમણાં જ એક ભયંકર બનાવ બની ગયો હતો.

પ્રકરણ ચોથું

## કાંસાનો રાક્ષસ

ચોવીસ રતલી ગોળા ફેંકતી એક તોપ એની સાંકળમાંથી છૂટી પડી ગઈ હતી.

દરિયાઇ અકસ્માતોમાં આ બનાવ સૌથી ભયંકર લેખાય છે. તમામ શઢ મોકળા મૂકીને ભરદરિયે સફર કરતાં વહાણની ઉપર આથી વધુ કારમી કોઇ આફત ઊતરી શકે નહિ.

પોતાની સાંકળમાંથી વછૂટી ગયેલી તોપ એકાએક કોઇ અવર્ણનીય રાક્ષસી પ્રાણી બની જાય છે. યંત્ર મટીને એ દૈત્ય બને છે. એની ભારેખમ કાયા એનાં ચાર પૈડાં ઉપર ફરે છે. દડાના જેટલા વેગથી એ દડે છે, આંચકા મારે છે, જાય છે, આવે છે, થંભે છે, જાણે કે વિચાર કરે છે; ફરી વેગ પકડે છે, ધનુષ્યમાંથી છૂટેલા તીરની માફક વહાણને એક છેડેથી બીજે છેડે ધસે છે, ઘૂમરડાય છે, ફરીને આઘી ખસે છે, છટકે છે, પાછલે પગે જાય છે, ભાંગફોડ કરે છે, વજનથી મારે છે, ખલાસ કરી નાખે છે.

જાણે કે યુગયુગોની પોતાની ગુલામીનું એ વેર વાળે છે. આપણે જેને ચેતનહીન પદાર્થો કહીએ છીએ તેમાં લપાયેલી કોઇ આસુરી શક્તિને જાણે કે બહાર નીકળવાનો માર્ગ લાધે છે અને એ ઓચિંતાની ફૂટી નીકળે છે. તમામ ધીરજ ખોઈ બેસીને એ ભયંકર અસ્પષ્ટ વેર વાળવા મથે છે. ચેતનહીનના આ રોષ જેટલું નિર્દય બીજું કાંઇ નથી. ભાન ભૂલેલો આ પદાર્થ દીપડાની જેમ છલાંગો મારે છે, એનામાં હાથીનું વજન છે, ઉંદરની ચંચળતા છે, કુહાડાની જીદ છે, ભરતીનો અણચિંતવ્યો વેગ છે, વીજળીની ગતિ છે, કબ્રની બધિરતા છે. દસ હજાર રતલનું એનું

વજન છે, અને છતાં છોકરાંને રમવાના દડાની જેમ એ ઊછળે છે. વગડાના વંટોળિયાને કાટખૂણેથી કાપી નાખ્યો હોય તેમ એ ભાગે છે. એને શું કરવું? એનો અંત કઈ રીતે લાવવો? તોફાન હોય તો શાંત પડી જાય, આંધી હોય તો પસાર થઈ જાય, પવન હોય તો પડી જાય, શઢથંભ તૂટ્યો હોય તો એની જગ્યાએ બીજો મૂકી શકાય, ગાબડું હોય તો પૂરી શકાય, અગ્નિ હોય તો એની મેળે ઠરી જાય; પણ કાંસાના આ વિરાટ વનપશુને કઈ રીતે મહાત કરવું?

શિકારી કૂતરાને સમજાવી શકાય છે, આખલાને આભો બનાવી શકાય છે, નાગને મુગ્ધ કરી શકાય છે, વાઘને ભય પમાડી શકાય છે, સાવજને શાંત પાડી શકાય છે; પણ આ રાક્ષસ, આ છૂટી પડેલી તોપ પાસે એકેય કારી ફાવતી નથી. એને મારી શકાતી નથી—એ મરેલી જ છે; અને તે છતાં એ જીવે છે. મહાકાળે એને બક્ષેલું દુષ્ટ જીવન એ જીવે છે.

એના પગ તળેનાં પાટિયાં એને રમાડતાં હોય છે. વહાણ એને ડોલાવે છે, વહાણને દરિયો ડોલાવે છે, દરિયાને પવન ડોલાવે છે. આ વિનાશિકા રમકડું બની જાય છે. વહાણ, મોજાં, પવનના સપાટા, સહુ એને મદદ કરે છે. એટલે જ એનામાં આવો ભયજનક તરવરાટ આવે છે.

અનેક ગૂંચવણોભરી આ ડાકણનો સામનો કઈ રીતે કરવો? જહાજને ડુબાડી દે તેવી આ કરામતને કઈ રીતે બાંધી લેવી? એ ક્યાંથી આવશે અને ક્યાં જશે, ક્યાંથી પાછી ફરશે, ક્યાં ઊભી રહેશે અને ક્યાં આંચકા ખાશે એની અટકળ શી રીતે કરવી? જહાજની દીવાલો ઉપરનો એનો ગમે તે ફટકો ગાબડું પાડી દે તેમ હતો. એના કારમા ઘુમરડાટની અગાહી કઈ રીતે કરવી? જે જાતે વિચાર કરતી હતી, જે યોજનાઓ ઘડી શકતી હોય એવી લાગતી હતી, હર પળે જે પોતાનો માર્ગ બદલતી હતી એવી એક તોપ સાથે

કામ લેવાનું હતું. જેનાથી દૂર રહેવાનું હતું એના જ વેગ શી રીતે ખાળવો ? તોપ આમથી તેમ પછડાટા મારતી હતી, આગળ વધતી, પાછી ફરતી, જમણી બાજુ પછડાતી, ડાબી બાજુ પછડાતી, ભાગતી, સરકતી, છટકતી, આડશોને તોડી પાડતી, માણુસને માખીની જેમ મારતી. સૌથી મોટો ભય તો એનાં પૈડામાં પૂરાયેલા વેગનો હતો. જાણે કે જહાજના પેટાળમાં વીજળી કેદ પૂરાયેલી હતી અને હવે એ છટકવા મથતી હતી. જાણે કે નીચે ધરતીકંપ થતો હતો અને ઉપર મેઘગર્જના ઊડતી હતી.

ઘડીવારમાં જ આખુંય ખલાસીદળ પગભર થઈ ગયું. વાંક મુખ્ય તોપચીનો હતો. તોપને બાંધતી સાંકળનો ખીલો ઠોકવામાં એણે બેદરકારી બતાવી હતી. તોપનાં ચાર પૈડાને જકડતી સાંકળ એણે એટલી ખરાબ રીતે બાંધી હતી કે આંચકાને લીધે તોપ છૂટી પડી ગઈ હતી. એને બાંધેલાં બીજાં દોરડાં એણે તોડી નાખ્યાં હતાં. એક મોટાં મોજાંએ જહાજ ઉપર પ્રહાર કર્યો ને ઢીલી સાંકળ છોડાવીને તોપ ઊછળી, અને ગાંડીતૂર બનીને આમથી તેમ ધસમસવા લાગી. સરકવાની આ અજાયબ ક્રિયાનો કાંઇક ખ્યાલ કાચની બારી ઉપરથી લસરતું પાણીનું ટીપું આપી શકશે.

સાંકળો છૂટી ગઇ ત્યારે બધા તોપચીઓ એ ભંડકિયામાં જ હતા. જંગ માટે તૈયાર થવાના ફરમાનની રાહ જોતાં જોતાં ખલાસીઓ જે કાંઇ કરે તે કાર્યમાં તેઓ નાના નાના સમૂહમાં કે છુટાછવાયા મશગૂલ હતા. પહેલે આંચકે ફંગોળાયેલી એ તોપ માણસોના આ ટોળા વચ્ચે ધસી ગઇ, અને પહેલે જ સપાટે એણે ચારનો કચ્ચરઘાણ વાળી નાખ્યો. પછી એ પાછી ફરી, દડદડતી અને ગાજતી આવી અને બિચારા એક પાંચમાની કાયાના બે કટકા કરી નાખ્યા. વહાણના દરવાજા પાસે થઇને એ સૂસવતી ગઇ અને બીજી એક તોપને એણે એવી ટક્કર મારી કે એ દરિયામાં જઇ પડી. ત્યારે પછી પેલી કારમી ચીસ પડેલી. સહુ સીડી ભણી દોડયા અને

તોપોવાળો તૂતક પાંપણના પલકારામાં ખાલી થઈ ગયો. જંગી તોપ એકલી પડી. એને એની જાત ઉપર છોડી દેવામાં આવી. એ પોતાની અને આખા જહાજની રણીધણી બની ગઈ. એ બન્નેનું પોતાને ફાવે તે કરવા એ શક્તિમાન હતી. જંગની વચ્ચોવચ્ચ પણ હસતાં મોઢાં રાખનારા ખલાસીઓ હવે કમ્પવા માંડયા. ચારે-કોર જે ધાક પ્રસરી ગઈ તેનું વર્ણન કરવું એ અશક્ય છે.

કપ્તાન અને તેના નાયબ, એ બન્ને બહાદુર હતા; છતાં સીડીને મથાળે આવીને એ થંભી ગયા, મૂંગા બની ગયા, ફિક્કા પડી ગયા, અચકાઈને નીચેનો તૂતક નિહાળતા ઊભા રહ્યા. એવામાં, કોણીથી એમને એક બાજુ ખેસવીને કોઈ નીચે ઊતર્યું.

એ હતો એમનો મુસાફર—પેલો ખેડૂત—કે જેને વિષે તેઓ પળ-વાર પહેલાં જ વાતો કરી રહ્યા હતા.

સીડીના પગ પાસે પહોંચીને એ ઊભા રહ્યા.

પ્રકરણ પાંચમું

# તોપ અને તોપચી

તોપ તૂતક ઉપર આવજા કરતી હતી. એની ઉપર છતમાં ટીંગાતું ફાનસ ડોલતું હતું અને આખાય દૃશ્ય ઉપર અંધારાં—અજવાળાંનો ચંદરવો પાથરતું હતું. તોપનો આકાર એના પ્રચંડ વેગથી જુદો પાડી શકાતો નહોતો. ઘડીક ઉજાસમાં એ કાળીમોર દેખાતી. તો વળી ઘડીક આ આછા અંધારા વાતાવરણમાં એ અનેક પડછાયા પ્રસરાવતી.

વિનાશની પોતાની કામગરી એણે ચાલુ રાખી હતી. બીજી ચાર વધુ તોપો એ તોડી ચૂકી હતી જહાજની દીવાલમાં એણે બે બાકોરાં પણ પાડયાં હતાં.સદ્ભાગ્યે એ બાકોરાં પાણીની સપાટીથી ઊંચે હતાં. પણ ઓચિંતાનું તોફાન ચઢી આવે તો એમાંથી જહાજમાં પાણી આવવાનો સંભવ હતો. ગાંડીતૂર બનીને એ વહાણનાં પાટીઆં સામે માથાં પછાડતી હતી. એનામાં કોઇ ભયાનક સર્વવ્યાપીપણું પ્રવેશ્યું હોય તેમ એકીસાથે ચારેકોર એના ફટકા પડતા હતા. એનાં ચાર પૈડાં ફરીફરીને પેલા મરેલા તોપચી-ઓના દેહ ઉપરથી પસાર થતાં હતાં એણે એમના કટકેકટકા કર્યા, છુંદાઉ ચપતરાં કરી નાખ્યાં, અને અંતે એ પાંચ મડદાં મટીને તૂતક ઉપર રઝળતાં કોડીએક માનવ-ઠૂંઠાં બની ગયાં. લોહીના વાંકાચૂંકા રેલા ચાલ્યા. છતને પણ કેટલીક જગ્યાએ નુકસાન થયું હોવાથી એ ડાચાં ફાડીને જોતી હોય તેવી લાગતી હતી. આખા જહાજમાં આ ગજબ-નાક કોલાહલ ફેલાઇ ગયો.

કપ્તાને તરતજ સ્વસ્થતા ધારણ કરી. તોપના ગાંડા ધસારાને ખાળવા માટે એની આજ્ઞા મુજબ ખલાસીઓ તૂતક ઉપર સાદડીઓ,

કોથળાઓ, વધારાના શઢ, દોરડાંનાં ગૂંચળાં, બીજી નકામી વસ્તુઓ અને જહાજ ઉપર વેપારીના માલનો દેખાવ કરવા માટે ગોઠવાયેલી બનાવટી ગાંસડીઓ ફગાવવા માંડયા.

પણ એ ચીંથરાં શું કરી શકે ? નીચે ઊતરીને એમને કંઇક વ્યવસ્થિત રીતે ગોઠવવાની કોઇનામાં હિંમત નહોતી. એટલે થોડી વારમાં જ એ બધું કૂચાના પૂંજમાં પલટાઈ ગયું.

અકસ્માત બને તેટલો અસરકારક નીવડી શકે તે માટે દરિયો પણ જાણે કે અમુક અંશે જ તોફાની હતો. મોટું કોઇ તોફાન થાય એ ઘણું ઇચ્છનીય હતું. તોફાનના પ્રચંડ હડદોલાથી તોપ ઊંધી પટકાઈ ગઈ હોત. અને એકવાર એનાં પૈડાં હવામાં આવ્યા પછી એ રાક્ષસી મહાત થઈ શકી હોત. પણ વિનાશ વધતો જતો હતો. જહાજના ઊંચા શઢ–થંભોના નીચલા છેડા અહીં આ પેટાળમાં ઊતરતા હતા તેમાં ચીરાડો અને ખાડા પડી રહ્યાં હતાં. બાકીની તોપો પણ એક પછી એક નકામી થઇ રહી હતી, દીવા-લોમાંના બાકોરાંની સંખ્યામાં વધારો થઇ રહ્યો હતો, અને જહાજમાં દરિયાનું પાણી પ્રવેશવા માંડયું હતું.

તોપના તૂતક સુધી નીચે ઊતરી આવેલો પેલો વૃદ્ધ મુસાફર સીડીના પગ પાસે મૂકાયેલી પથ્થરની કોઈ પ્રતિમા જેવો લાગતો હતો. નજર સામેનો વિનાશ તાકી તાકીને જોતો એ અચળપણે ઊભો હતો એક ડગલું પણ આગળ ભરવું એ અશકય હતું.

સ્વાધીન બનેલી તોપની એકેએક છલાંગ જહાજની હસ્તી માટે જોખમરૂપ હતી. થોડી વધુ મિનિટો વીતે તો પછી જહાજનું ડૂબવું અનિવાર્ય બની જાય તેમ હતું.

કાં તો એ સહુએ પોતાનો નાશ થવા દેવો અને કાં તો આ ઉલ્કાપાતનો અંત લાવવો : બેમાંથી એક નિર્ણય કરવાનો હતો. પણ નિર્ણય કરવો શી રીતે ?

આ તોપ કોઇ અનેરા યોદ્ધા સમાન હતી ! ગાંડા દૈત્યને અંકુશમાં લાવવાનો હતો. આ તો વીજળીના ચમકારાને જબ્બે કરવાનો હતો. આ તો વજ્રને ઉથલાવી પાડવાનું હતું.

સહુ શાંત હતા. એક માત્ર તોપે પોતાની કારમી ભાંગફોડ ચાલુ રાખી હતી.

દરિયાનાં મોજાં જહાજ સાથે અફળાતાં હતાં. અંદરથી તોપ પછડાટા મારતી હતી, બહારથી મોજાંના સપાટા એનો ઉત્તર વાળતા હતાં.

ધડાધડ ! ધડાધડ ! જાણે કે વારાફરતી બે ઘણના ઘાવ પડતા હતા.

એકાએક, તોપ જ્યાં કૂદતી હતી અને છલાંગો મારતી હતી એ ચકડામાં એક આદમી કૂદી પડ્યો. એના હાથમાં લોઢાનો જાડો સળીઓ હતો. આ એ જ માણસ કે જે આ ઉલ્કાપાત માટે જવાબદાર હતો; એ જ તોપચી કે જેની ભયંકર બેદરકારીએ આ અકસ્માત સરજાવ્યો હતો. આ બદકિસ્મત જન્માવવા માટે પોતે જવાબદાર હોઇને એ એનો અંત લાવવા માગતો હતો. એક મૂઠીમાં લાંબો સળીઓ અને બીજીમાં સરકતા ગાળીઆવાળું દોરડું લઇને એ તોપોવાળા તૂતક ઉપર કૂદી પડ્યો. અને પછી એક અવનવું દ્વંદ્વયુદ્ધ —કોઇ મહાયુદ્ધ શરૂ થયું : તોપચીની સામે તોપનું યુદ્ધ, જડ પદાર્થ અને માનવબુદ્ધિ વચ્ચેનો જંગ, ચેતનહીન અને ચેતન વચ્ચેનો સંગ્રામ.

આદમી એક બાજુએ ખડો હતો. એની મૂઠીઓમાં સળીઓ અને દોરડું હતાં. લોઢાના બે પગ ખોડીને ઊભા હોય તેમ શાંત, કરુણ, ભૂખરે ચહેરે એ ખડો હતો તૂતકમાં એના પગ જડાઇ ગયા હોય તેમ એ વાટ જોતો ઊભો રહ્યો.

તોપ એની પાસે થઇને પસાર થાય તેની વાટ જોતો એ ઊભો હતો.

તોપચી પોતાની તોપને ઓળખતો હતો, અને એને એમ લાગ્યું કે તોપ પણ એને પિછાની લેશે. લાંબા કાળ સુધી એ અને તોપ સાથે રહ્યાં હતાં. કેટકેટલી વાર એણે પોતાનો હાથ એનાં જડબાંમાં નાખ્યો હતો! એ રાક્ષસી પ્રાણી એનું પાળેલું હતું. પાળેલા કૂતરા સાથે બોલતો હોય તેમ એ એની સાથે વાત કરવા માંડયો.

'આવ!' એણે કહ્યું. એના દિલમાં એને માટે પ્યાર હશે, કદાચ.

તોપ એની તરફ ફરે એવી એની ઇચ્છા લાગી.

પણ તોપ એની પાસે આવે તો તો એની ઉપર તરાપ મારે. તો પછી એ ખલાસ થઈ જાય. એની નીચે ચગદાવામાંથી કઈ રીતે બચી જવું? એ જ સવાલ હતો. ભયભીત શાંતિ વચ્ચે સહુ એકીટશે તાકી રહ્યા.

એકેય હૈયું મુક્તપણે ધબકતું નહોતું—સિવાય કે બે યોદ્ધાઓને નિહાળતા તૂતકમાં એકલા ઊભેલા વૃદ્ધ મુસાફરનું.

વૃદ્ધ પોતે પણ તોપ નીચે ચગદાઇ જાય તેમ હતું. પણ એ અચલ રહ્યો.

અને એ સહુની નીચેથી અંધ મહાસાગર આ દ્વંદ્વયુદ્ધનું નિયંત્રણ કરતો હતો.

આ હાથોહાથનું યુદ્ધ સ્વીકારી લઇને તોપચી તોપને પડકારવા આગળ વધ્યો તે ઘડીએ મોજાંની કોઈ અણધારી હીલચાલે તોપને, પલવાર માટે એ પથ્થરમાં પલટાઈ ગઈ હોય તેવી સ્થિર બનાવી દીધી.

'ચાલી આવ!' તોપચીએ એને સાદ કર્યો. એ જાણે સાંભળતી હોય તેમ ઊભી.

એકાએક એ એની ઉપર ધસી આવી. તોપચીએ એની દોટ ચુકાવી.

અને પછી યુદ્ધ શરૂ થયું—કદી ન સાંભળ્યું હોય એવું યુદ્ધ મંડાયું. અભેદ્યની સામે અલ્પકાય પટમાં આવ્યો, કાંસાના દૈત્ય

સામે હાડમાંસની કાયાએ જંગ માંડયો. એક બાજુ હતું અંધ પશુ-બળ, બીજી બાજુ હતો માનવીનો આત્મા.

આખું દ્રશ્ય આછા ઉજાસમાં ભજવાઈ રહ્યું હતું. કોઈ ચમત્કાર અસ્પષ્ટ સ્વરૂપે નજરે ચડતો હતો.

માનવીનો આત્મા એક અજબ ચીજ છે. પણ એમ તો તોપને પણ આત્મા હતો એમ કહી શકાય. રોષ અને ધિક્કારથી ભર્યો એ આત્મા હતો. એના અંધાપાને પણ જાણે કે આંખો ઊગી હતી. એ વિરાટ પશુ માનવીને નિરખતું ઊભું હતું. એનામાં લુચ્ચાઈ ભરી હતી. ચોક્કસ ઘડીએ એ પોતાની હીલચાલ કરતું હતું. એ ધાતુનું કોઈ મહાકાય જીવડું હોય અને એનામાં રાક્ષસ જેટલી તાકાત હોય તેવું લાગતું હતું. આ રાક્ષસી ટીડડું તૂતકની નીચી છત સાથે કોઈ વાર પછડાતું, પાછું પડતું, પોતાના નહોર ઉપર લળતા વાઘની માફક એનાં ચાર પૈડાં ઉપર ઊભું રહેતું, અને તોપચી ઉપર નવેસરથી હલ્લો કરતું. તોપચી ચંચળ, ચપળ અને કુશળ હતો. વિદ્યુત્‌વેગી ધસારાઓના માર્ગમાંથી એ સર્પની માફક સરી જતો. એ પોતે હલ્લાઓથી આઘો રહી શકતો, પણ જેટલા ઘા એ ચુકાવતો એ બધા જહાજ ઉપર તો પડતા જ હતા. વિનાશ ચાલુ રહેતો હતો.

તૂટેલી સાંકળનો એક કટકો તોપની સાથે જકડાયેલો રહી ગયો હતો. એનો એક છેડો તોપના નીચલા ભાગ પરના એક ખીલામાં જડાયેલો હતો. બીજો છેડો ઝૂલતો હતો. ચોપાસ એના સપાટા બોલતા અને તોપના પ્રહારના ભવમાં ઉમેરો કરતા.

જીવતા માણસની મૂઠીની માફક ખીલાએ સાકળને જકડી રાખી હતી. કોરડાની માફક વિંઝાતી એ સાંકળ પોતાના સપાટાથી વંટોળિયાના સૂસવાટા જગાવતી હતી પિત્તળની મૂઠીમાં લોઢાનો ચાબુક ઝૂલતો હતો. આ સાંકળે યુદ્ધની ગૂંચવણમાં ઓર ઉમેરો કર્યો હતો.

તે છતાં તોપચી લડયે જતો હતો. કેટલીક વાર તો એ સામે ચાલીને

તોપ ઉપર હુમલો કરતો. હાથમાં સળીઓ અને દોરડું લઈને એ એક બાજુએથી ડગલાં ભર્યે જતો ત્યારે તોપ જાણે એની ફરેબનો મર્મ પામી જતી હોય તેમ આઘી ભાગતી. ડર્યા વિના, થડકયા વિના તોપચી એનો પીછો પકડતો.

આવું દ્વંદ્વયુદ્ધ લાંબું ચાલી શકે નહિ. એકાએક જાણે તોપ પોતાની જાતને કહેતી હોય એવું લાગ્યું: 'ચાલ, હવે આનો ફેંસલો કરી નાખવો જોઈએ!' એ જરા થંભી, કટોકટીની પળ આવી પહોંચી હોય તેવું બધાને લાગ્યું. શું કરવું અને શું નહિ તેની મૂંઝવણમાં તોપ ખુન્નસપૂર્વક મંથન કરતી લાગી. અને તોપચી ઉપર એણે એક અણધારી તરાપ મારી. એ કૂદીને એક બાજુ ખસી ગયો, તોપને જતી રહેવા દીધી અને અટ્ટહાસ્ય કરતો એ બોલ્યો: 'આવ, ફરીવાર આવ!' તોપ ક્રોધાવેશમાં ગાંડી બની ગઈ હોય તેમ દોડી, અને વધુ એક તોપને તેણે તોડી પાડી. પછી, જાણે કોઈ અદૃશ્ય ગોફણ-માંથી વિંઝાઈ હોય તેમ એ તૂતકના બીજા છેડા સુધી ફેંકાઈ તોપચી આ વખતે પણ છટકી ગયો.

ત્રણ વધુ તોપો એના પ્રહારથી ભાંગી પડી. પછી તો જાણે એ ગાંડી બની હોય અને પોતે શું કરે છે તેનું ભાન ગુમાવી બેઠી હોય તેમ પાછી ફરી, તોપચીની દિશામાં ધસી, જહાજના ખૂણાનાં એણે છડદાં ઉખેડી નાખ્યાં અને બાજુની દીવાલમાં એક નવું ગાબડું પાડયું. ઉપરના તૂતક પરથી આવતી સીડી નજીક તોપચીએ આશરો લીધો. વૃદ્ધ પુરુષ પણ ત્યાં ઊભો ઊભો જોતો હતો.

તોપચીએ પોતાના હાથમાંનો વજનદાર સળીઓ ભોંય પર જરા ટેકવ્યો. તોપે જાણે એ જોયું હોય તેમ, હુમરડાઈને પાછી ફરવાને બદલે કુહાડાના ઘાની ગતિથી એ પાછલે પગે જ તોપચી ઉપર ધસી આવી. તોપચી ખલ્લાસ થવાની અણી ઉપર હતો. ખલાસીગણ એકસામટી ચીસ પાડી ઊઠયું.

પણ અત્યાર સુધી નિશ્ચલ બનીને ઊભેલા વૃદ્ધ પુરુષે તે વખતે એ ગાંડા ધસમસાટ કરતાં પણ વેગીલી ચપળતા દાખવી. બનાવટી માલની એક ગાંસડી એણે ઊંચકી અને પોતાનો કચ્ચરઘાણ વળી જવાને જોખમે પણ એને તોપનાં પૈડાંની વચ્ચે ફંગોળી. આ નિર્ણયાત્મક અને જોખમભર્યું પગલું આથી વિશેષ કાબેલિયતથી ચાહે તેવો નિષ્ણાત અને અનુભવી તોપચી પણ ન ભરી શકયો હોત.

તોપના ધોધમાર વેગ આડો ગાંસડીનો દાટો દેવાઈ ગયો. દડયા આવતા સાગના બીંબને એકાદ પાંચીકો કોઈ વાર રોકી દે છે. ઝાડની એકાદી ડાંખળી પૂરના રેલાનો પ્રવાહ બદલી નાખે છે. તે પ્રમાણે તોપે આંચકો ખાધો, અને તોપચી એ ઘડી ન ચૂકયો. તોપનાં પાછલાં પૈડાંના આરા વચ્ચે એણે પોતાનો ભારેખમ સળીઓ હડસેલી દીધો. તોપ થંભી ગઈ. વળી એણે થોડા આંચકા ખાધા. તોપચીએ સળીઆનો પદ્ધતિપૂર્વકનો ઉપયોગ કરીને તોપને ઉથલાવી પાડી; અને પરસેવે રેબઝેબ બનેલા એ માનવીએ દોડીને એ ઉલળી પડેલા દૈત્યની કાંસાની ગરદનમાં દોરડાનો ગાળિયો પરોવી દીધો.

ખેલ ખતમ થયો. માનવીનો વિજય થયો હતો. કીડીએ ઐરાવતને હંફાવ્યો હતો. વામણાએ વજ્રને કેદ પકડયું હતું.

ખલાસીઓ અને નૌકા–સૈનિકોએ તાળીઓ પાડી.

દોરડાં અને સાંકળો લઈને સહુ નીચે ઊતરી પડયા અને ઘડીવારમાં જ તોપનાં અંગેઅંગ એના પાશમાં જકડાઈ ગયાં.

તોપચીએ મુસાફરને સલામ કરી.

'સાહેબ,' એ બોલ્યો, 'તમે મારો જાન બચાવ્યો છે.'

પણ વૃદ્ધ પુરુષે તો પોતાની લાગણીવિહીન મુખમુદ્રા ફરી ધારણ કરી લીધી હતી. એણે કાંઈ જવાબ વાળ્યો નહિ.

પ્રકરણ છઠ્ઠું

## સેનાપતિ જડી ગયો!

**મા**નવીનો વિજય થયો હતો, પણ એમ તો તોપનો પણ વિજય થયો હતો. હાલતુરત પુરતું જહાજને ડૂબતું બચાવી લેવામાં આવ્યું હતું, પણ એ સાવ બચી ગયું હતું એમ ન કહી શકાય. વહાણને થયેલું નુકસાન મરામતની મર્યાદા વટાવી ગયું હતું. એની દીવાલોમાં પાંચ ગાબડાં પડયાં હતાં, અને એમાંનું એક ઘણું મોટું તો એના આગલા ભાગમાં જ હતું. ત્રીસ તોપોમાંથી વીસ નકામી થઈ પડી હતી

જે તોફાની તોપને કેદ પકડીને ફરી જંજીરોમાં જકડવામાં આવી હતી તે પોતે પણ નકામી થઈ ગઈ હતી. એટલે જહાજ ઉપર લડાયક તોપો તો માત્ર નવ જ રહી હતી. જહાજના નીચલા ભાગમાંથી પાણી અંદર પ્રવેશી રહ્યું હતું. તેથી ભાંગફોડનું મરામતકાર્ય અને પંપ વડે પાણી ઉલેચવાનું કામ એકીસાથે કરવું જરૂરી હતું.

તોપોવાળા તૂતક ઉપર હવે કાંઈક નજર નાખી શકાય તેમ હતું. એનો દેખાવ ભયંકર હતો. ખેદાનમેદાન થયેલું કોઈ ગાંડા હાથીનું પાંજરું જોઈ લ્યો!

આ કરુણ બનાવ બન્યો તે દરમિયાન આખું ખલાસીગણ જીવન–મરણના એક જ સવાલમાં એટલું બધું ઓતપ્રોત થઈ ગયું હતું કે દ્વંદ્વયુદ્ધ ચાલતું હતું તેની સિવાયના બહારના બીજા ભાગોમાં શું બની રહ્યું છે તેનો તેમને કાંઈ ખ્યાલ રહ્યો નહોતો. ધુમ્મસ વધુ ઘેરું બન્યું હતું, વાતાવરણ પલટાઈ ગયું હતું, વાવડાએ જહાજને મનફાવતી દિશામાં ધકેલી દીધું હતું, પોતાનો નિશ્ચિત કેડો ચૂકીને એ વધુ પડતું દક્ષિણ ભણી જતું રહ્યું હતું; અને હવે એની ચોપાસનો

દરિયો અશાંત બન્યો હતો. જહાજના ખુલ્લા જખમને મોટાં મોટાં મોજાંનાં ચુંબન ચોડાતાં હતાં—અનેક જોખમોથી ભરપૂર એ ચુંબનો હતાં. જહાજ દરિયામાં અસ્થિર બનીને ડોલવા માંડયું હતું. વાયુ મંદ મટીને તોફાની બન્યો હતો. મોટા કોઈ તોફાનના ભણકારા વાગતા હતા. ચાર હલેસાંવા છેટે પણ કાંઈ દેખાવું મુશ્કેલ હતું.

ગાબડાં પૂરીને, અને સાજી રહેલી તોપોને તેના સ્થાને સરખી ગોઠવીને, ખલાસીગણ જ્યારે તોપોવાળા તૂતક પરની ભાંગફોડની ઉતાવળે મરામત કરી રહ્યુ હતું ત્યારે પેલો વૃદ્ધ મુસાફર ઉપલા તૂતક ઉપર જઈને કૂવાથંભને અઢેલીને ઊભો હતો.

જહાજ ઉપર થઈ રહેલા બીજા એક કાર્ય પ્રત્યે એણે કાંઈ લક્ષ્ય દીધું નહોતું. નાયબ–કપ્તાને નૌકા–સૈનિકોને કૂવાથંભની બે બાજુ સામસામી બે હરોળમાં ખડા કર્યા હતા. તે પછી એક સિસોટી વાગી ત્યાં તો દોરડાં પડતાં મૂકીને તમામ ખલાસીઓ ત્યાં હાજર થઈ ગયા.

પછી કપ્તાન પોતે એ વૃદ્ધ મુસાફર પાસે આવ્યો. એની પાછળ એક દિગ્મૂઢ આદમી શ્વાસભર્યો ચાલ્યો આવતો હતો. એનાં લૂગડાં અસ્તવ્યસ્ત હતાં અને છતાં એના ચહેરા ઉપર સંતોષની લાગણી છવાયેલી હતી. એ હતો પેલો તોપચી, કે જેણે હમણાં પોતાની જાતને રાક્ષસોના રમાડનાર તરીકે સાબિત કરી બતાવી હતી, અને જેણે મહાકાય તોપને શિકસ્ત આપી હતી.

ખેડુવેશમાં ઊભેલા એ અજાણ્યા મુસાફરને કપ્તાને લશ્કરી સલામ કરી. એ બોલ્યો : 'સેનાપતિ, આ રહ્યો એ માણસ'

તોપચી સિપાહીની માફક ટટ્ટાર ઊભો રહ્યો, એની આંખો નીચી ઢળેલી હતી.

કપ્તાને આગળ ચલાવ્યું : 'સેનાપતિ આ માણસે જે કર્યું છે

તેના બદલામાં એના કપ્તાને પણ કાંઈક કરવું જોઈએ એમ આપને નથી લાગતું?'

'હા, કાંઈક કરવું જોઈએ,' વૃદ્ધ પુરુષે જવાબ આપ્યો.

'તો પછી કૃપા કરીને આજ્ઞા આપો,' કપ્તાને કહ્યું

'એ તો તમારું કામ છે. તમે કપ્તાન છો.'

'જી હા, પણ આપ સેનાપતિ છો.'

વૃદ્ધ પુરુષે તોપચી સામે જોયું. 'આગળ આવ!' એ બોલ્યો.

તોપચી એક ડગલું આગળ વધ્યો. વૃદ્ધ પુરુષે કપ્તાન તરફ ફરીને એના ગણવેશ ઉપર શોભતો એક લશ્કરી ચંદ્રક ઉખેડી લીધો અને એ તોપચીને પહેરાવ્યો.

'હુ ર......રા!' ખલાસીઓ પોકારી ઊઠ્યા.

નૌકા-સૈનિકોએ બંધૂકોની સલામી આપી. આભા બનેલા તોપચી સામે આંગળી ચીંધીને વૃદ્ધે ઉમેર્યું: 'હવે આ માણસને ગોળીએ દો.'

તાળીઓના ગડગડાટનું સ્થાન અવ ફ઼પણાએ લીધું.

અને પછી, કબ્ર જેવી એ શાંતિ વચ્ચેથી વૃદ્ધ પુરુષનો ઘેરો સાદ સંભળાયો—

'એક ગફલતને કારણે આ જહાજ જોખમમાં આવી પડ્યું છે. અત્યારે હવે એના ઉગારની લગભગ કોઈ આશા રહી નથી. આપણે ભરદરિયે—એટલે કે દુશ્મનની નજર સામે જ છીએ. દરિયામાંનું જહાજ અને મોરચા પરનું લશ્કર, એ બે એકસરખાં ગણાય છે. તોફાન દેખાતું નથી, છતાં એ આપણી ઉપર તોળાઈ રહ્યું છે. આખા સમુદ્રમાં ગમે ત્યાંથી આપણી ઉપર છાપો પડવાની શક્યતા છે. દુશ્મન જ્યારે સામે ખડો હોય ત્યારે કોઈ પણ ગફલતની એક માત્ર સજા મોત હોઈ શકે. એક પણ ગુનો માફ થઈ શકે નહિ. બહાદુરીનો બદલો અપાવો જોઈએ, ને ગફલતની સજા થવી જોઈએ.'

વૃક્ષ ઉપર કુહાડાના ફટકા પડે તેમ એક પછી એક આ ધીમા, ગંભીર, મક્કમ શબ્દો સંભળાયા.

વૃદ્ધે સૈનિકો ભણી ફરીને ઉમેર્યું, 'તમારી ફરજ બજાવો.'

જેની છાતી ઉપર એક નવલો ચંદ્રક ઝળહળી રહ્યો હતો એ માનવીએ શિર નમાવ્યું.

કપ્તાને એક ઇશારો કર્યો, અને બે ખલાસીઓ નીચે ગયા ને કંતાનની મોટી એક ચાદર લઇ આવ્યા. જહાજે લંગર ઉપાડ્યું તે ઘડીથી પ્રભુપ્રાર્થનામાં રચ્યોપચ્યો રહેલો જહાજનો પાદરી એ બે ખલાસીઓની સાથે આવ્યો. નૌકા–સૈનિકોની હરોળમાંથી એક નાયકે બાર બંધૂકધારીઓને જૂદા તારવ્યા અને છ–છની બે હરોળમાં એમને ગોઠવ્યા. એક હરફ પણ ઉચ્ચાર્યા વિના તોપચી જઇને એ બે હરોળની વચ્ચે ઊભો. હાથમાં પવિત્ર 'ક્રોસ' લઇને પાદરી એની પાસે જઇ ઊભો.

નાયકે કૂચનો હુકમ આપ્યો અને એ ટૂકડી ધીમે પગલે જહાજના આગલા ભાગ તરફ ગઇ. હાથમાં ખાંપણ લઇને ઊભેલા પેલા બે ખલાસીઓ એની પાછળ ચાલ્યા. જહાજ ઉપર શાંતિની ઘેરી છાયા પથરાઇ ગઇ. દૂર દૂર તોફાન જાણે કે કીકિયારી કરતું હતું.

થોડી ક્ષણો બાદ આગનો એક લીસોટો દેખાયો અને તરત જ ભડાકો સંભળાયો. અંધકાર વચ્ચે એના પડઘાઓ પડયા. અને ફરી સર્વત્ર શાંતિ ફેલાઇ ગઇ. તે પછી, દરિયામાં એક માનવદેહ પડયાનો પછડાટો સંભળાયો.

વૃદ્ધ મુસાફર હજીય કૂવાથંભને ટેકવીને, અદબ વાળીને ઊભો હતો. મૂંગો મૂંગો એ વિચારો કર્યા કરતો હતો.

દૂર ઊભેલા કપ્તાને એની તરફ આંગળી ચીંધીને નાયબના કાનમાં કહ્યું—

'વાંડીના જંગલને સેનાપતિ જડી ગયો !'

પ્રકરણ સાતમું

# 'ઈશ્વરના હાથમાં'

**પ**ણ લડાયક જહાજનું શું થવાનું હતું ?

આખી રાત સમુદ્રની સપાટી ઉપર લળી પડેલાં વાદળાં હવે એટલાં બધાં ઘેરાં બની ગયાં હતાં કે ક્ષિતિજ અદૃશ્ય થઈ ગઈ હતી. દરિયા ઉપર જાણે કોઈ કફન પથરાઈ ગયું હતું. ધુમ્મસ સિવાય બીજું કાંઇ જોઈ શકાતું નહોતું. આવી પરિસ્થિતિ સાજા-સશક્ત જહાજ માટે પણ હંમેશા જોખમભરી ગણાય છે.

વીતી રહેલા સમયનો સદ્‌ઉપયોગ થઈ રહ્યો હતો. ભાંગીતૂટી તોપો, ઊખડેલાં પાટીઆં, લોઢાં-લાકડાંના ટૂકડાઓ અને તોપે સરજાવેલા વિનાશમાંથી જે કાંઈ હાથ લાગે તે કાટમાળ દરિયામાં ફગાવી દઈને જહાજનો ભાર હલકો કરવામાં આવતો હતો. ડામરિયા કંતાનમાં વીંટેલાં માનવશબો અને જુદા જુદા અવયવોના ટૂકડા પણ મોજાંને હવાલે કરાઇ રહ્યાં હતાં.

દરિયો પણ હવે અંકુશમાં રહે તેવો નહોતો. જો કે તોફાનની શક્યતાઓ ઓછી થતી જતી હતી, પરંતુ હજી ઊંચાં ઊંચાં મોજાં આવી રહ્યાં હતાં એટલે એના ઊંડાણમાં અસ્વસ્થતા દેખાતી હતી. પોતાની આવી પાંગળી હાલતમાં જહાજ દરિયાઈ પ્રહારોની ઝીંક ઝીલી શકે તેમ નહોતું. મોટાં મોજાં એને માટે જીવલેણ નીવડવાની ભીતિ હતી.

સુકાની સુકાન પાસે ઊભો ઊભો વિચાર કરતો હતો. સાગર ઉપર શાસન કરનારાઓને બદકિસ્મત આવી પડે ત્યારે એની સામે ઉન્નત મસ્તકે ઊભા રહેવાનો મહાવરો હોય છે.

નાયબ-કપ્તાને એને પૂછ્યું: 'સુકાની આપણે ક્યાં છીએ ?'

'આપણે ઇશ્વરના હાથમાં છીએ.'

સુકાની એ જહાજનો માલિક ગણાય છે. ફાવે તે કરવાની, અને ઘણીવાર ફાવે તે બોલવાની, એને છૂટ હોય છે. સામાન્ય રીતે આ જાતના માણસો ઓછાબોલા હોય છે.

નાયબ ત્યાંથી ખસીને આગળ ગયો. સુકાનીને એણે સવાલ પૂછ્યો હતો; એનો જવાબ ક્ષિતિજે આપ્યો. વાતાવરણ એકાએક સ્વચ્છ બની ગયું.

મોજાં ઉપર પથરાયેલું ધુમ્મસ ઝડપભેર વિંખાઈ ગયું. અને પ્રભાતના આછા ઉજાસમાં દૂરના ક્ષિતિજ ઉપર નાયબની નજર પડી. આકાશ ઉપર વાદળાંનું ઢાંકણું દેવાઇ ગયું હતું પણ વાદળ હવે પાણીને અડતાં નહોતાં. પૂર્વમાં પ્રભાતનો ઉજાસ દેખાતો હતો; પશ્ચિમે એના પ્રતિબિંબ સમું આથમતા ચંદ્રનું તેજ હતું. અને બન્ને બાજુની ક્ષિતિજ ઊપર ઊભેલી અચલ આકૃતિઓની કાળી રેખાઓ દેખાતી હતી.

ચંદ્રતેજથી છવાયેલા પશ્ચિમના આકાશની પાર્શ્વભૂમિ ઊપર ત્રણ ઊંચી કરાડો સ્પષ્ટ દેખાતી હતી.

પ્રભાતના અરધા ઉજાસવાળા ઊગમણા ક્ષિતિજ ઉપર એકબીજાથી ચોક્કસ અંતરે પદ્ધતિપૂર્વક ગોઠવાયેલા આઠ શઢ ઊભા હતા.

જહાજની પાછળ નામચીન દરિયાઇ કરાડો હતી, અને એની આગળ ફ્રેંચ લડાયક નૌકાઓ હતી. પશ્ચિમે વિનાશની ઊંડી ખાઈ હતી, અને પૂર્વમાં હતું કતલખાનું.

એક બાજુ કરાડો હતી; અને જહાજના આગલા ભાગમાં ગાબડું હતું, એના શઢનાં દોરડાં વેરવિખેર હતાં, કૂવાથંભોના પાયા ડગમગતા હતા. બીજી બાજુ દરિયાઇ જંગ હતો; અને એની ત્રીસમાંથી એકવીસ તોપો નકામી બનીને પડી હતી, એના સારા સારા તોપ-

ચીઓ મરી ગયેલા હતા. પવન જહાજને કરાડોની દિશામાં ધકેલી રહ્યો હતો. પોતાની કમજોર અને અપંગ દશામાં જહાજ સુકાનના કબ્જામાં રહી શકતું નહોતું. પડછંદ મોજાંના પ્રહારો ઝીલતું એ દડતું જતું હતું. એ કરાડોની પાડોશમાં પહોંચનારું કોઇ પણ જહાજ પાછું ફર્યું હોય એવું હજી સુધી બન્યું નહોતું.

જહાજ પુરેપુરું સાજું ને સશક્ત હોત તો પણ એનો પાછો ફરવાનો માર્ગ આ કરાડોએ રોકયો હોત અને ફ્રાંસ ભણીની તેની આગેકૂચ આ લડાયક નૌકાઓએ થંભાવી હોત. દરિયાની ઉપર અશાંત વાવંડો હતો, અને એના પેટાળમાં ખડકોવાળું તળિયું હતું.

પોતાને જે કરવુ હોય તે દરિયો કદી કહી દેતો નથી. પોતાના પેટમાં બીજી અનેક વસ્તુઓની માફક છલકપટને પણ એ છુપાવીને રાખે છે. એ પોતાની યોજનાઓ ઘડે છે. એ આગળ ધસે છે અને પાછો ખસે છે. એ એક વાત કહે છે, અને પછી એથી ઊલટું જ કરે છે. તોફાનની એંધાણીઓ આપીને પછી એ પોતાનો ઇરાદો માંડી વાળે છે. એ ઘૂરકે છે ઉત્તરમાં, અને ત્રાટકે છે દક્ષિણમાં.

રાત આખી 'કલેમોર' જહાજની આસપાસ ધુમ્મસ હતું, તોફાનની બીતિ હતી. પણ દરિયાએ એ એંધાણીઓને નિર્દય રીતે ખોટી ઠરાવી હતી. તોફાનને બદલે એ કરાડોને લક્ષ આવ્યો હતો જહાજને એ ડુબાડવા માગતો હતો, પણ ડુબાડવાની રીત એણે બદલી હતી.

કાં તો દરિયાઈ જંગમાં ખતમ થઈ જવું, અને કાં તો ઊંચી આ કરાડો ઉપર પછડાઇને પોતાના ફુરચા ઉડાડી દેવા : જહાજ સામે એકબીજાના પૂરક એવા આ બે દુશ્મનો ખડા હતા.

૯=૩૮૦

લડાયક જહાજ હવે લગભગ ડૂબી ગયેલું જ કહી શકાય.

ફિક્કો ઝાંખો પ્રકાશ હતો, વાદળાંની કાળી છાયા હતી, ક્ષિતિજની રેખાઓ બદલાતી જતી હતી. કબ્રસ્તાન જેવી નીરવતા પથરાયેલી હતી. વાયુના સિસકારા સિવાય સર્વત્ર શાંતિ હતી. વિનાશ પણ કોઈ ભવ્ય સ્વરૂપે ચાલ્યો આવતો હતો. 'કલેમોર' કઠોર વાસ્તવિકતા વચ્ચે નહિ પણ કોઈ કલ્પનાસૃષ્ટિમાં ઉભું હોય તેવું લાગતું હતું. કરોડામાં કાંઈ હલનચલન થતું નહોતું, નૌકાઓમાં કોઈની હીલચાલ દેખાતી નહોતી. એ શાંતિનુ સ્વરુપ વિરાટ અને અવર્ણનીય હતું. ઘડીભર તો એમ થઈ આવતું કે, શું આ બધું સાચું હશે? સમુદ્ર ઉપર થઈને કોઈ સ્વપ્ન તો સરી રહ્યું નહિ હોય ને? એવાં સ્વપ્નોની રોમાંચક લોકકથાઓ કોણે નથી સાંભળી?

કપ્તાને હળવા સાદે નાયબને કાંઈક સૂચનાઓ આપી એટલે એ નીચે તોપોવાળા તૂતક ઉપર ગયો. તે પછી દૂરબીન લઈને કપ્તાન સુકાની પાસે ગયો. કરાડો પાણીની બહાર દેખાતી હતી તેની ચોપાસ દરિયાની અંદર એના નાના—મોટા ખડકોની હારની હાર પથરાયેલી હતી. એટલે ડૂબવા માટે જહાજને કરાડોની સાવ નજીક પહોંચવાની પણ જરૂર નહોતી. પશ્ચિમ ભણી દૂરબીન ગોઠવીને કપ્તાને કરાડોનું નિરીક્ષણ કર્યું. પછી એ પૂર્વ તરફ ફર્યો, અને નરી આંખે પણ જોઈ શકાતા સઢ ઉપર એણે દૂરબીન માંડ્યું.

બરાબર આઠ નૌકાઓ એકકતારે ખડી હતી. એમની લડાયક આકૃતિઓ પાણી ઉપર બિહામણે સ્વરૂપે તરવરતી હતી.

કપ્તાન અને સુકાની બેઉ ભૂતકાળમાં ફ્રેંચ નૌકાદળ ઉપર કામ કરી ચૂક્યા હતા.

આજે એમનાં દુશ્મન બનીને ઊભેલાં એ આઠેય જહાજ એમનાં જાણીતાં હતાં. પ્રત્યેકની પાસે રહેતી તોપોના આંકડા એમની જીભને ટેરવે હતા.

એટલે પોતાને કેટલી તોપોનો સામનો કરવાનો છે તેની ગણતરી કરતાં એમને વાર ન લાગી.

એટલામાં નીચેના તૂતક ઉપરથી નાયબ-કપ્તાન ઉપર આવ્યો. કપ્તાને એને સાદ પાડીને કહ્યું, 'મિત્ર આપણી સામે ત્રણસો ને એંશી તોપો મંડાયેલી છે. તમે નીચે તપાસ કરીને આવો છો, તો બોલો આપણે ઉપયોગમાં લઈ શકીએ એવી કેટલી તોપો રહી છે?

'નવા' નાયબે જવાબ આપ્યો.

સુકાનીના હાથમાંથી દૂરબીન્ લઈને કપ્તાને એ ક્ષિતિજ ઉપર માંડયું.

આઠ શાંત અને કાળી નૌકાઓ સ્થિર બનીને ઊભી હોય તેમ લાગતું, પણ એ મોટીને મોટી બનતી જતી હતી.

મક્કમ પગલે એ નજીક આવતી જતી હતી.

નાયબે એક લશ્કરી સલામ ભરીને પછી કહ્યું; ' કપ્તાન, મેં કરેલી તપાસનો અહેવાલ આ રહ્યો આ 'કલેમોર' જહાજમાં મને પહેલેથી જ અવિશ્વાસ હતો જે જહાજ આપણને પિછાનતું નથી, કે જેને આપણી સાથે કોઈ જાતની મહોબ્બત બંધાઈ નથી એની ઉપર સફર કરવી મને કદી રૂચતી નથી. ઇંગ્લંડના જહાજો ફ્રાંસને માટે હંમેશા દગાખોર નીવડે છે. આ જહાજે એ સાબિત કરી બતાવ્યું છે. મેં બધી વ્યવસ્થા જોઇ તપાસી નાખી છે. લંગરો સાબૂત છે, નક્કર પોલાદની એ બનાવટ છે. દોરડાં સારામાં સારી હાલતમાં છે. દારૂગોળો પુષ્કળ છે, છ તોપચીઓ મરી ગયા છે. તોપ દીઠ એકસો ને એકોતેર ગોળાઓ આવે છે.'

કપ્તાને દૂરબીનમાંથી જોયું. દુશ્મનનો કાફલો હજી નજીક આવી રહ્યો હતો.

'કલેમોર'ની તોપો મધ્યમ પ્રકારની હતી. એનો એક લાભ એ હતો કે પ્રત્યેક તોપના સંચાલન માટે માત્ર ત્રણ માણસોની જરૂર પડતી પણ એના ગોળાઓ મોટી તોપોના જેટલા દૂર જઈ શકતા નહોતા એ એની ખામી હતી. પરિણામે, દુશ્મનને હજી વધુ નજીક આવવા દેવાની જરૂર હતી.

આખા જહાજમાં શાંતિ પથરાઈ ગઈ હતી. યુદ્ધ માટે તૈયાર થવાનું કોઈ ફરમાન થયું નહોતું, પણ સહુ પોતપોતાની મેળે તૈયારીઓ કરતા હતા. મોજાં કે માનવી : બેમાંથી એકેય સામે લડવાની જહાજમાં શક્તિ નહોતી. તે છતાં, આ ખડિયેર સમા લડાયક જહાજ ઉપર શકય તેટલી બધી તૈયારીઓ થઈ રહી હતી. કૂવાથંભ ડોલવા માંડે કે ઢીલા પડી જાય તો તેને સ્થિર, મજબૂત બાંધી રાખવા માટે વધારાનાં દોરડાંના પૂંજ ખડકાયા હતા. જખમીઓની માવજત માટે એક ખૂણો સાફ કરવામાં આવ્યો હતો. તૂતક ઉપર આડશો ઊભી કરવામાં આવી હતી. એનાથી તોપના ગોળા અટકાવી શકાત, પણ બંધૂકની ગોળીઓ ન રોકી શકાત. દરેક ખલાસીને કારતૂસોનું એકએક પાકીટ આપવામાં આવ્યું હતું. સહુએ પોતાના પટ્ટામાં પિસ્તોલની એક જોડ અને એકએક છૂરી ખોસી દીધી હતી. તૂતક ઉપરની પથારીઓ ઉપાડી લેવાઈ, તોપો ગોઠવાઈ ગઈ, બંધૂકો સજાવાઈ ગઈ, કારતૂસોની પેટીઓ હાજર કરવામાં આવી, અને દારૂગોળાનો ભંડાર ઉઘાડો મૂકી દેવાયો. દરેક માનવી પોતાને સ્થાને ખડો હતો. મરતા માણસના ઓરડામાં જે રીતે તૈયારીઓ થાય તેમ આ બધું કાર્ય મૂંગા મૂંગા કરવામાં આવતું હતું. ચારેકોર દોડાદોડ અને શોકનું વાતાવરણ હતું.

અને પછી 'કલેમોર' આડું ફરીને ઊભું રહ્યું. છ જુદા જુદા

પ્રકારનાં લંગરો એની પાસે હતાં. એ છએ છ જહાજને સાગરતળિયે બેઠાં. એની નવેનવ તોપ એક જ બાજુ ઉપર, દુશ્મનની સામે, ગોઠવાઈ ગઈ.

સામે, નૌકા-કાફલાએ પણ પોતાની વ્યૂહરચના એટલી જ ચૂપકી-દીથી પાર પાડી દીધી હતી. આઠેય નૌકાઓ અર્ધગોળાકારમાં ગોઠવાઈ ગઈ હતી. એની સામેની બાજુ સાંધી લીટીમાં પેલી કરાડોની હારમાળા ઊભી હતી. વચમાં 'કલેમોર' ઊભું હતું. ચોપાસથી એ ઘેરાયેલું હતું, અને લંગરોએ એના પગ જકડી લીધા હતા.

શિકારી કૂતરાઓએ જાણે કે સૂવરને ઘેર્યો હતો. એમની જીભ લસલસતી હતી, પણ જડબાં હજી ફાટયાં નહોતાં.

જાણે કે બેઉ પક્ષ કોઈ સંજ્ઞાની વાટ જોતા હતા.

'કલેમોર'નો પ્રત્યેક તોપચી પોતાની તોપ સાબદી કરીને ખડો હતો.

પ્રકરણ નવમું

# મુસાફર છટકયો

મુસાફર તૂતક ઉપરથી ખસ્યો નહોતો. એની એ જ અચળ મુખમુદ્રા રાખીને એ બધું જોયા કરતો હતો.

કપ્તાન એની પાસે આવ્યો. 'સાહેબ,' એણે કહ્યું, 'સંપૂર્ણ તૈયારીઓ થઈ ચૂકી છે. આપણે હવે આપણી કબ્ર ભણી ઝડપભેર ધકેલાઈ રહ્યા છીએ. પણ અમે ડગશું નહિ. આપણે કાં તો દુશ્મનના અગર તો પેલી કરાડોના કેદી બનવાના છીએ—કાં તો આપણે નૌકા-કાફલાને શરણે જશું, અને કાં તો ખડકો ઉપર ભાંગીને ભુક્કો બનશું. તે સિવાય આપણે માટે કોઈ રસ્તો નથી. પણ એક માર્ગ છે—અને એ છે મૃત્યુનો માર્ગ. ખડક ઉપર અથડાઈને મરવું એના કરતાં લડવું એ બહેતર છે. હું પોતે તો ડૂબવાને બદલે બંધૂકની ગોળીએથી મરવું પસંદ કરું છું. મોત આવવાનું જ હોય તો પાણીરૂપે નહિ પણ અગ્નિસ્વરૂપે ભલે આવતું. પણ મરવાનું કામ અમારા સહુનું છે—આપનું નહિ. આપ તો રાજાના કાસદ છો. વાંડીના જંગલમાંના યુદ્ધનું સંચાલન કરવાનું ભગીરથ કર્તવ્ય આપને શિરે છે. આપ નહિ હો તો કદાચ સમગ્ર રાજ્યવંશ હતો-નહતો થઈ જશે. એટલે આપને તો જીવવું જ રહ્યું. અમારું ગૌરવ અમને અહીં રોકે છે, આપનું આપને અહીંથી જવાનું કહે છે. સેનાપતિ, આપ જહાજમાંથી રવાના થઈ જાવ. હું આપને એક હોડી અને એક ખલાસી આપું છું. એક ચકરાવો ખાઈને કિનારે પહોંચી જવું એ સાવ અશક્ય નથી. હજી દિવસ પૂરો ઊગ્યો નથી, ઊંચાં ઊંચાં મોજાં આવે છે, સમુદ્રનાં પાણી ઘેરાં છે, અને તમે જરૂર છટકી શકશો. વિજયને વરવા માટે કેટલીક વાર ભાગવું પણ પડે છે.'

વૃદ્ધ પુરુષે પોતાનું સત્તાધારી શિર સંમતિપૂર્વક ધુણાવ્યું.

કપ્તાને ઊંચે સાદે હાક મારી : 'સૈનિકો અને નાવિકો !'

જહાજ ઉપરની એકેએક હીલચાલ બંધ થઈ ગઇ. જહાજને ખૂણે ખૂણેથી તમામ આંખો કપ્તાન તરફ ફરી.

એણે કહ્યું : 'આપણી વચ્ચેના આ પુરુષ મહારાજાના પ્રતિનિધિ છે. આપણે શિરે એમની સલામતીની સોંપણી થઈ છે. આપણે એમને બચાવવા જ જોઇએ. ફ્રાંસના રાજ્યતખ્તને કાજે એમની જરૂર પડી છે. વાંડીના સંગ્રામનું સંચાલન એમને સોંપાયું છે. એ એક મહાન સેનાપતિ છે. આપણી સાથે એમને ફ્રાંસને કાંઠે ઉતારવાના હતા, પણ હવે આપણી વિના પણ એમણે ત્યાં પહોંચવું જોઇએ. એક આગેવાન બચે તે આખી સેના બચ્યા બરોબર છે.'

'જરૂર ! જરૂર !' ખલાસીગણે સમૂહઘોષ કર્યો.

કપ્તાને આગળ ચલાવ્યું: 'એ પોતે પણ એક જોખમ ઉઠાવી રહ્યા છે. કિનારે પહોંચવું સહેલું નથી. આ કોપેલા સમુદ્ર સોંસરવા જવા માટે બને એટલી મોટી હોડી જોશે, પણ દુશ્મનની લડાયક નૌકાઓની નજર ચુકાવવા માટે એ હોડી બને તેટલી નાની ય હોવી જોઇએ. વળી કિનારાના કોઇ ચોક્કસ અને સલામત કટકા ઉપર એમને ઉતારવા જોઇએ. એને માટે કસરતબાજ અને કુશળ તરવૈયો હોય તેવો ખલાસી જોશે. હલેસાં મારવામાં એ પાવરધો હોવો જોઇએ. આ કાંઠાના પ્રદેશનો એ રહીશ અને આ ખાડીનો જાણકાર હોવો જોઈએ. હજી રાત પૂરી વીતી નથી, એટલે કોઈની નજરે ચડયા વિના હોડી આપણા જહાજમાંથી રવાના થઇ શકે તેમ છે. ઉપરાંત, આપણે ધુમાડો કાઢવાના છીએ, એ પણ હોડી આડો પડદો ઢાળી દેશે. ખડકવાળા છીછરા પાણીમાંથી નાની હોડી પસાર થઈ શકશે. દીપડો જ્યાં સપડાઇ જાય ત્યાંથી લોંકડી છટકી શકે છે. આપણે માટે

કોઇ છટકબારી નથી, હોડી માટે છે. હોડી હવે પૂરપાટ વેગે ભાગશે, દુશ્મનની નૌકાઓ એને ભાળશે નહિ. વળી, એ ભાગતી હશે તે દરમિયાન આપણે પણ દુશ્મનને થોડી રમત બતાવશું ! બોલો છે કબૂલ ?'

ખલાસીઓએ એકીઅવાજે હા પાડી.

'તો પછી ઘડીનોય વિલંબ પાલવે તેમ નથી,' કપ્તાન બોલ્યો. 'એ હોડીનો ખલાસી બનવા છે કોઇ તૈયાર ?'

અંધકાર વચ્ચેથી એક ખલાસી આગળ આવ્યો અને બોલ્યો: 'હું'.

# ભાગનારાનું ભાગ્ય

થોડા મિનિટો પછી એક નાનીશી હોડી જહાજમાંથી ઊતરીને પોતાને પંથે પડી. એમાં બે માણસો બેઠા હતા. એના પાછલા ભાગમાં વૃદ્ધ પુરુષ હતો, અને આગલા ભાગમાં હતો સ્વેચ્છાએ એનો નાવિક બનેલો પેલો ખલાસી. જતા જતાંય રાત લંબાયે જતી હતી. કપ્તાનના ફરમાન મુજબ ખલાસી પોતાની તમામ તાકાત સીંચીને કરાડોની દિશામાં હલેસાં માર્યે જતો હતો. તે સિવાય બીજી એકેય દિશા ખુલ્લી પણ નહાતી.

હોડીમાં થોડી ખાધાખોરાકી પણ લેવાઈ હતી. બિસ્કિટની એક કોથળી અને પાણીનો એક કૂજો એક બાજુ પડયાં હતાં.

હોડીએ પોતાની સફર શરૂ કરી અને થોડી વારમાં જ તેની અને અને જહાજ વચ્ચે સારું એવુ અંતર થઈ ગયું. પવન અને મોજાં હલેસાં મારનારની મદદે હતા. એટલે નાવડી વેગભરી ભાગી રહી હતી. ઊંચાં ઊંચાં મોજાની દીવાલો વચ્ચે એ લપાયેલી હતી.

હવે પછીની ઘડીએ શું થશે, ને શું નહિ, તેની અકથ્ય ઈંતેજારી સમુદ્રના ઘેરા વદન ઉપર છવાયેલી હતી.

મહાસાગરના વિરાટ શાંત વાતાવરણ વચ્ચેથી એકાએક, ભૂંગળા વાટે ફૂંકાયેલી ત્રાડ સંભળાઈ.

જહાજનો કપ્તાન હુકમો છોડી રહ્યો હતો : 'સમ્રાટના સૈનિકો, કૂવાથંભ ઉપર શ્વેત ધજા ફરકાવો, અને આપણા જીવનનો આખરી સૂર્યોદય નિહાળવા તત્પર બનો !'

અને 'કલેમોર'ની તોપોએ પોતાનો પ્રથમ ગોળો આભમાં વીંઝયો.

'મહારાજાનો જય હો !' ખલાસીઓએ ગર્જના કરી.

એના જવાબમાં ક્ષિતિજની કિનારી પરથી દૂરદૂરની પ્રચંડ ઘોષણા પડઘારૂપે આવી. એના શબ્દો સ્પષ્ટ સંભળાયા: 'પ્રજાસત્તાક અમર રહો!'

એક સામટા ત્રણસો વજ્રના કડાકા થયા હોય તેવો નાદ સમુદ્રના ઊંડાણ સુધી સંભળાયો.

સંગ્રામ શરૂ થયો.

દરિયો અગ્નિ અને ધુમાડાથી છવાઈ ગયો હતો. ગોળીઓના વરસાદના ધોળા લીસોટા ચોપાસનાં મોજાં ઉપર સૂસવાટા કરતા હતા.

આઠેય દુશ્મન ઉપર 'કલેમોર' આગની પિચકારીઓ વરસાવવા માંડયું સાથેસાથે, 'કલેમોર'ની આસપાસ અર્ધચંદ્રાકારે ગોઠવાયેલા નૌકા—કાફલાએ પણ તોપમારો ચલાવ્યો. આખી ક્ષિતિજ ભડકે બળવા માંડી. સમુદ્રમાં એકાએક કોઈ જ્વાલામુખી ફાટી નીકળ્યો. પવનમાં આમથી તેમ લહેરાતા, રાતાઘેરા યુદ્ધધ્વજ સમા, ધુમાડાના પૂંજ વચ્ચે કોઈ પ્રેત સમાં આ જહાજો ઘડીક દેખાતાં, અને ઘડીક અદૃશ્ય બનતાં હતાં.

'કલેમોર'ના થંભ ઉપરનો શાહી વાવટો ઊંચે ઊંચે ફરકતો હતો.

નાની હોડીમાં બેઠેલા બેઉ માનવીઓ મૂંગા હતા. કરાડો દેખાતી હતી તેની બન્ને બાજુ દરિયાની અંદર એક ટાપુ જેટલા વિસ્તારમાં હારબંધ ખડકો પ્રસરેલા હતા. એ ખડકો છીછરાં પાણી હેઠળ લપાયેલા હતા. એમના શિખર સમી કરાડોની ટોચ સુધી ઊંચામાં ઊંચી ભરતીનાં મોજાં પણ પહોંચતાં નહિ. ખડકોની હારમાળા કોઈ દરિયાઈ દીવાલ સમી હતી, એની ઉપરથી તરીને જવાનું કામ ફક્ત સાવ નાની હોડીઓથી જ થઈ શકતું.

આ નાવડીના સુકાની બનેલા ખલાસીએ એ છીછરાં પાણી ભણી ફાળ ભરી. અત્યંત કુશળતાપૂર્વક એ ખડકો વચ્ચેની સાંકડી નાળમાંથી નાવ હંકારતો ગયો. હોડીનો આગલો કે પાછલો ભાગ

ક્યાંક કોઇ ખડક સાથે અથડાઈ ન પડે તેની તેણે ઘણી કાળજી રાખી. અને થોડીવારમાં તો એ કરાડોની પેલી બાજુ નીકળી ગયો. હોડીની અને નૌકાયુદ્ધની વચ્ચે હવે ઊંચી કરાડોનો કાળમીંઢ પડદો પડી ગયો. હોડી ખુલ્લા સમુદ્રમાં પ્રવેશી. અગનગોળાઓનો ઝળહળાટ અને તોપબાજીનો ગડગડાટ ઓછો થતો ગયો. તે છતાં જે ધડાકા સંભળાતા તે કહેતા કે 'કલેમોર' મક્કમપણે લડી રહ્યું છે, અને પોતાના એકસો ને એકોતેર ગોળાઓમાંથી એકેએકનો ઉપયોગ કરી છૂટવાનો એનો નિર્ધાર છે. થોડીવારમાં હોડી સલામત જલવિસ્તારમાં પહોંચી ગઇ. કરાડોથી દૂર, યુદ્ધથી દૂર, અને ગોળીઓની તરાપની બહાર એ જઈ પહોંચી.

ધીમે ધીમે સાગરનું વદન ઓછું ને ઓછું શ્યામ બનતું ગયું. અંધકાર સામે લડી રહેલાં રવિકિરણો વિસ્તરતાં ગયાં; સમુદ્રફીણમાંથી પ્રકાશના ફુવારા ઊડયા; અને મોજાંનાં મસ્તક શ્વેત પ્રતિબિંબો ચમકાવી ઊઠયાં.

દિવસ ઊગ્યો.

દુશ્મનના પંજાની બહાર પહોંચી ચૂકેલી હોડી સામે હજી પોતાના પંથનો સૌથી આકરો કટકો પડયો હતો. તોપગોળાથી એ બચી હતી, પણ ડૂબીને સાગરતળીએ જઇ બેસવાનું જોખમ હજી એને શિરે ઊભું હતું. આ ઘૂઘવતા સાગરમાં એ ઈંડાના કાચલા સમાન હતી. એને તૂતક નહોતું, એને શઢ નહોતો, કૂવાથંભ નહોતો, કે નહોતું દિશા સુઝાડનારું હોકાયંત્ર. પોતાનાં હલેસાં સિવાય એને કોઈનો સહારો નહોતો. સમુદ્ર અને તોફાનની સન્મુખ ઊભેલી આ હોડી રાક્ષસો સમીપ પડેલા તણખલા જેવી લાગતી હતી.

એવામાં, આ વૈરાટય અને આ એકલતા વચ્ચે, ઊગતા સૂર્યના પ્રકાશથી રંગાયેલું પોતાનું મોઢું ઊંચું કરીને, હોડીના આગલા ભાગમાં બેઠેલા માણસે પાછલા ભાગમાંના પુરુષની સામે નજર ફેરવી અને કહ્યું : 'તમે જેને ગોળીએ દેવરાવ્યો તેનો હું સગો ભાઈ છું.'

પ્રકરણ અગિયારમું

# સેતાનનો સાગરિત

વૃદ્ધ પુરુષનું મસ્તક ધીમે ધીમે ઊંચું થયું.

બોલનાર માણસ ત્રીસેક વર્ષની ઉમ્મરનો હશે. લાંબા કાળથી એ દરિયો ખેડતો હોય તેવો તાંબાવરણો એના કપાળનો રંગ હતો. એની આંખો વિચિત્ર હતીઃ ડોળા ખેડૂતના હતા, નજર ખલાસીની હતી. એના મજબૂત હાથમાં બે હલેસાં હતાં. એનું સ્વરૂપ શાંત હતું.

એની કમર પરના પટામાં એક ખંજર, બે પિસ્તોલ અને એક માળા ભરાવેલાં હતાં.

'તું કોણ છે?' વૃદ્ધે પૂછ્યું.

'મેં તમને હમણાં જ કહ્યું ને!'

'તારે મારું શું કામ છે?'

ખલાસીએ હલેસાં હેઠાં મૂકયાં, હાથની અદબ વાળી, અને જવાબ આપ્યોઃ 'તમારો જાન લેવો છે.'

'જેવી તારી મરજી,' વૃદ્ધ પુરુષે કહ્યું.

પેલાએ સાદ જરા ઊંચો કર્યોઃ 'થાવ તૈયાર!'

'શેને માટે?'

'મરવા.'

'શા માટે?'

પલવાર શાંતિ રહી. એ સવાલે ખલાસીને મૂંઝવ્યો હોય તેવું લાગ્યું. એ ફરી બોલ્યોઃ 'હું કહું છું કે મારે તમારો જાન લેવો છે.'

'અને હું તને એમ પૂછું કે શા માટે?'

ખલાસીની આંખોમાં વીજળીનો ચમકારો થયોઃ 'કારણ કે તમે મારા ભાઇનો જાન લીધો છે.'

વૃદ્ધ પુરૂષે સંપૂર્ણ સ્વસ્થતાથી જવાબ વાળ્યોઃ 'પ્રથમ તો મેં એનો જાન બચાવેલો.'

'એ ખરું. પહેલાં તમે એને બચાવ્યો, અને પછી માર્યો.'

'મેં એને નથી માર્યો.'

'ત્યારે કોણે?'

'એની જ ગફલતે.'

ખલાસી મોઢું વકાસીને વૃદ્ધ સામે જોઇ રહ્યો. અને પછી પાછું એની ભમ્મરોએ સંકોચાઇને ખૂનીનું સ્વરૂપ ધારણ કર્યું.

'તારું નામ શું છે?' વૃદ્ધ પુરૂષે પૂછ્યું.

'હલમાલો,' ખલાસી બોલ્યો. 'પણ મારે હાથે મરવા માટે મારું નામ જાણવાની તમારે જરૂર નથી.'

એ ક્ષણે સૂરજે દિશામાંથી ડોકું બહાર કાઢ્યું. એનું એક કિરણ ખલાસીના મોઢા ઉપર પડ્યું અને એની પિશાચી મુખાકૃતિ એણે અજવાળી મુકી. વૃદ્ધે એને ટીકી ટાકીને નિરખી.

તોપમારો હજી ચાલુ હતો, છુટાછવાયા અવાજો સંભળાતા હતા. ધુમાડાનું એક વિરાટ વાદળું ક્ષિતિજ ઉપર તોળાઇ રહ્યું હતું. હોડીને ખલાસીનાં હલેસાં વાગતાં નહોતાં એટલે પવન એને લઇ જાય ત્યાં એ જતી હતી.

પટામાં ખોસેલી એક પિસ્તોલ ખલાસીએ પોતાના જમણા હાથમાં લીધી, અને ડાબા હાથમાં માળા ધરી. 'હું તમને એક મિનિટ આપું છું—ઇશ્વરને સંભારવા હોય તો!' એ બોલ્યો.

વૃદ્ધે પોતાની કાયા પૂરેપૂરી ટટ્ટાર કરી. 'તું ઇશ્વરમાં માને છે ખરો?' એણે પૂછ્યું.

'બેશક,' કહીને ખલાસીએ પિસ્તોલનો ઘોડો ચડાવ્યો.

'તારા માલિક ઉમરાવની આજ્ઞા તું પાળે છે?'

'જરૂર. એની આજ્ઞા ન પાળું તો તો હું કાફર જ ગણાઉં ને! મારી પહેલી ફરજ ઈશ્વરની આજ્ઞા પાળવાની છે. મારી બીજી ફરજ રાજાની આજ્ઞા પાળવાની છે, કારણ કે રાજા ઈશ્વર સમાન છે. ને પછી મારી ફરજ મારા માલિક ઉમરાવની આજ્ઞા પાળવાની છે, કારણ કે ઉમરાવ રાજા સમાન છે. પણ આપણે એ બધાની સાથે કાંઈ લેવાદેવા નથી. તમે મારા ભાઈનો જાન લીધો છે—મારે તમારો લીધા વિના છૂટકો નથી.'

વૃદ્ધ પુરુષે જવાબ આપ્યો: 'કબૂલ; મેં તારા ભાઈને મારી નાખ્યો છે. એ મેં સારું કર્યું છે.'

ખલાસીએ પિસ્તોલ ખચખચાવીને પકડી. 'ચાલો!' એ બોલ્યો.

'ભલે ત્યારે,' વૃદ્ધે કહ્યું.

અને એટલી જ સ્વસ્થતાથી એણે ઉમેર્યું, 'ક્યાં છે પાદરી?'

ખલાસી એની સામે તાકી રહ્યો: 'પાદરી?'

'હા, પાદરી. તારા ભાઈને મરતી વખતે મેં પાદરી* આપેલો. તારે મને પણ આપવો જોઈએ.'

'મારી પાસે પાદરી નથી,' ખલાસીએ કહ્યું. 'મધદરિયે પાદરી ક્યાંથી હોય?'

નૌકાયુદ્ધની ધણેણાટી વધુ ને વધુ દૂર સરતી જતી હતી. એની દિશામાં આંગળી ચીંધીને વૃદ્ધ બોલ્યો: 'પણે જેઓ મરી રહ્યા છે તેમની પડખે તો પાદરી ઊભો છે.'

* ખ્રિસ્તીઓ મરતી વખતે પોતાના ધર્મગુરુ સમક્ષ જિંદગીનાં તમામ પાપોની કબુલાત કરે છે. એમ ન કરી શકનારનો આત્મા દુર્ગતિ પામે છે એમ તેઓ માને છે.

'એ સાચું છે,' ખલાસી ગણગણ્યો. 'જહાજ ઉપર પાદરી છે.'

'તો પછી મારા આત્માની અવગતિ થશે,' વૃદ્ધે કહ્યું. 'આ બાબત ઘણી ગંભીર છે.'

ખલાસીનું ડોકું વિચારમાં નીચું નમ્યું.

'અને મારો આત્મા અવગતે જશે,' વૃદ્ધે આગળ ચલાવ્યું, 'તેમાં ખુદ તારો પણ અવગત પામશે. સાંભળ, મને તો તારી દયા આવે છે. તને જે પસંદ પડે તે કર. મેં મારી ફરજ બજાવેલી છે: પ્રથમ તારા ભાઈનો જાન બચાવવામાં અને પછીથી જાન લેવામાં. તારા આત્માને અવગતે જતો રોકવાનો પ્રયત્ન કરીને અત્યારે પણ હું તો મારી ફરજ બજાવી રહ્યો છું. વિચાર કરી જો! આ વાતને તારી સાથે નિસ્બત છે. તોપોના ધડાકા સંભળાય છે તને? પણે માણસો મરી રહ્યા છે—એ મરણિયા બનીને મરી રહ્યા છે. એમાં કેટલાય પુરુષો પોતાની સ્ત્રીઓનું મોઢું કદી જોવાના નથી, પિતાઓ પોતાનાં બાળકોને ફરી કદી મળવાના નથી, અને તારા જેવા કેટલાય ભાઈઓ પોતાના ભાઈને ફરી ભેટવાના નથી એ બધું કોના પાપે? તારા ભાઈના—તારા! તું ઈશ્વરમાં માને છે ને! તો પછી તને ક્યાં ખબર નથી કે આ ક્ષણે ઈશ્વરને સંતાપ થઈ રહ્યો છે. ઈશ્વરનો પ્યારો પુત્ર, ફ્રાંસનો રાજકુંવર અત્યારે કેદમાં છે તેથી ઈશ્વરને સંતાપ થઈ રહ્યો છે બ્રિટનીના તેના દેવળમાં ઈશ્વર યાતના ભોગવી રહ્યો છે. એનાં દેવળોનાં અપમાન થઈ રહ્યાં છે, એના ધર્મગ્રંથો અપવિત્ર થઈ રહ્યા છે, એનાં પ્રાર્થના-સ્થાનો રગદોળાઈ રહ્યાં છે, એના પૂજારીઓનાં ખૂન થઈ રહ્યાં છે. ઈશ્વરને એ બધાનો સંતાપ લાગી રહ્યો છે. પણે ડૂબી રહેલા જહાજમાંના માણસો અને આપણે સહુ શું કરવા ધારતા હતા? આપણે ઈશ્વરના ફરજંદોને મદદ કરવા જઈ રહ્યા હતા. તારો ભાઈ જો સારો ચાકર હોત, ડાહ્યા માણસની માફક જો એણે પોતાની ફરજનું

ચોકસાઇથી પાલન કર્યું હોત, તો તોપવાળો અકસ્માત ન થાત, જહાજ પાંગળું ન બની જાત, પોતાનો માર્ગ એ ન ચૂકી જાત, આ પાપિયા કાફલાના સકંજામાં એ ન આવી પડત, અને આ ઘડીએ આપણે સહુ શૂરવીર સૈનિકો અને નાવિકો ફ્રાંસને કિનારે ઊતરી રહ્યા હોત. આપણા મુખ ઉપર હર્ષ હોત, હાથમાં તલવાર હોત, શ્વેત ધજા ફરકતી હોત, અને ફ્રાંસને બચાવવા માટે આપણે વાંડીના જંગલવાસી ખેડૂતોની મદદે જઇ પહોંચ્યા હોત. આપણે રાજાને બચાવવા ગયા હોત, આપણે ઇશ્વરનું સોંપેલું કર્તવ્ય બજાવી રહ્યા હોત. આપણે એ કામ કરવા ધારતા હતા—એ કામ કરવાની આપણી ફરજ હતી. અને હવે, બાકી રહેલો હું એકલો પણ એ જ કામ કરવા જઇ રહ્યો હતો. પણ તું પોતે જ એનો સામનો કરે છે. પાદરીઓ સામેના પાપીઓના આ જંગમાં, રાજા સામેની રાજ-હત્યારાઓની આ જેહાદમાં, ઇશ્વર સામેના સેતાનના આ યુદ્ધમાં તું સેતાનને પક્ષે ઊભો છો. સેતાનનો પ્રથમ સાગરિત તારો ભાઈ બનેલો, તું બીજો બન્યો છે. એણે શરૂ કર્યું, તું પૂરું કરે છે તું રાજ્યતખ્તની સામે અને રાજહત્યારાઓની સાથે ભળ્યો છે; તું દેવળની સામે અને પાપિયાઓની સાથે જોડાયો છે. ઇશ્વરનો છેલ્લો આધાર પણ તું એની પાસેથી ખૂંચવી લઇ રહ્યો છે. હું, રાજાનો પ્રતિનિધિ, ત્યાં નહિ પહોંચું એટલે ગામડાંઓ સળગ્યા કરશે. કુટુંબો કકળાટ કર્યા કરશે, પાદરીઓનાં લોહી રેડાયાં કરશે, બ્રિટની દુઃખો વેઠયા કરશે, રાજકુમાર કેદખાને પડયો રહેશે અને ઇશ્વરનો સંતાપ ચાલુ જ રહેશે. આ બધું કોને પ્રતાપે? તારે! ચલાવ પિસ્તોલ. એ તારી મુખત્યારીની બાબત છે. એનાથી ઊંધું જ પરિણામ લાવવા માટે મેં તારી ઉપર આધાર રાખ્યો હતો. પણ હું છેતરાયો છું. હા,—એ સાચું છે; તું ખરું કહે છે—મેં જ તારા ભાઇને મારી નાખ્યો. તારા ભાઈએ હિંમત બતાવી, અને મેં એની કદર કરી. એણે ગફલત કરી, અને મેં સજા કરી એ એની ફરજ ચૂકયો, હું મારી ન ચૂકયો. મેં જે

કહ્યું છે તે જ હું ફરીવાર કરું. સંતોના સોગંદ ખાઈને હું કહું છું કે આ જાતનો બનાવ બને તો તારા ભાઈને જેમ માર્યો તેમ મારા સગા દીકરાને પણ હું ઠાર મારું. પણ અત્યારે બાજી તારે હાથ છે. હા, સાચે જ મને તારી દયા આવે છે તારા કપ્તાન સામે તું જૂઠું બોલ્યો છે. તું ખ્રિસ્તી છે, પણ તારામાં ધર્મ નથી; તું બ્રિટનીવાસી છે, પણ તારામાં ઈમાનદારી નથી. તારી વફાદારીને મારી સોંપણી થયેલી, પણ તારી દગાખોરીએ મને પરહેજ કર્યો છે. જેને તેં મારી જિંદગીનો કોલ આપેલો એમને હવે તું મારું મૃત્યુ બક્ષી રહ્યો છે. અહીં તું કોની હત્યા કરી રહ્યો છે તે જાણે છે? તારી પોતાની જ! રાજાના હાથમાંથી તું મારું જીવન ખૂંચવી લઈ રહ્યો છે, અને તારું જીવન સદાને માટે સેતાનના હાથમાં સોંપી રહ્યો છે. ભલે, કર હત્યા તું તારે! તારે પ્રતાપે સેતાનનો વિજય થશે, તારે પ્રતાપે દેવળોનો ધ્વંસ થશે. તારે પ્રતાપે કાફરો દેવળના ઘંટ ગાળી ગાળીને તેમાંથી તોપો બનાવતા રહેશે અને એનાથી માનવીની હત્યા કરતા રહેશે. ચલાવ ગોળી! કર સેતાનને મદદ! ખચકાય છે શા માટે? હા, મેં જ તારા ભાઈને મોતની સજા ફરમાવેલી. પણ એટલું ધ્યાન રાખજે કે હું દૈવી સંકેત પ્રમાણે વર્તી રહ્યો છું. ઈશ્વરના સંકેતનો ઈન્સાફ તોળવાનું કામ શું તું કરવાનો છે? દુર્ભાગી, તું શું કરે છે તેનો ખ્યાલ રાખજે! તને ઠીક લાગે તે કરજે. તું મને નરકમાં ધકેલી શકે છે, અને સાથેસાથે તારી જાતને પણ તું ત્યાં જ ધકેલી રહ્યો હઈશ. આપણા બન્નેની અવગતિ તારા હાથમાં છે. ઈશ્વરના દરબારમાં તારે જ એનો જવાબ દેવો પડશે. આપણે બે એકલા છીએ—મોતની ખાઈમાં સામસામા ઊભા છીએ. દબાવ ઘોડો—ખતમ કર! હું વૃદ્ધ છું, અને તું જુવાન છે; હું નિઃશસ્ત્ર છું, તું શસ્ત્રસજ્જ છે. મને મારી નાખ!'

સમુદ્રની ગર્જના કરતાંય ઊંચા સાદે વૃદ્ધ પુરૂષ આટલું બોલી ગયો. અલાસીનો ચહેરો ફિક્કો પડી ગયો. એના કપાળ પરથી પરસેવાનાં

મોટાં મોટાં ટીપાં ટપકવાં માંડ્યાં. પાંદડાની માફક એ ધ્રૂજવા લાગ્યો. પોતાના હાથમાંની માળાને એ ફરી ફરીને ચૂમતો હતો. વૃદ્ધ બોલતો બંધ થયો ત્યારે પિસ્તોલ ફેંકી દઈને ખલાસી એને ચરણે ઢળી પડયો.

'દયા કરો, મારા માલિક! મને માફ કરો!' એ બોલ્યો. 'તમારે મોઢેથી દૈવી વાણી નીકળે છે. મેં બહુ ખોટું કામ કર્યું છે. મારા ભાઈએ પણ ભૂલ કરેલી. એના ગુનાનો બદલો વાળવા હું પ્રયત્ન કરીશ. તમને ફાવે તેમ મારો નિકાલ કરો. ફરમાવો માલિક! હું આપનો પડયો બોલ ઊઠાવીશ.'

'હું તને માફી બક્ષું છું,' વૃધ્ધે કહ્યું.

પ્રકરણ બારમું

## મુસાફરનો કાસદ

હોડીમાં સાથે લીધેલાં ખોરાકપાણી ઘણા ઉપયોગી નીવડયાં. આ બે ભાગેડુઓને શત્રુની નજર ચુકાવવા માટે લાંબા લાંબા ચક્રાવા લેવા પડયા, અને કિનારે પહોંચતાં એમને છત્રીસ કલાક લાગ્યા. આખો દિવસ અને રાત દરિયામાં ગાળીને બીજા દિવસની સાંજે એમણે ફ્રાંસને કાંઠે પગ મૂકયો.

હલમાલો કોઈ અદ્ભુત ખલાસી હતો. ખડકો, મોજાં અને દુશ્મનની ચોકી વચ્ચેથી એણે જે કુશળતા અને બુદ્ધિપૂર્વક માર્ગ કાઢયો તેનાથી વૃદ્ધ મુસાફર દિંગ થઈ ગયો હતો. સૂર્યાસ્ત પહેલાં એકાદ કલાકે કાંઠાના એક વેરાન ટુકડા ઉપર એણે હોડીને પહોંચાડી. કૂદીને એ નીચે ઊતર્યો. એની પાછળ વૃદ્ધ પણ ઊતર્યો: એણે ક્ષિતિજનું નિરીક્ષણ કર્યું, અને પછી વાંકા વળીને હોડીમાંથી એક બિસ્કિટ લઈ પોતાના ખીસામાં મૂકયું. બાકીની ખોરાકી એણે હલમાલોને દઈ દીધી. હલમાલોએ એને એક થેલામાં મૂકી, થેલો ખભા ઉપર લટકાવ્યો અને કહ્યું: 'માલિક મારે તમારી આગળ ચાલવાનું છે કે પાછળ?'

'ન આગળ, ન પાછળ,' વૃદ્ધ બોલ્યો, અને હલમાલો દિઙ્મૂઢ બનીને એની સામે જોઈ રહ્યો. 'હલમાલો, આપણે હવે જુદા પડ-વાનું છે. માણસે કાં તો એક હજારને સાથે રાખવા જોઈએ, અને કાં તો એકલા રહેવું જોઈએ.'

જરા થંભીને એણે પોતાના ખીસામાંથી લીલા રેશમની એક પટ્ટી કાઢી, એની ઉપર સોનેરી રાજચિહ્નનું ભરત ભરેલું હતું. એણે હલ-માલોને પૂછયું: 'તને વાંચતાં આવડે છે?'

'ના.'

'ઘણું સારું ત્યારે તો. વાંચી જાણનારાઓ જ મુશ્કેલીઓ ઊભી કરે છે. પણ તારી યાદશક્તિ સારી છે ને?'

'હા.'

'બસ ત્યારે, સાંભળ હલમાલો. તારે જમણી બાજુ જવાનું છે, મારે ડાબી બાજુએ. તારો થેલો તારી પાસે જ રાખજે, એનાથી તું ખેડૂત જેવો લાગીશ. તારાં હથિયાર છૂપાવેલાં રાખજે; ઝ ખરામાંથી એક લાકડી કાપી લેજે. ખેતરમાં મોલ ઊભા છે તેની વચ્ચેથી સરકતો જજે, વાડ ટપતો જજે, વટેમાર્ગુઓથી આઘો રહેજે. રસ્તાઓ અને પૂલથી દૂર તરીને ચાલજે. હા, પણ તારે નદી ઓળંગવી પડશે તેનું શું કરીશ?'

'તરીને સામે પાર જઈશ.'

'બરાબર. અને રાત પડે ત્યારે સૂઈશ કયાં?'

'ઝાડનાં પોલાણ કયાં ઓછાં છે? ખલાસી બન્યો તે પહેલાં હું ખેડૂત હતો.'

હલમાલોની શક્તિમાં વૃદ્ધ પુરુષની શ્રદ્ધા વધતી જતી હતી. રાજહિવાળી લીલી પટ્ટી એણે એ ખલાસીના હાથમાં આપી: 'મારા કાસદનું આ નિશાન છે. હજી મારું નામ કોઈ ન જાણે એ જરૂરનું છે. પણ આ પટ્ટી પૂરતી છે.'

હલમાલોએ પટ્ટી લઈને પોતાની છાતી પરના ગજવામાં છુપાવી.

વૃધ્ધે આગળ ચલાવ્યું: 'સાંભળજે બરોબર. તારે આ સંદેશો બધાને પહોંચાડવાનો છે: જાગો! બળવો કરો! દયા ન ખાશો!'

તે પછી વૃધ્ધે એ પ્રદેશનાં એક પછી એક જંગલો, ગામો, રસ્તાઓ વગેરેનાં નામ ઝપાટાબંધ લેવા માંડયાં. પહેલાં કયાં જવું, કોને મળવું, ત્યાંથી કયાં જવું, ત્યાં કોની રાહ જોવી, પછી કઈ દિશામાં ફંટાવું અને કોને સંદેશો આપવો, કઈ સંજ્ઞાઓ

કરવી, કેવા કેવા જાણભેદુઓ પાસે જવું, કયા નિર્દય માનવીને પ્રજાસત્તાક સામે ઉશ્કેરવો, કયા કિલ્લામાં શસ્ત્રો ભેગાં કરવાં, વગેરે અનેક સૂચનાઓ એણે આપવા માંડી. આ પ્રદેશના ખૂણેખૂણાનો જાણકાર હોય તેવી અદાથી હલમાલો પણ આ નવો પાઠ સ્મૃતિમાં એટલા જ વેગથી ઉતારતો ગયો. એના મોઢા ઉપર સંપૂર્ણ આત્મવિશ્વાસ તરવરતો હતો. વૃદ્ધના દિલમાં એનું પ્રતિબિંબ પડતું જતું હતું. એકાએક એણે પુછ્યું !

'તેં તુરગ્યુનો ગઢ જોયો છે?'

'જોયો છે શું ! હું ત્યાંનો જ રહેવાસી છું,' હલમાલો બોલ્યો. 'મારા માલિક ઉમરાવના કુળનો જ એ ગઢ છે. મોટા જબ્બર ચકરાવામાં પડયો છે. એના જૂના ભાગ અને નવા ભાગ વચ્ચે એક મોટું લોઢાનું બારણું છે; તોપનો ગોળો પણ એને ન તોડી શકે એવું એ મજબૂત છે. સત બારથોલોમ્યુની પેલી પુરાણી પોથી એ નવા મકાનમાં છે. કેટલાય લોકો એના દર્શને ત્યાં આવે છે. એની આસપાસની ખાડીમાં જાતજાતનાં દેડકાં છે હું નાનો હતો ત્યારે જઇને એમને બહુ પજવતો. અને પેલું ભોંયરું ! હું એ પણ જાણું છું. એને જાણનારમાંથી કદાચ બીજું કોઈ હવે જીવતું નહિ રહ્યું હોય.'

'કયું ભોંયરું ? તું શેની વાત કરે છે ? હું કાંઇ સમજતો નથી.'

'એ જૂના જમાનાનું ભોંયરું છે. પહેલાંના વખતમાં તુરગ્યુ ફરતો દુશ્મને ઘેરો ઘાલેલો ત્યારે એ ભોંયરું બનાવેલું. એમાં થઇને ગઢમાંના લોકો છટકી જતા અને નજીકના જંગલમાં નીકળતા.'

'એવી જાતનાં ભોયરાં બીજા બે ત્રણ કિલ્લાઓમાં છે તે હું જાણું છું, પણ તુરગ્યુમાં તો એવું કાંઈ જ નથી.'

'છે, મારા માલિક, છે જ ! બીજા ગઢની મને ખબર નથી પણ તુરગ્યુના ભોંયરાની તો મને પાકી ખબર છે. ત્યાં જ હું નાનેથી

મોટો થયો છું. વળી મારા સિવાય બીજું કોઈ એ જાણતું નથી. કોઇ એની વાત પણ ન કરતું. લડાઈમાં જ વાપરવાની એ છૂપી કરામત હતી. એટલે એની વાત કોઈને ય કરવાની મનાઈ હતી. પણ મારો બાપ એ ભેદ જાણતો હતો. એણે મને એ બતાવેલો. કેવી રીતે અંદર જવું અને કેવી રીતે બહાર નીકળવું તે હું બરાબર જાણું છું. જંગલમાંથી હું ગઢમાં જઈ શકું છું, અને ગઢમાં હોઉં તો કોઈ ન જુએ તેમ જંગલમાં પહોંચી જઈ શકું છું. દુસ્મન ગઢમાં દાખલ થાય ત્યારે કોઇ એને હાથ નથી પડતું. એવું છે, એ તુરંગ્યુનું ભોંયરું. મને બધી ખબર છે.'

વૃદ્ધ પુરૂષ ઘડીભર શાંત રહ્યા પછી બોલ્યો: 'ચોક્કસ તારી કાંઇક ભૂલ થાય છે. એવી કોઇ છૂપી કરામત હોત તો હું જરૂર જાણતો હોત.'

'માલિક, મને પૂરી ખાત્રી છે. ગઢની ભીંતમાં એક પથરો છે તે ખસે છે.'

'હાઆ......તમારા ખેડૂતોની તો બધી વાતો જ એવી: પથરા ખસે છે, અને પથરા ગીત ગાય છે, અને પથરા રાતે વોંકળામાં પાણી પીવા જાય છે. અર્થ વગરની બેવકુફી બધી!'

'પણ મેં પોતે એ પથરો ખેસવેલો છે—'

'એમ તો ઘણાએ પથરાને ગાતા સાંભળ્યા છે. દોસ્ત, તુરગ્યુનો ગઢ મજબૂત છે, વિશ્વાસપાત્ર છે. એનું રક્ષણ કરવું સહેલું છે. પણ એમાંથી બહાર નીકળવા માટે જો કોઈ ભોંયરા પર આધાર રાખે તો તો એ નક્કી મૂરખ કહેવાય.'

'પણ માલિક—'

વૃદ્ધે ખભા હલાવ્યા: 'આપણે નાહક વખત બગાડીએ છીએ. ચાલ, મૂળ વાત પર આવીએ.'

હલમાલો મૂંગો બન્યો, અને વૃદ્ધ પુરુષે પોતાની સૂચનાઓનું પ્રવચન આગળ ચલાવ્યું. સ્થળો અને વ્યક્તિઓનાં નામોની હારમાળા એની જીભને ટેરવેથી ઊતરતી જતી હતી. વચ્ચે વળી એણે કહ્યું;

'આ પ્રદેશ ગામડિયાઓ અને ડુંગરાળ માનવીઓનો છે. તારો વેશ બરાબર બદલજે. એ ઘણું સહેલું છે. આ પ્રજાસત્તાકવાળાઓ એટલા તો બેવકૂફ છે કે એક ભૂરો ડગલો, ત્રિકોણી ટોપી અને ત્રિરંગી બિલ્લો પહેરીને તું ગમે ત્યાં જઇ શકીશ....... પણ બધેજ તારે એટલું કહેવાનું છે કે: "મારો, મારો, બસ મારો! બળવો કરો! દયા ન રાખો!" મેં કહેલાં બધે સ્થળે ફરી રહ્યા પછી તું રાજ્યસેનામાં–ધર્મસેનામાં જોડાઇ જજે. એ જ્યાં હોય ત્યાં પહોંચી જજે; એના સેનાપતિઓમાંથી જે જીવતા રહી ગયા હોય તેમને મારી આ પટ્ટી બતાવજે. એ બધા એનો અર્થ સમજે છે. મારી વતી એમને આટલું કહેજે: 'મોટી લડાઇ અને નાની લડાઈ, એ બેને ભેગી કરી દેવાનો કાળ હવે પાકી ગયો છે. મોટી લડાઇ ગાજે છે વધુ. પણ વધારે કતલ તો નાની લડાઇ જ કરે છે. આંતરવિગ્રહ-માં તો જે વધુ વિકરાળ તે વધુ સારું. લડાઇમાં જેટલી કતલ થાય તેની ઊપરથી જ એની સફળતાનો આંક મંડાય.'

ઘડીક થંભીને એણે ઉમેર્યું; 'હલમાલો, આ બધું હું તને કહું છું. તું શબ્દો સમજતો નથી, પણ વાત સમજે છે. તેં જે રીતે હોડી ચલાવી તે જોઇને મને તારી ઉપર શ્રદ્ધા બેઠી છે. તું ભૂમિતિ નથી જાણતો, છતાં સમુદ્રમાં જે અટપટા ચકરાવા તેં લીધા તે અદ્ભૂત છે. જે હોડીનું સંચાલન કરી શકે છે, તે બળવાને પણ દોરી શકે છે. દરિ-યામાં તેં જે આંટીઘૂંટી પાર કરી બતાવી તેની ઉપરથી મને લાગે છે કે મારાં તમામ ફરમાનોનો તું અમલ કરી શકીશ. આખી વાત તું એ આગેવાનોને કહેજે; તારી રીતે કહેજે, પણ બરાબર કહેજે. ખુલ્લા મેદાનની લડાઇ કરતાં ડુંગરાની લડાઇ હું વધુ પસંદ કરું છું. મારે એકાદ લાખ ખેડૂતોને એકકતારે ખડા કરીને ભૂરીઆ દુશ્મનની

તોપે ઉડાવી દેવરાવવા નથી. મહિનો વીતે તે પહેલાં પાંચ લાખ બરકંદાજોને જંગલની ઝાડીઓમાં હું ગોઠવી દેવા માગું છું. પ્રજાસત્તાકનું લશ્કર એ મારો શિકાર છે, લડાઇ લડવાની મારી રીત છાપો મારવાની છે. હું ઝાડીઓના વ્યૂહ ગોઠવું છું. રીતસરની લડાઇઓ કરતા ઝાડીઓ વચ્ચેની ઝપાઝપી ઉપર હું વિશેષ આધાર રાખું છું. તું બધાને કહેજે કે દયા ન રાખો ! અને ચારેકોરથી છાપા મારો ! એમ પણ કહેજે કે, અંગ્રેજો આપણી પડખે છે. પ્રજાસત્તાકને આપણે બરાબર સાણસામાં લેશું. યુરોપ આપણી ભેરે છે. આપણે આ ક્રાંતિનું નિકંદન કાઢી નાખવું છે. આ બધું તારે કહેવાનું છે; સમજાય છે ?'

'હાઃ જે હાથ આવે તેને આગ ચાંપો, તલવાર લગાવો !'

'બરાબર'

'દયા ન રાખો !'

'એક પણ માણસની નહિ. બરાબર.'

'હું બધે જ ફરી વળીશ.'

'પણ ધ્યાન રાખજે આ દેશમાં માણસને મડદું બનતાં વાર નથી લાગતી.'

'મોતની મને પરવા નથી. જે મોખરે ડગલું ભરે છે તે છેવટ સુધી જીવતો રહે છે.'

'તું બહાદુર છો.'

'અને કોઇ મને માલિકનું નામ પૂછે તો ?'

'એ હજી તારે જાણવાનું નથી. તારે કહેવું કે એમને ખબર નથી.'

'માલિકને હું ફરી કયાં મળું ?'

'હું જયાં હોઉં ત્યાં.'

'પણ એ મને ખબર કેમ પડશે ?'

દુનિયા આખીને ખબર હશે. આઠ જ દિવસમાં બધે મારી વાતો થતી હશે. હું દાખલા બેસાડીશ, ધર્મ અને રાજા વતી હું વેર લઇશ. લોકો મારી જ વાત કરતા હશે એ તને સમજાઈ જશે. હવે તું જા. ઇશ્વર તારી રક્ષા કરે! જા'

'તમે મને જે કાંઈ કહ્યું છે તે હું કરીશ. હું તમારી આજ્ઞા પાળીશ.'

'સારું.'

'અને જો હું આ કાર્ય પાર પાડું તો–'

'તો હું તને સંત લુઇનો ચાંદ પહેરાવીશ.'

'મારા ભાઇની જેમ! અને જો હું નાસીપાસ થાઉં તો મને ગોળીએ દેશો?'

'તારા ભાઈની જેમ જ.'

'ભલે, માલિક.'

વૃદ્ધ પુરુષે મસ્તક નમાવ્યું અને એ કોઇ ગહન વિચારમાળામાં અટવાઇ ગયો. એણે આંખો ફરી ઊંચી કરી ત્યારે એ એકલો જ હતો. હલમાલો ક્ષિતિજ ઉપર અદ્રશ્ય બનતું એક કાળું ટપકું બની ગયો હતો.

સૂરજ હજી હમણાં જ આથમ્યો હતો. દરિયાની દિશામાંથી પંખી ઘરભણી ઊડયાં આવતાં હતાં.

રાત્રિ પહેલાં જે અશાંતિ જાગે છે તે વાતાવરણાં પ્રસરી રહી હતી. દેડકાંએ ડ્રૂં–ડ્રૂંકાર માંડયાં; કોઇ પંખી ખાબોચિયાને કાંઠેથી સીસોટીઓ મારતાં ઊડયાં; કોઇએ પોતાનો સંધ્યાશોર ચાલુ રાખ્યો, કોઇએ સમુદ્રતટેથી કિકિયારીઓ કરી. પણ એમાં એકે ય અવાજ માનવીનો નહોતો. સંપૂર્ણ એકલતા હતી. દરિયામાં એક પણ શઢ નહોતો, ખેતરમાં ખેડૂત નહોતો. નજર પહોંચે ત્યાં સુધી નિર્જન મેદાનો પથરાયેલાં હતાં. ઘાસનાં લાંબાં લાંબાં તરણાં ધ્રૂજતાં હતાં. સંધ્યાના શ્વેત આકાશે કિનારા ઉપર કોઇ વિરાટ ફિકાશ બિછાવી દીધી હતી. દરિયામાંથી ચાલ્યો આવતો વાયુ નિસાસો નાખતો હતો.

પ્રકરણ તેરમું

## ઘંટારાવ દેખાયો

ઉલમાલો સાવ અદૃશ્ય થઈ જાય ત્યાં સુધી રાહ જોયા પછી વૃદ્ધ પુરુષે એનાથી ઊલટી જ દિશામાં ધીમા પગલે ચાલવા માંડયું. ઊંડા વિચારમાં એ ડૂબેલો દેખાતો હતો. સામે જ એક ટેકરી હતી. એની ટોચેથી કાંઠાનો પ્રદેશ દૂર દૂર સુધી જોઈ શકાતો હતો. વૃદ્ધ એની ઉપર ચડયો. ટોચ ઉપર જૂના વખતનો કોઈ કીર્તિસ્થંભ હતો. એને અઢેલીને એ બેઠો, અને એના પગ પાસે પથરાયેલા વિશાળ જીવતા જાગતા નકશાનું એણે નિરીક્ષણ કરવા માંડયું. એક વખતના પોતાના પરિચિત આ પ્રદેશમાં એની નજર કોઈ કેડો શોધી રહી હતી. સંધ્યા દૃશ્યને અસ્પષ્ટ બનાવી રહી હતી, અને ઘેરું બનેલું ક્ષિતિજ આકાશમાં ગાયેબ બનતું જતું હતું.

અગિયાર ગામનાં છાપરાં એની નજર સામે પડેલાં હતાં. કિનારા ઉપર ઊંચા ઊંચા ઘંટ–મિનારાઓની કતાર માઈલોના માઈલો સુધી લંબાયેલી હતી એ પણ એ ઓળખી શકતો હતો. ઊંચા મિનારાઓ દરિયામાંની હોડીઓને માર્ગસૂચક બનતા, અને એમની ઉપરના ઘંટ કટોકટીને વખતે ભયસૂચક સ્વરો ગજવી મૂકતા ને આવી રહેલા કોઈ પણ જોખમ સામે પ્રજાને જાગ્રત કરી મૂકતા.

થોડી મિનિટોની શોધને અંતે આ ઝાંખા ઉજાસમાં વૃદ્ધ જે ખોળતો હતો તે એને જડી ગયું. ઊંચાં વૃક્ષો, દીવાલો અને છાપરાંના એક ઝૂમખા ઉપર એની નજર સ્થિર થઈ. એણે સંતોષપૂર્વક ડોકું ધુણાવ્યું.

દૂર દૂરના મિનારાઓ ઉપર બજી રહેલા ઘંટ આમથી તેમ

ડોલતા દેખાતા હતા, પણ પવન ઊંધી દિશામાં વહેતો હોવાથી એમનો ગુંજારવ વૃદ્ધના કાન સુધી પહોંચતો નહોતો. ચોવીસે કલાકમાં અજોડ એવો સંધ્યાનો શાંત સમય હતો. એનો આનંદ પીતો અને નીરવતાનું ગૂંજન કાનમાં સાંભળતો વૃદ્ધ બેઠો હતો. એકાએક, ટેકરીની તળેટીમાંના રસ્તા ઉપરથી પસાર થતાં સ્ત્રી–બાળકોના અવાજ એણે સાંભળ્યા. અંધકાર વચ્ચેથી અચાનક ઘંટડીઓના મધુર સ્વર સંભળાય એમ એ અવાજો આવ્યા. અવાજ જ્યાંથી આવતો હતો તેની અને વૃદ્ધની વચ્ચે ઝાડ–ઝાંખરાં હતાં તેથી એ કોઈને જોઈ શકતો નહોતો. પણ અવાજ સ્પષ્ટ અને તાજગીભર્યો હતો તેથી બોલનારાઓના શબ્દે-શબ્દ એ પકડી શકયો.

એક સ્ત્રીનો સાદ બોલ્યો : ' મિશોન, આપણે જલદી જવું જોઈએ. કયાં આ બાજુ જવાનું છે ? '

' ના, પેલી બાજુ.'

એક તીણો સ્વર, અને બીજો મૃદુ અને શરમાળ અવાજ : એ બે વચ્ચેનો વાર્તાલાપ આગળ ચાલ્યો—

' આપણે ઉતારે પહોંચતાં હજી કેટલી વાર લાગશે ? '

' પાએક કલાક તો ખરો જ.'

' વાળુટાણે પહોંચી જવું હોય તો આપણે ઉતાવળે ચાલવું પડશે.'

' હા, મોડું થઈ ગયું છે.'

' ખરી રીતે તો આપણે દોડવું જોઈએ. પણ આ તારાં છોકરાં થાકેલાં છે. અને આપણે બે બાઈ મળીને આ ત્રણ તોફાનીઓને કેમ કરીને તેડીએ ? આ સીસાના ગઠ્ઠા જેવી એકને તો તેં તેડેલી છે. એ ખાઉધરીને તેં ધાવણ છોડાવ્યું, પણ હજી તારે એને તેડવી પડે છે. એ ટેવ સારી નથી.'

'તમે દીધેલા આ જોડા બહુ મજાના છે: જાણે મારું માપ દઈને જ સીવડાવ્યા હોય ને!'

'ઠીક છે. ઉઘાડે પગે ચાલવું પડે એના કરતાં તો એ સારાને?'

'જલદી ચાલ, અલ્યા એઈ જાન!'

'એ છોકરો જ આપણને મોડું કરાવતો આવે છે બધે. રસ્તે મળે એટલી બધી ખેડૂતની છોકરીઓ સાથે વાત કર્યા વિના એને ચાલતું નથી. અત્યારથી જ રંગીલો બનવા માંડયો છે જુવાન! હજી તો આપણને આ બાજુ આવ્યાને ત્રણ દિવસ માંડ થયા ત્યાં તો એણે બહેનપણીઓ કરવા માંડી છે!'

ધીમે ધીમે અવાજો દૂર નીકળતા ગયા અને છેવટે એ વાતાવરણમાં ડૂબી ગયા.

વૃદ્ધ પુરુષ હલ્યાચલ્યા વિના બેઠો જ રહ્યો. આરામ, સલામતી, શાંતિ-અને એકાંતનું વાતાવરણ હતું. ટેકરીની ટોચ ઉપર હજી દિવસનો ઉજાસ હતો, પણ નીચેનાં મેદાનોમાં રાત પડી ચૂકી હતી. પૂર્વમાંથી ચંદ્ર ડોકિયું કરી રહ્યો હતો. ભૂરા આકાશની વચ્ચોવચ્ચ થોડા તારા ઊગ્યા હતા. અનેક મૂંઝવણો અને ચિંતાઓથી ઘેરાયેલો આ માનવી પણ એ અનંત શાંતિમાં ગરકાવ થઈ ગયો. એના અંતરમાં આશાનું પ્રભાત ફૂટયું. ઘડીભર એને થઈ આવ્યું કે જોખમભર્યો સમુદ્ર વટાવીને કાંઠે પહોંચવામાં પોતે તમામ સંકટો પાર કરી ગયો છે. કોઈ એનું નામ જાણતું નહોતું. દુશ્મનના પંજામાંથી એ એકલો ભાગી છૂટયો હતો. એની પાછળ દરિયામાં કોઈ પગેરું લઈ શકયું નહોતું. એક અવર્ણનીય શાતા એના હૃદયમાં ફરી વળી. જરાક વાર થઈ હોત તો એ ઊંઘમાં ઢળી પડયો હોત.

એકાએક એ ઊભો થઈ ગયો.

એની નજર ચોંકી ઊઠી. એણે ક્ષિતિજ સામે જોયું. અંધાર

આકાશમાં સ્પષ્ટ દેખાતા નજીકના મિનારાની ટોચે કાંઈક હલચલ થતી હતી. મિનારાની ટોચે ચારે દિશામાંથી ખુલ્લો એવો ઘંટનો ગોખલો હતો. એ ગોખલો જાણે કે ઉઘાડબંધ થતો હોય તેમ એની ખુલ્લી જગ્યા ઘડીક સફેદ દેખાતી, ઘડીક કાળી. એ ખુલ્લા ગોખલાની આરપાર ઘડીક આકાશનો ઉજાસ દેખાતો ને બીજી જ પળે ત્યાં કાળું ધાબું દેખાતું. પ્રકાશ આવતો અને પછી તરત જ ગ્રહણ થઈ જતું. એરણ ઉપર પડતા હથોડાની નિયમિત ગતિથી આ ઉઘાડબીડ થયા કરતી હતી. આ મિનારા ઉપરથી નજર ખસવીને વૃદ્ધે જમણી બાજુ થોડે અંતરે આવેલા બીજા મિનારાની ટોચે માંડી. ત્યાં પણ એવી જ ઉઘાડબીડ થતી હતી. ડાબી બાજુના ત્રીજા મિનારાએ પણ એ જ દૃશ્ય દેખાડયું. ક્ષિતિજ ઉપર ઊભેલી મિનારાઓની આખી કતાર એણે એક પછી એક તપાસી જોઈ. એ બધાના ઊંચા ગોખલા ઝબક ઝબક થતા હતા.

એનો અર્થ શું ?

એનો અર્થ એ જ કે બધા મિનારા પરના ઘંટ વાગી રહ્યા હતા.

શા માટે ? કોઈ ભય, જોખમ, કોઈ અનર્થ સામે એ આ પ્રદેશની પ્રજાને ચેતવી રહ્યા હતા. ચારેકોર એ ઘંટ એકસામટા બજી રહ્યા હતા. પણ પવન ઊંધી દિશામાં વહેતો હોવાથી એનો અવાજ વૃદ્ધને સંભળાતો નહોતો. માત્ર એનું હલનચલન એને દેખાતું હતું. ગામડે ગામડે આટલો બધો અવાજ થતો હતો, અને છતાં એની આસપાસ તો સંપૂર્ણ શાંતિ હતી. ઘંટારવ સંભળાતો નહોતો— દેખાતો હતો. કોઈ અજબ અનુભવમાંથી વૃદ્ધ પસાર થઈ રહ્યો હતો.

આટલા બધા ઘંટનો ખોફ એકસામટો કોની ઉપર ઊતરી પડયો હશે ? ગામડાંની વસ્તીને એ કોની સામે સાવચેત કરતા હશે?

પ્રકરણ ચૌદમું

## લાન્તેનાકનો ઠાકોર

ચોક્કસ કોઈક સપડાઈ ગયું હશે. પણ કોણ?

આ લોખંડી પુરુષના દેહમાંથી એક કંપારી છૂટી ગઈ. એ પોતે તો નહિ હોયને? એના આગમનની કોઈને ખબર પડી ગઈ હોય એ અસંભવિત હતું. પ્રજાસત્તાકના અહીંના વહીવટકર્તા પ્રતિનિધિને કોઈએ બાતમી પહોંચાડી દીધી હોય એ તો બિલકુલ અશક્ય હતું. હજી તો એ હમણાં જ કિનારે ઊતર્યો હતો. એનું લડાયક જહાજ ડૂબી ગયું હશે, અને એમાંથી એકેય જીવ બચ્યો નહિ હોય. વળી, જહાજ ઉપર પણ માત્ર કપ્તાન અને નાયબ સિવાય એનું નામ કોઈ જાણતું નહોતું.

ઘંટારવ ચાલુ જ હતો. વૃદ્ધને એ અકળાવી રહ્યો હતો. યંત્રવત્ બનીને એ ડંકાના ઝબકારા ગણ્યા કરતો હતો. એના વિચારો એક પછી એક અટકળો ઉપર કૂદતા હતા. સંપૂર્ણ સલામતીની શ્રદ્ધામાંથી માણસ એકાએક સંકટો સન્મુખ ધકેલાઈ જાય ત્યારે જાગતી અનેક આશંકાઓ એના મગજને પીંખી રહી હતી. અને છતાં, આ ઘંટારવ માટે બીજાં અનેક કારણો દર્શાવી શકાય તેમ હતું. તેથી છેવટે એણે મન મનાવ્યું કે: 'હું અહીં આવ્યો છું તેની કોઈને જાણ નથી. મારું નામ કોઈ જાણતું નથી.'

છેલ્લી થોડીક પળો દરમિયાન એની પાછળ ઉપરની બાજુએ કાંઈક ફફડાટ થયા કરતો હતો. પાંદડાના ખખડાટ જેવો એ અવાજ હતો. પહેલાં તો એણે એની તરફ કાંઈ ધ્યાન આપ્યું નહિ પણ અવાજ ચાલુ રહ્યો. મુસાફરનું ધ્યાન ખેંચવાની જાણે કે એણે જીદ

પકડી હતી. તેથી એણે પાછળ ફરીને જોયું. સાચે જ ત્યાં કાગળનો એક કટકો હતો. એની પાછળના સ્થંભ ઉપર ચોટાડેલા એક પતાકડાનો એક ખૂણો ઉખેડીને પવન તેને ફરફરાવતો હતો. પતાકડું હમણાં જ ચોટાડેલું હોય તેવું ભીનું જણાતું હતું. એ સુકાય તે પહેલાં જ પવને એનો એક છેડો પોતાની ઝપટમાં લઇ લીધો હતો. સ્થંભની પાછલી બાજુએથી ટોચે ચઢેલા વૃધ્ધે આ પતાકડું જોયું નહોતું.

નજીક ડગલું ભરીને એણે પતાકડાના ઉખડેલા ખૂણાને હાથ વડે દાબ્યો. ઉનાળાની લાંબી સંધ્યા હતી અને આકાશ સ્વચ્છ હતું. ટેકરીની તળેટીમાં અંધારું હતું છતાં ટોચ ઉપર હજી થોડો ઉજાસ રહ્યો હતો, અને પતાકડા ઉપરના લખાણનો થોડો ભાગ મોટા અક્ષરોમાં છાપેલો હતો. વૃદ્ધની આંખો એ અક્ષરો ઉકેલી શકે તેટલો ઉજાસ હજી હતો. એણે વાંચ્યું :—

**'અખંડ અને અવિભાજય ફ્રેંચ પ્રજાસત્તાક**

હું, શેરબુર્ગના કિનારા પ્રદેશના લશ્કરનો સત્તાધીશ અને પ્રજાનો પ્રતિનિધિ વહીવટકર્તા આથી ચેતવણી આપું છું કે : લાન્તેનાકનો ઠાકોર અને બ્રિટનીનો કહેવાતો રાજા આ કિનારા ઉપર ગુપ્ત રીતે ઊતર્યો છે. તેને આથી બહારવટિયો જાહેર કરવામાં આવે છે. એના માથા માટે ઇનામ જાહેર કરવામાં આવ્યું છે. એને જીવતો કે મૂએલો પકડી લાવનાર કોઇ પણ માણસને સાઠ હજાર ફ્રાંક મળશે. આ રકમનો ચુકાવો કાગળની નોટોથી નહિ પણ નગદ સુવર્ણમહોરોથી થશે. લાન્તેનાકના આ કહેવાતા ઠાકોરને કેદ પકડવા માટે એક લશ્કરી ટુકડી તાબડતોબ રવાના કરવામાં આવશે.

'આ કાર્ય માટે દરેક પ્રકારની મદદ કરવાનું પ્રજાને ફરમાન છે.

બીજી જુન, ૧૭૯૩. (સહી) વહીવટકર્તા'

આ નામ નીચે બીજી પણ એક સહી હતી. પરંતુ હવે ક્ષીણ બનેલા પ્રકાશને કારણે વૃદ્ધ એ વાંચી શકયો નહિ.

હવે ટોચ ઉપર રહેવું એ જોખમભર્યું હતું. એ ત્યાં વધુ પડતો રોકાઇ ચુકયો હોય તેવો સંભવ મેદાનવાળા આખા પ્રદેશમાંથી ટોચ ઉપર શું છે તે કળી શકાય તેમ હતું.

તળેટીમાં પહોંચીને એણે પોતાની ઝડપ ઓછી કરી. ઉપરથી એણે શોધેલા કેડા ઉપર એણે પગલાં માંડયાં. એ દિશામાં પોતે સલામત બનશે એમ માનવાનું એને કારણ હતું.

મેદાન નિર્જન હતું. એવે સમયે કોઈ વટેમાર્ગુ નીકળતાં નહોતાં. એક ઝાંખરાની પાછળ થંભીને એણે પોતાનો જામો ઉતારી નાખ્યો, જાકીટની રૂંવાટીવાળી બાજુ બહાર કાઢી, ફરી જામાની કસ બાંધી લીધી અને ચાલવા માંડયું.

ચંદ્ર પ્રકાશી રહ્યો હતો,

જુદી જુદી દિશાઓમાં બે કેડા ફંટાતા હતા તે સ્થળે એ પહોંચ્યો. ત્યાં એક થાંભલા ઉપર એણે સફેદ ચોરસ આકાર જોયો. પોતે હમણાં જ વાંચેલી ચેતવણીની એ બીજી નકલ હશે એમ માનીને એ થાંભલાની નજીક ગયો.

'કયાં જાવ છો ?'

પાછળ ફરીને એણે જોયું. એના જેટલો જ ઊંચો એક માણસ વાડ પાસે ઊભો હતો. એના જેટલો જ એ વૃદ્ધ હતો, એના જેવા જ શ્વેત એના વાળ હતા, અને એનાં લૂગડાં વળી વિશેષ થીગડિયાળાં અને જળી ગયેલાં હતાં. જાણે કે કોઇએ હૂબહૂ એનો જ સ્વાંગ સજ્યો હતો. લાંબી એક લાકડીને ટેકે એ ઊભો હતો.

એ ફરી બોલ્યો : 'હું એમ પૂછું છું કે તમે કયાં જાવ છો ?'

'પહેલાં તો હું કઈ જગ્યાએ ઊભો છું, એ મને કહેશો કોઈ?' એણે જવાબ આપ્યો.

પેલા માણસે પ્રત્યુત્તર વાળ્યો, 'તમે જ્યાં ઊભા છો તે ધરતીનો હું ભિખારી છું, અને તમે તેના માલિક છો.'

'હું?'

'હા, મારા માલિક, લાન્તેનાકના ઠાકોર, તમે.'

પ્રકરણ પંદરમું

# બે ભિખારીઓ

લાન્તેનાકના ઠાકોરે શાંતિથી જવાબ આપ્યો: ‘ભલે ત્યારે. મને પકડીને સોંપી દે.’

પેલા માણસે કહ્યું: ‘અહીં આપણું ઘર છે, તમે ફિકર ન કરો.’

‘હવે વાતનો અંત લાવ. તારું કામ કર. મને પકડાવી દે.’ ઠાકોર બોલ્યો.

‘તમે પેલા ખેતર ભણી જતા હતા?’ માણસે પૂછ્યું.

‘હા.’

‘તો ન જતા.’

‘કેમ?’

‘ભૂરીઆઓ ત્યાં બેઠા છે.’

‘કયારથી?’

‘ત્રણ દિવસથી.’

‘ગામના લોકોએ એમનો સામનો કરેલો?’

‘ના, એમણે તો બારણાં ઉઘાડાં મૂકી દીધાં હતાં.’

‘અરેરે!’ ઠાકોરે ઉદ્‌ગાર કાઢયો.

ખેતરમાં એક મકાન હતું તેના છાપરા ભણી આંગળી ચીંધીને માણસ બોલ્યો: ‘ઠાકોર, તમને પેલું છાપરું તો દેખાય છે ને?’

‘હા.’

‘એની ઉપર શું છે એ કળાય છે?’

'કાંઈક ફરકે છે?'

'હા.'

'વાવટો લાગે છે.'

'પ્રજાસત્તાકનો ત્રિરંગી વાવટો છે.'

'ભયના ઘંટા વગડી રહ્યા છે?'

'હા.'

'કોને માટે?'

'તમારે માટે જ હશે.'

'પણ ત્યારે હું કેમ એનો અવાજ સાંભળતો નથી?'

'પવન ઊલટી દિશાનો છે.' પછી માણસે ઉમેર્યું, 'તમારી બાબતની જાહેરાત જોઈ તમે?'

'હા.'

'ચારેકોર તમારી શોધ ચાલે છે.' અને ખેતર તરફ એક નજર નાખીને એણે કહ્યું: 'પણે એક નાનકડી પલટન પડી છે.'

'પ્રજાસત્તાકની?'

'હા, અને એમાં ય પાછી પેરિસવાળાઓની.*'

'ઠીક. ચાલો ત્યારે,' એમ કહીને ઠાકોરે ખેતરની દિશામાં ચાલવા માંડયું.

પેલા માણસે એનો હાથ પકડયો: 'ત્યાં ન જતા.'

'તો પછી ક્યાં જાઉં?'

'મારે ઘેર.'

ઠાકોર આ ભિખારીને નિરખી રહ્યો.

'સાંભળો મારા ઠાકોર સાહેબ. મારું ઘર રૂપાળું નથી, પણ

સલામત છે. ગુફા જેટલી ઊંડી એક ઓરડીમાં હું રહું છું. જમીન ઉપર દરિયાઈ વેલા પાથર્યા છે. ડાખળાં અને કડબનું બનાવેલું છજું છે. ચાલો. ખેતરમાં જશો તો તમને ગોળીએ દેશે. મારે ઘેર તમે સૂઇ જજો. તમને થાક લાગ્યો હશે. કાલ સવારે ભુરીઆઓ અહીંથી આગળ જશે. પછી તમને મનફાવે ત્યાં જજો.'

ઠાકોરનું નિરીક્ષણ હજી ચાલુ હતું. 'તું કોને પક્ષે છો?' એણે પૂછ્યું. 'પ્રજાસત્તાકવાદી છો? કે રાજભક્ત છો?'

'હું ભિખારી છું.'

'તું ક્રાંતિપક્ષેય નથી, ને રાજપક્ષે પણ નથી?'

'હું કાંઇ સમજતો નથી.'

'પણ તું રાજાની રક્ષા માગે છે કે હત્યા?'

'એવા વિચાર કરવાની મને વેળા જ નથી.'

'અત્યારના મામલા વિશે તું શું ધારે છે?'

'એટલું જ કે હું ખરચીખૂટ છું.'

'અને છતાંય તું મારી વહારે આવે છે?'

'કારણ કે મેં જોયું કે તમને કાનૂન બહાર ઠરાવ્યા છે. કાયદો એટલે શું એ મને ખબર નથી. હું પોતે કાનૂનની અંદર છું કે બહાર તેની ય મને કાંઇ ગમ નથી પડતી. શું ભૂખે મરવું એ કાનૂન-સર• છે?'

'કેટલા દિવસથી તું ભૂખે મરી રહ્યો છો?

'જન્મ્યો ત્યારથી.'

'છતાં ય તું મને બચાવે છે?'

'હા.'

'શા માટે?'

'મને થયું કે, આ એક માણસ મારા કરતાંય ગરીબ છે. મને તો શ્વાસ લેવાનો ય હક્ક છે, પણ એને એ નથી.'

'સાચી વાત છે તારી. ભલા, તું મને બચાવીશ?'

'અલબત્ત! ઠાકોર સાહેબ, આપણે બેઉ તો સગા ભાઇ જેવા છીએ. હું રોટી ભીખું છું, તમે જિંદગીની ભીખ માગો છો. આપણે બેઉ ભિખારી છીએ.'

'પણ મારા માથા સાટે ઇનામ છે એ તું જાણે છે ખરો?'

'હા.'

'તેં કઇ રીતે જાણ્યું?'

'મેં જાહેરાત વાંચી છે.'

'તને વળી વાંચતાં આવડે છે?'

'હા, લખતાંય આવડે છે—જાનવર થોડો જ છું?'

'તને વાંચતાં આવડે છે, અને તેં જાહેરાત પણ વાંચી છે. ત્યારે તો તને ખબર હશે જ કે મને કેદ પકડાવી દઇને ચાહે તે માણસ સાઠ હજાર ફ્રાંકની કમાણી કરી શકે છે?'

'હા, મને ખબર છે.'

'કાગળની નોટો નહિ હો!'

'ના, ના. નગદ સોનામહોરો. એ પણ જાણું છું.'

'સાઠ હજાર ફ્રાંક—સમજ પડે છે? આવી દોલત!'

'સાચું.'

'અને મને પકડાવી દેનાર હરકોઇ માણસ એ મેળવી શકે છે.'

'બસ એ જ—બરાબર એ જ વિચાર મને આવ્યો હતો. તમને જોઇને મને થયું કે, આને પકડાવી દઇને ગમે તે માણસ સાઠ હજાર ફ્રાંકની કમાણી કરી બેસશે, માટે ચાલને એને છુપાવી દઉં!'

ઠાકોર ભિખારીની પાછળ પાછળ ચાલ્યો. જંગી કોઈ વૃક્ષ નીચેની અંધારી, ઊંડી, છૂપી અને અદ્રશ્ય બખોલમાં બન્ને ઊતર્યા. એમાં બે માણસ સમાય એટલી જ જગ્યા હતી. વાંકા વળીને, બાખોડીઆભર ચાલતાં ચાલતાં એ અંદર જઈ પહોંચ્યા અને ત્યાં બિછાવેલી સૂકા દરિયાઈ વેલાની જાજમ ઉપર બેઠા. એક ખૂણામાં પાણીનું ડબલું, રોટી અને થોડા શીંગદાણા પડયાં હતાં.

'ચાલો, વાળુ કરી લઈએ,' ભિખારી બોલ્યો.

શીંગદાણાના એમણે ભાગ પાડી નાખ્યા. ઠાકોરે પોતાના ખીસામાંથી બિસ્કિટના કટકો કાઢયો. કાળી બટાઇ ગયેલી રોટીમાંથી બેઉ બટકાં ભરતા ગયા, અને એક જ ડબલું મોઢે માંડીને વારાફરતી પાણી પીતા ગયા.

બેઉ વાતોએ વળગ્યા. ઠાકોરે પૂછ્યું :

'ત્યારે તો દુનિયાનું ચાહે તેમ થાવ; તારે મન બધું સરખું જ છે, એમને?

'હં,' ભિખારી બોલ્યો. 'તમે બધા ઠાકોરો છો, બીજાં વળી બીજાં છે, પણ એ સૌસૌને ફાવતી વાત છે.'

'તે છતાં ય, આજના બનાવો—'

'મને અડયા વિના, ઊંચે થઇને ચાલ્યા જાય છે. પણ એથી ય ઊંચે બીજું ઘણું ય બને છે. સૂરજ ઊગે છે, ચાંદાની વધઘટ થાય છે. મને તો રાત-દી' એના જ વિચાર આવ્યા કરે છે.'

'તારું નામ શું?'

'ભિખારો,' યજમાને કહ્યું. 'વળી, આજ ચાલીસ વરસથી પાડોશના લોકો મને બુઢ્ઢો કહીને બોલાવે છે.'

'ચાલીસ વરસથી! પણ એ વખતે તો તું જુવાન હોઇશ!'

'જુવાની મેં કોઈ દી' દીઠી નથી. ઠાકોર સાહેબ, તમ સરખાં

સદાય જુવાન રહે છે. તમારા પગમાં વીશ વર્ષના જુવાનનું કૌવત છે. ઊંચા ટેકરાઓ તમે દોટ મૂકીને ચઢી જાવ છો. પણ હું તો પા ગાઉ ચાલું ત્યાં મારા પગ કળવા માંડે છે, મ રો શ્વાસ ભરાઈ જાય છે. તેમ છતાં આપણી ઉમ્મર એકસરખી છે. પણ પૈસાવાળામાં ને અમારામાં એક ફેર હોય છે—એમને રોજ પેટ ભરીને ખાવાનું મળે છે.' અને પછી એણે ઉમેર્યું: 'ખોરાક ભારે ટકાઉ ચીજ છે ખરીને!'

થોડી ચુપકીદી. અને પછી ભિખારાએ આગળ ચલાવ્યું: 'ગરીબી અને અમીરી. આ બધું સત્યાનાશ એમાંથી જ જાગે છે. સાચે જ, મારું મન એની સાખ પૂરે છે. ગરીબને અમીર થઇ જવું છે, અમીરને ગરીબ થવું નથી. આખી વાતનો તાગ આ છે. હું તો કોઈની ભેળો કે કોઈની સામો ભળતો નથી. જે બને છે તે બન્યા કરશે. હું તો નથી લેણદારને પક્ષે, કે નથી દેણદારનો પડખે. હું ફક્ત એટલું જાણું છું કે કેટલાય વરસનું દેણું આજ ચુકવાઈ રહ્યું છે. બસ, એટલું જ. મને તો ઘણુંય થાય છે કે રાજાને ન માર્યો હોત તો સારું હતું. પણ એનું કારણ કહેતાં મને આવડતું નથી. ત્યાં વળી બીજું કોઈક એમ કહેશે કે, બાપડા કેટલાય ગરીબોને વગર વાંકે ઝાડની ડાળીએ ફાંસી દઈ દીધી હતી. જુઓને, રાજાના હરણિયાને ભુલભૂલમાં ફૂંકી બેસનાર એક માણસને ફાંસી દેવાતી મેં નજરે જોઈ છે. એની સ્ત્રી અને સાત બાળકો કળેળાટ કરતાં હતાં. એટલે, એકબીજા સામું ઘણુંય કહેવા જેવું છે.'

વળી પાછો થોડી વાર એ મૂંગો રહ્યો. પછી બોલ્યો: 'હું થોડોક હાડવૈદ છું, થોડોક હકીમ પણ છું. વનસ્પતિ માત્રને હું ઓળખું છું નવા છોડવા હું ગોતતો ફરું છું. હું બહાર જૂજજાજ નજરે ચડું—મારા કામમાં પડયો હોઉં–એટલે ખેડૂતો મને કીમિયાગર ગણે છે. મને ભાતભાતના તરંગ આવ્યા કરે છે. એટલે બધા મને ડહાપણવાળો માને છે.'

'તું આટલામાં જ રહે છે?'

'હું આટલાની બહાર કદી નીકળ્યો નથી.'

'મને તું ઓળખે છે?'

'હાસ્તો. આજથી બે વરસ પર તમે અહીંથી નીકળ્યા ત્યારે મેં તમને છેલ્લા દેખેલા. ત્યારે તમે અહીંથી ઈંગ્લંડ જતા હતા. થોડી વાર પહેલાં મેં ડુંગરા ઉપર કોઈ પડછંદ આદમી ઊભેલો ભાળ્યો. એવા પડછંદ માનવી અહીં પાકતા નથી. બ્રિટનીનાં રહેવાસી બેઠી દડીનાં હોય છે. મે ટીકી ટીકીને તમને જોયા. પેલું પતાકડું મેં વાંચેલું એટલે મને થયું કે એ જ લાગે છે. અને તમે નીચે આવ્યા ત્યારે ચાંદાનું તેજ હતું. એટલે હું તમને તરત ઓળખી ગયો.'

'છતાં હું તને નથી ઓળખતો.'

'તમે મને જોયેલો ખરો, પણ મારી સામું તમે કદી નહિ જોયું હોય. માગણ અને દાતારની નજર સરખી કયાંથી હોય?'

'આપણે અગાઉ કદી મળેલા ખરા?'

'ઘણીય વાર. હું તમારા ગામનો ભિખારી છું. તમારા ગઢમાંથી નીકળતા રસ્તાને છેડે બેઠો બેઠો હું ભીખ માગતો. તમે મને ભીખ દીધી પણ છે. પણ દેનાર કાંઈ જોતો નથી, એ એકાદ ત્રાંબિયો ફગાવીને જતો રહે છે. તમારે મન ભિખારી એટલા બધા જાસૂસ હોય છે. મારું મોઢું શોગિયું હશે, પણ હું જાસૂસી કરું એવો બૂરો માણસ નથી. હું હાથ લબાવીને ઊભો રહેતો. તમે એકલો હાથ ભાળતા અને એમાં કાંઈક દાન કરતા. પણ સવારે તમે જે ભીખ દેતા એનાથી સાંજે હું મરતાં બચી જતો. ઘણી વાર મારે ચોવીસ કલાકની લાંઘણ ખેંચવી પડી છે. કોઈક વાર તો એક ત્રાંબિયે જ મારી જિંદગી બચાવી છે. તમે મારી જિંદગી બચાવેલી છે. આજે હું એ કરજ ચૂકવું છું.'

'સાચી વાત છે; આજે તું મારી જિંદગી બચાવી રહ્યો છે.'

'હું તમને બચાવું છું, ઠાકોર સાહેબ,' અને ભિખારીનો સાદ ઘેરો બન્યો, 'પણ એક શરતે.'

'કઈ?'

'કે અહીં આવીને આ મુલકનું નિકંદન ન કાઢતા.'

'હું તો મુલકનો ઉદ્ધાર કરવા આવ્યો છું,' ઠાકોર બોલ્યો.

'ચાલો હવે સૂઈ જઈએ,' ભિખારી બોલ્યો.

દરિયાઈ વેલાના બિછાના ઉપર બન્ને પડખોપડખ સૂઈ ગયા. ભિખારી તરત જ ગાઢ નિદ્રામાં પડી ગયો. ઠાકોર થાકયોપાકયો હતો છતાં થોડી વાર સુધી ઊંડા વિચારમાં જાગતો પડયો રહ્યો. અંધકાર વચ્ચેથી એણે ભિખારી સામે તાકી તાકીને જોયું, અને પછી એ પડખું ફરી ગયો. એના કાન ધરતી સાથે ચંપાયા. ભૂમિના પેટાળમાંથી કોઈ વિચિત્ર ધમધમાટ સંભળાતો હતો. ઘંટના અવાજો પૃથ્વીમાં પડઘા પાડતા હતા. ભયની સૂરાવળ હજી બજી રહી હતી.

અને ઠાકોર પોઢી ગયો.

પ્રકરણ સોળમું

## '(સહી) : ગોવેન'

એ ઊઠ્યો ત્યારે વાતાવરણ ખુશનુમા હતું. બખોલની બહાર ખુલ્લામાં ભિખારી ઊભો હતો. હાથમાં એની લાકડી હતી : એના મોઢા ઉપર સૂરજનું તેજ પડતું હતું.

'ઠાકોર સાહેબ,' ભિખારો બોલ્યો, 'સવાર પડ્યું છે, પણ ખેતર ભણીથી કાંઈ અવાજ સંભળાતો નથી. એટલે ભૂરીઆઓ કાં તો ઊંઘે છે અને કાં તો રવાના થઇ ગયા લાગે છે. એક મોટું જોખમ ટળ્યું. હવે આપણે જુદા પડીએ એમાં જ ડહાપણ છે. મારે બહાર નીકળવાની વેળા પણ થઈ ગઈ છે.' ક્ષિતિજ ઉપરના એક ટપકા સામે આંગળી ચીંધીને એ બોલ્યો : 'હું આ બાજુ જાઉં છું.' અને પછી એથી ઊલટી જ દિશામાં હાથ લંબાવીને એણે ઉમેર્યું : 'તમે આ રસ્તે જજો.'

ઠાકોર સામે સલામ જેવા કાંઇક હાવભાવ કરીને પછી એણે રાતના વાળુમાંથી વધેલા ખોરાક સામે આંગળી ચીંધીને કહ્યું : 'તમને ભૂખ લાગી હોય તો શીંગદાણા સાથે લેતા જજો.'

પલવાર પછી એ ઝાડીમાં અદૃશ્ય બન્યો.

ઠાકોર ઊભો થયો અને ભિખારીએ દર્શાવેલી દિશામાં એણે ચાલવા માંડ્યું. ગઈ રાતે એ બન્ને જ્યાંથી આવ્યા હતા એ કેડી ઉપર જ ઠાકોર પાછો ચાલ્યો. ગઇ રાતે એણે જ્યાં બે રસ્તા જુદા પડતા જોયા હતા ત્યાં એ આવી પહોંચ્યો. ત્યાં પેલા થાંભલા ઉપરની જાહેરાતનું સફેદ પતાકડું સૂર્યના તેજમાં પ્રકાશી રહ્યું હતું. એને યાદ આવ્યું કે પતાકડાને છેડે ઝીણા અક્ષરમાં કાંઇક લખેલું હતું

તે પોતે ગઈ સાંજે ટેકરી ઉપરના અંધારામાં વાંચી શકયો નહોતો. એટલે એ થાંભલા પાસે ગયો. "વહીવટકર્તા"ની સહી નીચેની બે વધુ લીટીઓ એણે વાંચી:—

"આ લાન્તેનાકનો ઠાકોર પકડાશે અને એ ખુદ ઠાકોર જ છે એમ સાબિત થશે એટલે તરત જ એને ગોળીએ દેવામા આવશે.
(સહી): **ગોવેન**
શત્રુની શોધમાં નીકળેલી પલટનના સેનાપતિ."

'ગોવેન!' ઠાકોર ગણગણ્યો. ઊંડો વિચાર કરતા એ સ્થિર ઊભો રહ્યો, એની આંખો પતાકડા ઉપર જડાઈ ગઇ. 'ગોવેન!' એણે રટણ કર્યું.

એ આગળ ચાલ્યો. વળી એણે પીઠ ફેરવી, ફરી થાંભલા સામે જોયું, એ પાછો ફર્યો, અને પતાકડું વધુ એકવાર વાંચી ગયો. પછી એ ધીમે ધીમે જતો રહ્યો. નજીકમાં કોઈ ઊભું હોત તો 'ગોવેન'ના નામનો ગણગણાટ ઠાકોરના મોઢામાંથી એને સંભળાયો હોત.

થોડુંક ચાલીને એ એક નાના ટેકરા ઉપર પહોંચ્યો. ટેકરાના પગ સુધી લીલી વનરાજી છવાયેલી હતી, અને તળેટીમાં ઊભેલાં વૃક્ષો વચ્ચે એ અદૃશ્ય બનતી હતી. ચોપાસની સૃષ્ટિ પ્રકાશમાં સ્નાન કરી રહી હતી.

એકાએક આ સૃષ્ટિસૌંદર્યમાં ભયાનકતા વ્યાપી ગઈ. કોઇએ અણચિંતવ્યો છાપો માર્યો હોય એવો કોલાહલ મચી ગયો. સૂર્યતેજમાં ઝબોળાઇ રહેલાં આ મેદાનો અને જંગલો ઉપર જંગલી કીકિયારીઓ, બંધૂકના ભડાકાઓ અને રણશીંગાની ચીસોનું એક વાદળું જાણે કે એકાએક તૂટી પડયું. ગામ અને ખેતરમાંનાં મકાનો ઘાસની ગંજીની માફક સળગી રહ્યાં હોય તેમ ધુમાડાના મોટા મોટા ગોટા અને આગના ભડકા દેખાવા માંડયા. ખેતરમાંના પેલા ઊંચા મકાનની દિશામાં ઝપાઝપી થઇ રહી હતી. ઠાકોર શાંત ઊભો રહ્યો. એ જ્યાં ઊભો હતો ત્યાંથી એ મકાન અને ગામનાં ઘર જોઇ શકાતાં હતાં. ગામમાંનાં માણસો પણ એને જોઇ શકે એટલી ઉંચાઇએ એ ઊભો હતો.

ઠાકોર આમથી તેમ જોતો હતો. શું થયું હશે ? ગામ ઉપર કોઇએ છાપો માર્યો હશે ? કોણે ? ઝપાઝપી થતી હશે ? કે પછી પોતાની પ્રત્યે દુશ્મનાવટ રાખનારાઓની જે વલે ભૂરીઆઓ કરે છે તે મુજબ આ ગામને પણ એમણે સળગાવી મૂક્યું હશે ? પ્રજાસત્તાકના લશ્કરને અમુક સગવડો આપવાના ફરમાનનો અમલ ન કરવાની સજા તો ગામલોકો નહિ ભોગવતાં હોયને ?

જો એ સજા જ હોય તો એનો અમલ ઘણો ઝડપપૂર્વક થયો હતો. ઠાકોર એકમાંથી અનેક કલ્પનાઓ કરતો કરતો ઊભો હતો. નીચે ઊતરતાં એ અચકાતો હતો. એટલામાં તો નાદ પૂરો થઇ ગયો. ઝાડી વચ્ચેથી એની નજર હર્ષાવેશમાં ગાંડા બનીને દોડયા આવતા સૈનિકો ઉપર પડી. એમની દોડાદોડનો ધમપછાડ ટેકરાની તળેટીમાંનાં ઝાડપાન વચ્ચેથી સાંભળી શકાતો હતો ગામની દિશામાંથી એ ટોળું જંગલ ભણી દોડયું આવતું હતું. નગારાં વાગતાં હતાં. પણ બંધૂકના ભડાકા હવે નહોતા થતા. આવનારાઓ કોઇની ખોજ કરતા જણાતા હતા. નજીક આવતા જતા એમના ખદબદતા શોરબકોરમાંથી એક નામ સ્પષ્ટ તરી આવતું હતું. હજારો જુદા જુદા સાદ એ એક જ નામ પુકારી રહ્યા હતા. ઠાકોરે પણ એ સાંભળ્યું–

'લાન્તેનાક ! લાન્તેનાક ! લાન્તેનાકના ઠાકોર !'

ત્યારે તો એ લોકો એની જ પાછળ પડયા હતા.

પ્રકરણ સત્તરમું

# સેનાપતિની સેના

એકાએક, એની ચોપાસ એકી સાથે તલવારો અને સંગીનો ચમકી ઊઠયાં, બંધૂકો ફૂટી નીકળી, ત્રિરંગી ઝંડો આમથી તેમ ફંગોળાયો, 'લાન્તેનાક'ના પોકારે એના કાનના પડદા ફાડી નાખ્યા, અને એના પગ નીચેની ઝાડીમાંથી સેંકડો ઝનૂની ડાચાંએ ડોકિયાં કર્યાં.

હજાર બંધૂકના એક જ નિશાન સમો ઠાકોર એકલો ઊભો હતો. લાલઘૂમ ડોળાઓ એની ઉપર મંડાઈ ગયા હતા. પોતાના ટોપની કિનારી એણે ઊંચી વાળી નાખી અને પોતાનો ચહેરો સંપૂર્ણ-પણે ખુલ્લો કર્યો. પછી, વનવગડામાં કોઈ રણશીંગું ફૂંકાય તેવો એનો સાદ સંભળાયો—

'તમે જેને શોધો છો એ જ હું છું. બ્રિટનીનો રાજવી અને મહારાજાની સેનાઓનો નાયબ સરસેનાધિપતિ, એ જ હું લાન્તેનાકનો ઠાકોર. ચલાવો ગોળી! ખતમ કરો!' એમ કહેતાં કહેતાં એણે ચામડાનું જાકીટ ખોલી નાખ્યું અને પોતાની છાતી ઉઘાડી કરી.

બંધૂકોનો તાશેરો નિહાળવા માટે એણે નીચે જોયું તો એની આસપાસ ઘૂંટણીએ પડીને માણસો બેઠા હતા. એણે ગર્જના સાંભળી—

'લાન્તેનાકનો જય હો! ઠાકોર સાહેબનો જય હો! સેનાધિ-પતિનો જય હો!'

વાન્ડીના જંગલની એક લશ્કરી ટૂકડીની વચ્ચે એ ઊભો હતો. સૈનિકો એની સન્મુખ લળી પડયા હતા. એમના હાથમાં બંધૂકો હતી, તલવારો હતી, ધારીઆં અને વાંસડા હતા, લાકડીઓ હતી; માથે કથ્થઇ રંગની ટોપીઓ હતી, અને ઠાકોરના ટોપાની વળેલી કિનારી

નીચેથી દેખાતા બિલ્લા જેવા સફેદ બિલ્લાઓ એ દરેકની ટોપી ઉપર હતા; ગળામાં માળાઓ, કંઠીઓ અને તાવિજો હતાં, ચામડાનાં જાકીટ પહેરેલાં હતાં, માથે લાંબા વાળ હતા અને મોટી ઘેરી એમની આંખો-માંથી જંગલી ઝનૂન નીતરતું હતું.

ઘૂંટણિયે પડેલા ટોળાની વચ્ચેથી અમીરકુળની મુખકાંતિ ધારણ કરતો એક જુવાન ઉતાવળે પગલે આગળ આવ્યો. ખેડૂતોની માફક એણે પણ પોતાની ટોપી ઉપર સફેદ બિલ્લો ચોટાડેલો હતો. પરંતુ એનો પોશાક કિંમતી ચામડાનો બનેલો હતો. એના સફેદ રેશમી કમરબંધમાંથી સોનાની મૂઠવાળી તલવાર ઝૂલતી હતી.

ઠાકોરની સન્મુખ પહોંચીને એણે ટોપી ઉતારી નાખી, કમરબંધ છોડયો, અને એક પગે ઘૂંટણભર વળીને તલવાર અને કમરબંધ ઠાકોર પાસે ધર્યાં. એ બોલ્યોઃ

'અમે આપની જ શોધમાં હતા, અને અંતે આપ અમને સાંપડી ગયા છો. અમારા સેનાપતિપદના ચિહ્ન તરીકે આ તલવાર આપ ગ્રહણ કરો. આ સૈનિકો હવે આપના જ છે. આજ સુધી હું એમના નાયક હતો, પણ આપની સમક્ષ તો હું એક અદનો સિપાહી છું. અમારી સલામી સ્વીકારો, મારા માલિક! અમને ફરમાન આપો, સેનાધિપતિ!'

પછી એણે એક ઇશારો કર્યો અને ત્રિરંગી ઝંડો ઉપાડનારા માણસે આગળ આવીને એ ઝંડો ઠાકોરના ચરણમાં ધર્યો. જુવાને કહ્યું—

'સેનાધિપતિ, આ વાવટો હજી હમણાં જ અમે ભૂરીઆઓ પાસેથી હાથ કરેલો છે. ખેતરમાંના પેલા મકાનમાં એમનો પડાવ હતો.'

'સારું કર્યું,' ઠાકોર બોલ્યો. એની એ જ સ્વસ્થતા અને ગંભી-

રતાથી એણે કમરબંધ બાંધ્યો. પછી ઉઘાડી તલવાર હવામાં વીંઝીને એણે સાદ પાડ્યો: 'મહારાજાનો જય હો!'

અને જંગલમાં એ વિજયમસ્ત ઘોષણાના પડઘા ફરી વળ્યા: 'મહારાજાનો જય હો! અમારા ઠાકોરનો જય હો! લાન્તેનાકનો જય હો!'

ઠાકોરે જુવાન નાયક સામું ફરીને પૂછ્યું: 'તમે કેટલા જણ છો?'

'સાત હજાર.' અને પછી બન્ને નીચે ઊતર્યા. 'ઠાકોર સાહેબ, વાત સાવ ટૂંકી છે. ફક્ત એક તણખાની જ જરૂર હતી. પ્રજાસત્તાકે તમારા માથા સાટે ઇનામ જાહેર કર્યું અને એ રીતે તમારી આ ભૂમિ પરની હાજરીની સહુને જાણ કરી દીધી. બસ, પછી તો આખો પ્રદેશ મહારાજાને પડખે ખડો થઈ ગયો.'

'અને તમે સાત હજાર તૈયાર થઈ ગયા?'

'આજના એક જ દિવસમાં. કાલે આપણે વધીને પંદર હજારે પહોંચશું. બીજી એક ટુકડી આપણને ભેટવાની છે. અમે આપની શોધમાં આ બાજુ આવ્યા કારણ કે અમને ખાતરી હતી કે આપ જંગલમાં જ ક્યાંક હશો.'

'અને ત્યાં તમે આ ખેતરના મકાનમાં ભૂરીઆઓને જોઈને છાપો માર્યો?'

'હા, એમને તો બિચારાને કોઈ જાતની શંકા નહોતી. ગામના લોકો બબૂચકો છે, એટલે એમણે આ ભૂરીઆઓને આવકારેલા. પણ આજ સવારના એ ઊંઘતા હતા ત્યાં જ અમે તૂટી પડ્યા. મારી પાસે એક ઘોડો છે. આપ કૃપા કરીને એની ઉપર સ્વારી કરશો સેનાધિપતિ?'

'હા.'

એક ખેડૂત સફેદ ઘોડો દોરીને લાવ્યો. એની ઉપર લશ્કરી જીન હતું. નાયક મદદ કરવા ગયો, પણ એની મદદ વિના જ ઠાકોર છલાંગીને ઘોડા પર સ્વાર બન્યો.

'હુ...રૂરૂરૂરૂરૂ......રા!' ખેડૂતોએ પોકાર કર્યો. નાયકે લશ્કરી સલામ કરી અને પૂછ્યુંઃ 'ઠાકોર સાહેબ, આપનું વડુ મથક ક્યાં રાખવાનું ઠરાવો છો?'

'પ્રથમ તો ફૂજેર્સના જંગલમાં.'

'એ તો આપનાં જ સાત જંગલોમાંનું એક છે, મારા માલિક.'

'સહુને કહી દો કે અહીંથી વિખરાઈ જઈને ત્યાં આવી પહોંચે.'

'જી હા.'

'પણ ઊભા રહો. તમે જ મને એમ કહ્યું ને કે ગામના લોકોએ ભૂરીઆઓને આવકારેલા?'

'જી હા.'

'તમે ખેતરવાળું મકાન બાળી મૂક્યું છે?'

'જી હા.'

'ગામ સળગાવી મૂક્યું છે?'

'ના.'

'તો એને સળગાવી મૂકો.'

'ભૂરીઆઓ પોતાનો બચાવ કરવા ગયા તો ખરા, પણ એ દોઢસો હતા, અને અમે હતા સાત હજાર.'

'એ કઈ ટુકડી છે?'

'પેરિસની પલટન લાગે છે. એના વાવટા ઉપર 'લાલ ટોપીની રેજિમેન્ટ' એમ લખેલું હતું.'

'ત્યારે તો રાજાને ગરદન મારતી વખતે જેણે નગારાં વગડાવ્યાં હતાં એ જ ટુકડીના માણસો. નરપિશાચો!'

'ઘવાયેલાઓનું શું કરવાનું છે?'

'એમને ખતમ કરી નાખો.'

'અને કેદીઓને ?'

'ગોળીએ દો.'

'એંશી જેટલા છે.'

'એકેએકને ફૂંકી મારો!'

'બે સ્ત્રીઓ છે—'

'એમને પણ.'

'અને ત્રણ બાળકો છે.'

'એમને સાથે લઇ લ્યો. એમનું શું કરવું એ આગળ ઉપર જોશું.'

અને ઠાકોરે ઘોડો મારી મૂક્યો.

પ્રકરણ અઢારમું

## 'આવી ખબર હોત !'

ગામમાં આમ બની રહ્યું હતું ત્યારે ભિખારો ફરતો ફરતો દૂર નીકળી ગયો હતો. કોઈ પણ વસ્તુ પ્રત્યે લક્ષ આપ્યા વિના, તરંગીની માફક એ ચાલ્યો જતો હતો. ઘડીક ઉતાવળો, ઘડીક ધીમો, ઘડીક થંભીને થાક ખાતો, કોઈ વનસ્પતિનાં ખટમીઠાં પાન ચગળતો, ઝરણાંનાં જળ પીતો, કોઈ કોઈ વાર માથું ઊંચું કરીને દૂરના કોઈ અવાજો તરફ કાન માંડતો, ફરી પાછો કુદરતના આકર્ષણમાં ડૂબી જતો, પોતાનો ચીંથરાળ વેશ સૂરજના તાપમાં તપાવતો, ક્યારેક ક્યારેક માનવીની વાણી સાંભળતો, ને સદાય પંખીનાં ગીત પાછળ ભમતો ભમતો એ ચાલ્યો જતો હતો.

એને ઘડપણ આવ્યું હતું એટલે એનો વેગ ધીમો હતો. બહુ દૂર જતાં પહેલાં જ એ થાકી ગયો. સીમમાં એક ચક્કર લગાવીને એ પાછો વળ્યો ત્યારે સાંજ પડી ગઈ હતી. ગામથી થોડે દૂરના ટેકરા ઉપર થઈને એનો કેડો આવતો હતો. ત્યાંથી એણે ધુમાડાનો એક મોટો ગોટો ગામની દિશામાં જોયો.

ધુમાડા જેટલું શાંત બીજું કાંઈ નથી, તેમ ધુમાડા જેટલી કમ-કમાટીભરી પણ બીજી કોઈ ચીજ નથી. શાંત ધુમાડા હોય છે અને આસુરી ધુમાડા પણ હોય છે. હવામાં ઊડતી ધુમ્રરેખા કયા રંગની છે, અને કેટલી ઘેરી છે, એ એક જ એંધાણી યુદ્ધ અને શાંતિ વચ્ચેનો, ભાઈચારા ને વૈમનસ્ય વચ્ચેનો, પરણોગત ને કલ્પ વચ્ચેનો, જીવન અને મૃત્યુ વચ્ચેનો તફાવત દર્શાવે છે. ઝાડવાં વચ્ચે થઈને ઊંચે ચઢતો ધુમાડો દુનિયાની સૌથી મધુર વસ્તુનું પ્રતીક હોઈ શકે છે, અને સૌથી કારમી વસ્તુની નિશાની પણ હોઈ શકે છે—એની નીચે

કુટુંબમેળા વચ્ચેનું તાપણું હોય, અને વનનો દવ પણ હોય. પવનમાં લહેરાતી આ આછી વરાળમાં જ કેટલીક વાર માનવીની તમામ સુખ-સંપત્તિ કે એની સંપૂર્ણ વેદનાનું પ્રતિબિંબ પડતું હોય છે.

ભિખારાની નજરે પડેલો ધુમાડો અશાંતિભર્યો હતો. કાળોઘોર એ ધુમાડો ગામનાં ખોરડાં ઉપર થઈને ઊંચે ચઢતો હતો અને એની વચ્ચે વચ્ચે રાતા ચમકારા દેખાતા હતા.

ભિખારાએ ઉતાવળે પગ માંડયા, અને ધુમાડાની દિશામાં એ આગળ વધ્યો. થાકયોપાકયો એ ગામની સાવ લગોલગ આવેલા બીજા એક ટેકરા ઉપર જઈ પહોંચ્યો, અને એણે જોયું તો ગામ જેવી કોઈ ચીજ ત્યાં રહી નહોતી.

થોડા કલાકો પર જે ગામ એણે જોયેલું તેને સ્થાને હજી ય સળગી રહેલું એક ખંડિયેર ઊભું હતું. આગમાં ભરખાતી મોટી મહેલાત કરતાં ય સળગતી ઝૂંપડીનાં દૃશ્યમાં વધુ કરૂણતા સમાયેલી હોય છે. કંગાલિયત ઉપર વિનાશ ઊતરી પડયો હોય, ધરતીના કીડા ઉપર ગીધડાં તૂટી પડયાં હોય, એના જેવી આ બેવડી કઠોરતા અંતરને થિજાવી દે છે.

આ અગ્નિકાંડ જોઈને ભિખારો પથ્થરના પૂતળા સમાન બની ગયો. અખંડિત શાંતિ વચ્ચે તાંડવ એનું કાર્ય પૂરું કરી રહ્યું હતું. એક પણ ચીસ પડતી નહોતી, આ ધુમાડા વચ્ચેથી એકે ય માનવ-નિઃશ્વાસ સંભળાતો નહોતો. આ વિરાટ ભઠ્ઠી ધમધમતી હતી, અને ખાખ બનતાં ઘાસ અને સળગતાં લાકડકામની કડેડાટી સિવાય બીજો કશો જ અવાજ કર્યા વિના આખા ગામને એ ભરખી રહી હતી. કયારેક ધુમાડાનો પડદો ચિરાઈ જતો અને એની વચ્ચેથી છાપરાં-વિહીન ઓરડા મોઢું વકાસીને ઊભેલા દેખાતા હતા. ગામમાં ઝાડનું એક ઝૂમખું હતું તે ભડકે બળતું હતું.

કોઈનો અવાજ, કોઈનો સાદ કે કોઈની ચીસ સાંભળવા ભિખા-

રાએ કાન માંડી માંડીને કોશિશ કરી જોઈ, પણ ભડકા સિવાય હલનચલન કરનારું ત્યાં બીજું કોઈ જ નહોતું. અગ્નિ સિવાય બીજુ બધું વાચાહીન બન્યું હતું. ત્યારે શું ગામલોકો બધા નાસી ગયા હશે? ભિખારો ટેકરા પરથી નીચે ઊતર્યો. પડછાયાના જેવા હળવા પગલે એ ખંડિયેર ભણી આગળ વધ્યો. આ કબ્રમાં પોતે કોઈ પ્રેત હોય એવું એને લાગ્યું.

પ્રથમ એ ખેતર વચ્ચેના મકાનમાં પહોંચ્યો. એને હવે દીવાલો રહી નહોતી. એના મોટા વચલા ફળિયામાં એક કાળો ખડકલો પડ્યો હતો. એક બાજુથી એની ઉપર જ્વાલાઓનો પ્રકાશ પડતો હતો, બીજી બાજુથી ચંદ્રનું તેજ પડતું હતું.

એ ખડકલો માણસોનો—ના, મડદાંનો—બનેલો હતો. ખડકલાની આજુબાજુ એક ખાબોચિયું ભરાયેલું હતું. જ્વાલાઓનું એમાં પ્રતિબિંબ પડતું હતું. એ જ્વાલાઓની રતાશ વિના પણ ખાબોચિયું રાતુંચોળ દેખાયું હોત--એ લોહીનું ખાબોચિયું હતું.

ભિખારો નજીક ગયો. આ ચેતનહીન કાયાઓને એણે એક પછી એક નિરખવા માંડી. એકએક માણસ મરેલો હતો.

ચંદ્ર વધુ પ્રકાશ્યો—અને અગ્નિ પણ....

મડદાં સૈનિકોનાં હતાં. તમામના પગ ઉઘાડા હતા—એમનાં પગરખાં ઉડાવી જવામાં આવ્યાં હતાં. એમનાં હથિયાર પણ ઊપડી ગયાં હતાં. ભૂરા રંગનો એમનો ગણવેશ દરેકે પહેરેલો હતો. ધડ-માથાંના આ પુંજ વચ્ચે ક્યાંક ક્યાંક એણે ત્રિરંગી બિલ્લાઓ પણ જોયા. એ બધાં શબ પ્રજાસત્તાકવાદીઓનાં હતા. પેરિસવાસી-ઓની ટુકડીના એ સૈનિકો હતા. હજી ગઈ સાંજે જ એ ત્યાં જીવતા જાગતા આવ્યા હતા અને ખેતરના મકાનમાં ઊતર્યા હતા. ચોક્કસ રીતે ગોઠવાયેલાં એમનાં શરીર બતાવતાં હતાં કે એમને પકડી પકડીને મારી નાખવામાં આવ્યા હતા. એકેએકનાં પ્રાણ ઊડી ગયા હતા.

આખા ઢગલામાંથી એક પણ આખરી શ્વાસ સંભળાતો નહોતો. એમને ઠાર મારનારાઓને બીજે ક્યાંક પહોંચવાની ઉતાવળ હશે તેથી મડદાંને દફનાવવાની તકલીફ પણ એમણે નહિ લીધી હોય એમ ભિખારીને લાગ્યું.

ભિખારો ત્યાંથી ખસવા જતો હતો ત્યાં એની આંખ એક બાજુની તુટેલી દીવાલ ઉપર પડી. એના એક ખૂણા પાછળથી એણે ચાર પગ લંબાયેલા ભાળ્યા.

એ પગે જોડા પહેરેલા હતા, પણ બીજાઓના કરતાં એ નાના હતા. ભિખારો એની સમીપ ગયો. એ પગ ઓરતના હતા. દીવાલની પાછળ બે સ્ત્રીઓ પડખોપડખ પડી હતી. એમને પણ ગોળીએ દેવામાં આવી હતી.

ભિખારાએ વાંકા વળીને જોયું. એમાંથી એક ઓરતે એક જાતનો ગણવેશ પહેરેલો હતો. એની બાજુમાં નાસ્તાનું એક ખાલી ડબલું પડયું હતું. એ સમરસેવિકા હોય એવું લાગતું હતું. એનાં મસ્તકમાં ચાર ગોળીઓના ઘા હતા. એ મરી ગયેલી હતી.

ભિખારાએ બીજી બાઇ ઉપર નજર નાખી. એ બેઠું જેવી લાગતી હતી. એ ભૂરી પડી ગઇ હતી, એનું મોઢું ઉઘાડું રહી ગયું હતું. એની આંખો વિંચાયેલી હતી, પણ એના માથામાં જખમ નહોતા. એ લાંબી મજલ કાપતી ચાલી આવતી હોય એવો જર્જરિત એનો વેશ હતો. વિખરાયેલાં વસ્ત્રોમાંથી એની અધખુલી છાતી દેખાતી હતી. ભિખારાએ એનું વસ્ત્ર ઊચું કરીને જોયું તો ખભા ઉપર ગોળીનો ઘા હતો. ખભાનું હાડકું ભાંગી ગયું હતું. બાઇનાં ભૂખરાં સ્તન સામે એણે જોયું.

'ધાવણા બાળકની મા લાગે છે,' એ ગણગણ્યો.

ભિખારાએ બાઇને અડી જોયું. એ સાવ ટાઢીબોળ નહોતી.

ખભા ઉપરના ઘા સિવાય બીજો એકેય જખમ એને થયો નહોતો. એના હૃદય ઉપર એણે હાથ મૂકયો, અને એક આછો ધબકારો એને સંભળાયો. બાઇ હજી મરી ગઇ નહોતી ઊભા થઇને ભિખારાએ રાડ પાડી : 'અહીં કોઈ કરતં કોઈ નથી ?'

'કોણ, ભિખારો ?' માંડ માંડ સંભળાય તેવો એક આછો અવાજ નીકળ્યો. અને એ જ વખતે ખંડિયેરના એક બાંકોરામાંથી એક માથું બહાર આવ્યું તે પછી બીજા ખૂણામાંથી બીજું મોઢું દેખાયું. એ બન્ને ખેડૂતો હતા. લાગ જોઇને સંતાઈ ગયા હશે એટલે ફકત એ બે જ બચ્યા હતા. ભિખારાના પરિચિત અવાજે એમનામાં હામ પૂરી અને બેઉ બહાર આવ્યા. કેન કે એમની કમ્પારી હજી સાવ બંધ નહોતી પડી.

ભિખારાથી રાડ તો પડાઈ ગઇ પણ એને ગળે ડૂમો ભરાઈ ગયો હતો, તેથી એ વધુ કાંઈ બોલી શકયો નહિ. એના પગ પાસે પડેલી બાઈ સામે એણે મૂગા મૂગા આંગળી ચીંધી.

'એનામાં જીવ છે હજી ?' એક ખેડૂતે પૂછ્યું.

ભિખારાએ હકારમાં ડોકું હલાવ્યુ.

'બીજી બાઈ પણ જીવે છે?' બીજા ખેડૂતે પૂછ્યું.

ભિખારાએ માથું ધુણાવ્યું.

પહેલા ખેડૂતે આગળ ચલાવ્યુ; 'બીજા બધા મરી ગયા છે ને ? મેં બધુ નજરોનજર જોયું છે. હું મારા ભંડકિયામાં હતો. ઇશ્વરનો પાડ કે મારે કાંઈ બાળબચ્ચાં નથી. મારું ઘર તો બળી ગયું. અરે પ્રભુ ! એમણે તો એકેએકને મારી નાખ્યાં. આ બાઇનાં ત્રણ છોકરાં હતા—નાનાં નાનાં. છોકરાં 'મા ! મા !' કરતાં રહ્યાં. મા 'બેટા ! બેટા !' કરતી રહી. અને કતલ કરનારા જતા રહ્યા. એમને સંતોષ થઇ ગયો હશે છોકરાંને એ ઉપાડી ગયા, અને માને ગોળીએ દેતા ગયા. મેં બધું જોયું છે. પણ બાઈ હજી મરી ગઇ

લાગતી નથી. તેં એમ જ કહ્યું ને? મરી ગઈ નથી ને? બોલ ને ભિખારા, તું એને બચાવી શકીશ? તારી બખોલ સુધી એને ઉપાડીને મૂકી જઈએ?'

ભિખારાએ હકારાત્મક સંજ્ઞા કરી.

ન સળગેલા ઝાડની ડાળીઓમાંથી એમણે ઝટઝટ એક ડોળી બનાવી. નિશ્ચેતન બાઇને એની ઉપર સુવરાવી. એક ખેડૂતે ડોળી પગેથી ઉપાડી, બીજાએ માથેથી. ભિખારો બાઈનો હાથ પકડીને એની નાડના ધબકારા સાંભળતો સાંભળતો ચાલ્યો.

ચાલતાં ચાલતાં બેઉ ખેડૂતો વાતે વળગ્યા. બાઇના લોહીઆળા દેહ અને ચંદ્રતેજમાં ચળકતા એના શ્વેત વદન ઉપર થઇને એમનો ભયભીત સંવાદ સામસામી દિશામાં ચાલ્યો—

'બસ, બધાને મારી નાખવા!'
'બધું સળગાવી મૂકવું!'
'હે ભગવાન! દુનિયા શું હવે આમ જ ચાલશે?'
'આ બધું કરવાના હુકમ પેલા ઊંચા બુઢ્ઢાએ જ દીધેલા ને?'
'હા, એ જ એમનો ઉપરી હતો.'
'બધાને ગોળીએ દેતા હતા ત્યારે એ ત્યાં હતો ખરો?'
'ના. એ જતો રહ્યો હતો. પણ હુકમ તો એનો જ દીધેલો ને?'
'ત્યારે તો એણે જ બધું કરાવ્યું.'
'એણે જ કીધેલું કે: મારો! કાપો! જલાવો! દયા ન રાખો!'
'એ ઠાકોર પોતે જ હતો.'
'હારતો, આપણો જ ઠાકોર.'
'એનું નામ શું?'
'લાન્તેનાક.'

ચોંકીને ભિખારાએ આકાશ સામે આંખો ઊંચી કરી, અને એ બોલ્યો: 'અરે, જો આવી ખબર હોત—!'

પ્રકરણ ઓગણીસમું

# સિમુરદેન

**એ** દિવસોના પેરિસમાં—

લોકો શેરીઓમાં વસતાં, રસ્તા ઉપર જ ટેબલ-ખુરશી મૂકીને ભોજન લેતાં, દેવળોનાં પગથિયાં ઉપર બેઠી બેઠી સ્ત્રીઓ નવું રાષ્ટ્રગીત 'માર્સેઈઝ' ગાતી અને ગૂંથતી. આજના મોટા બગીચાઓ ત્યારે કવાયતનાં મેદાનો તરીકે વપરાતા. બંધૂક બનાવનારા લુહારોની કોડય રાતદિવસ ધમધમ્યા કરતી. દરેક માણસના મોઢા ઉપર એક જ વાકય હતું : ખામોશ! આપણે ક્રાંતિમાંથી પસાર થઈ રહ્યા છીએ.

જર્મનો દેશને દરવાજે આવી પહોંચ્યા હતા. એવી પણ એક અફવા હતી કે પ્રશીઆના રાજાએ અમુક તારીખે પેરિસમાં વિજેતા તરીકે પ્રવેશ કરવાનું નક્કી કર્યું હતું અને એ જ રાતનો ખેલ જોવા માટે નગરની નાટકશાળામાં પોતાની બેઠક લઈ રાખી હતી. દરેક વાતમાં સનસનાટી ભરી હતી, પણ કોઈ ભયભીત બનતું નહિ. જાસૂસો સામેનો ગુપ્ત કાનૂન દરેક માણસને શિરે 'ગિલોટીન'નો કુહાડો લટકતો રાખતો હતો. કોઈને એશઆરામની વેળા નહોતી. આખી દુનિયાને જાણે કોઇ ઉતાવળ આવી ગઈ હતી. દરેક ટોપી ઉપર બિલ્લો લાગેલો હતો. રાજ્યની મહેલાતોમાંથી ઉઠાવી જવાયેલા રાજમુગટ, ધર્મગુરૂના શિરપેચ, રાજદંડો અને રાજચિહ્નોથી, જૂનીપૂરાણી ચીજોની દુકાનો છલોછલ હતી. રસ્તા ઉપર ઉઘાડે પગે મજૂરી કરનારા કંગાલો જોડાની રેંકડી ઊભી રાખીને પોતાના ઉઘરાણામાંથી પંદર જોડ પગરખાં લઈ મોરચા પરના રાષ્ટ્રસૈનિકો માટે મોકલાવી રહ્યા હતા. દેશનેતાઓનાં પૂતળાં ચારેકોર નજરે પડતાં હતાં.

મોટી દુકાનોમાંથી કો'ક કો'ક જ ઉઘાડી હતી. તૈયાર લુગડાં અને રમકડાંની રેંકડીઓ લઈને સ્ત્રીઓ શહેરમાં ફેરી કરતી. અગાઉ જે મઠની સાધ્વીઓ હતી તે પોતાના કેશવિહીન મસ્તકો ઉપર બનાવટી વાળ પહેરીને રસ્તા ઉપર દુકાનો ચલાવતી. મોજાંને તૂની રહેલી આ સ્ત્રી અગાઉ ઉમરાવ-પત્ની હતી; પણ દરજી-કામ કરતી બાઈ, તો એ પહેલાં કોઈ ઠકરાણી હતી. ફેરીઆઓ છાપાં લઈને આમથી તેમ દાડાદોડ કરતા. શેરીમાં ગીત ગાનારાઓનાં ટોળાં વળતાં. મોટા મોટા ચોકમાં લોકો ક્રાંતિનું નૃત્ય કરતાં. એકબીજાને 'મહાશય' અને 'સન્નારી' કહેવાને બદલે હવે 'નાગરિક, અને 'નાગરિકા'થી સંબોધનો થતાં હતાં. ખંડેર બનેલાં ધર્માલયોમાં નાચ થતા હતા. જૂના રસ્તાઓનાં નવલાં નામ પડયાં હતાં, પુરાણાં શિલ્પોનું સ્થાન નવાં પૂતળાંઓએ લીધું હતું.

પગથી ઉપર બેસીને લોકો પત્તાં રમતાં. ક્રાંતિના પૂરમાં પત્તાં પણ ઘસડાયાં હતાં. બાદશાહનું સ્થાન અરબી કથાએ. માંહેલા જીન-ભૂતે લીધું હતું, રાણીને સ્થાને સ્વતંત્રતાની દેવી આવી હતી, ગુલામને બદલે સમાનતાના પ્રતીક સમી આકૃતિઓ વપરાતી હતી.

છાપાં અગણિતની સંખ્યામાં નીકળતાં હતા. વાળંદો સ્ત્રીઓના વાળ જાહેરમાં વાંકડિયા બનાવતા. હજામની દુકાનમાં કેટલીક વાર માંસ પણ વેચાતું. ક્રાંતિથી ભાગી છૂટેલા અમીરોના સૂના ઘરમાંથી તફડાવાયેલો મૂલ્યવાન શરાબ શેરીઓમાં વેચાતો. રોટીની, કોલસાની અને દાળની અછત હતી. આસપાસનાં ગામડાંમાંથી દૂઝણી ગાયોનાં ધણ ચાલ્યાં આવતાં હતાં.

ખાટકીની દુકાને લોકોની કતારો ઊભી રહેતી. આ કતારો કેટલીક વાર તો શહેરના એક ભાગમાંથી બીજા ભાગ સુધી લંબાતી. આવી મુસીબતો વચ્ચે સ્ત્રીઓ બહાદુરી અને શાંતિથી જીવતી હતી. ભઠિયારાની દુકાનોમાં દાખલ થવાના પોતાના વારાની વાટ જોતી એ સ્ત્રીઓ રાતની રાત રસ્તા ઉપર જ ગાળતી.

શિયાળામાં ફુવારાઓ થીજી જતા. પાણીનાં એક બેડાંના વીસ ફ્રાંક આપવા પડતા. ઘોડાગાડીમાં એક સફર કરનાર છસો ફ્રાંક ચૂકવતો. એક કાછિયણે એક જ દિવસમાં વીસ હજાર ફ્રાંકનું શાક વેચેલું. જોડા ખરીદવા માટે પોતે કરેલું દેણું ચૂકવવા માટે એક ભિખારી બસોને ત્રીસ ફ્રાંકની ભીખ માગતો હતો.

પ્રજામાં કોઈ જાતનો થડકાર નહોતો. સિંહાસનોનો સદાને માટે નાશ કર્યાનો આનંદ સહુના અંતરમાં ભરેલો હતો. સ્વયંસેવકોનો તોટો નહોતો. દરેક શેરીમાંથી એક પલટન ઊભી થઈ હતી. દરેક દીવાલ ઉપર ચોટાડાયેલાં નાનાં ને મોટાં, સફેદ, પીળાં, લીલાં અને રાતાં, હાથે લખેલાં ને છાપેલાં પતાકડા ઉપર આ જ શબ્દો દેખાતા હતાઃ 'પ્રજાસત્તાક અમર રહો!'

સોગંદ ખાવામાં પણ લોકો જાતજાતનાં અને નવા નવા શબ્દપ્રયોગોનો ઉપયોગ કરતાં પેરિસનું લોલક આમથી તેમ ડોલતું હતું. લોકો આજે એક આગેવાનની, તો કાલે બીજાની પાછળ ઘેલાં બનતાં. જનસમૂહના આવા માનીતાઓમાંના કેટલાક તોફાની હતા, કેટલા સાચા અને સુયોગ્ય હતા. એ બધામાંનો એક સિમુરદેન હતો. એની પ્રમાણિકતા સચોટ હતી.

સિમુરદેનનું અંતર સંપૂર્ણપણે વિશુદ્ધ હતું. પણ એમાં ઉજાસ નહોતો. એના અંદર એક પ્રકારનું અચલ મનસ્વીપણું હતું. અગાઉ એ પાદરી હતો. એનામાં આકાશના જેવી ઘેરી અને અતાગ ભવ્યતા હતી. પાદરીપણાએ સિમુરદેનના અંતરમાં રાત્રિનો અંધકાર છાઈ દીધો હતો. માણસ એકવાર ધર્માચાર્ય બને, પછી એ જીવનભર ધર્માચાર્ય જ રહે છે. પરંતુ, જ્યાં રાત હોય ત્યાં તારા પણ હોય છે તેમ, સિમુરદેનમાં અનેક સદ્‌ગુણો ભર્યા હતા. પણ એ પેલા અંધકાર વચ્ચેથી જ પ્રકાશતા હતા.

સિમુરદેનની કથા સાવ ટૂંકી છે. પહેલાં એ એક પાદરીને ત્યાં

મદદનીશ તરીકે નોકરી કરતો હતો. પાછળથી એણે એક મોટા કુટુંબમાં શિક્ષક તરીકે કામ કરેલું.

સૌથી વિશેષ તો એ જિદ્દી હતો. દરેક વસ્તુને એ ચિંતનના ચીપિયાથી પકડતો. એક વિચારના અંત સુધી પહોંચે નહિ ત્યાં સુધી એ એને પડતો મૂકતો નહિ. એ મક્કમપણે વિચાર કરતો. યુરોપની તમામ ભાષાઓ એ જાણતો હતો, અને અન્ય ભાષાઓ પણ થોડી થોડી સમજતો હતો. એનો અભ્યાસ અવિરતપણે ચાલુ રહેતો. એને કારણે જ બ્રહ્મચર્યનો બોજો એ ઉઠાવી શકતો. પણ આવી દબાયેલી ઊર્મિઓવાળી જિંદગી અત્યંત ભયંકર હોય છે.

પાદરી બનતી વખતે પોતે લીધેલી પ્રતિજ્ઞાઓને એ ઘમંડને લીધે, કિસ્મતને કારણે, કે અંતરની દિવ્યતાને પરિણામે વળગી રહી શકયો હતો. પણ એની શ્રદ્ધા એ અચલ રાખી શકયો નહોતો. વિજ્ઞાને એ શ્રદ્ધા તોડી પાડી હતી.

એણે આત્મનિરીક્ષણ કર્યું અને જોયું કે એનો આત્મા ખંડિત બન્યો હતો. પાદરીની પ્રતિજ્ઞાઓ તો એ ફોક કરી શકે તેમ નહોતો, પણ પોતાની જાતને એણે ફરીને માનવસ્વરૂપે ઘડવા માંડી. એની પાસેથી કુટુંબ છીનવી લેવાયું હતું; એણે સમસ્ત દેશને પોતાનું કુટુંબ બનાવ્યું. એને લગ્ન કરવાનો નિષેધ હતો: એણે માનવજાત સાથે મહોબ્બત માંડી. આવી અપાર વિશાળતાનું તળિયું સદાય ખાલીખમ હોય છે.

એનાં ખેડુ માબાપે એને પાદરી બનાવીને સામાન્ય માનવીથી ઊંચે આસને બેસાડવા ધાર્યો હશે, પણ એ સ્વેચ્છાથી સામાન્યોની વચ્ચે પાછો ફર્યો.

ઊર્મિઓથી ભરીભરી શક્તિ લઇને એ પાછો ફર્યો. માનવીનાં દુ:ખ એ અત્યંત મૃદુતાપૂર્વક નિહાળતો. પાદરીમાંથી એ ફિલસૂફ બન્યો. પંદરમો લૂઈ રાજ કરતો હતો ત્યારથી સિમુરદેન પ્રજાસત્તાક-

વાદી ભાવનાઓથી રંગાવા માંડયો હતો. પણ એ ચાહક તો હતો કવિઓએ કલ્પેલાં અને ચિંતકોએ આલેખેલાં પ્રજાસત્તાકોનો.

પ્રેમ એનાથી કરાય તેમ નહોતો, એટલે એ ધિક્કારને મારગે વળ્યો. જૂઠાણાંને, રાજાશાહીને, ધર્મઝનૂનને અને ધર્મગુરૂઓના માન-સને એ ધિક્કારવા માંડયો. વર્તમાનને એ ધિક્કારતો, અને ભાવિને એ સાદ પાડીને બોલાવતો. એની નજર સામે ભાવિની ઝાંખી હતી. ભવિષ્ય ભયાનક અને ભવ્ય બનવાનું છે એવું એ ભાખતો હતો માનવીની યાતનાઓનો અંત લાવવા માટે કોઇ વૈરપિપાસુ મુક્તિદાતાએ જન્મ લેવો પડશે એમ એ માનતો. દૂર દૂરની ક્ષિતિજ ઉપર ગરજી રહેલા પ્રલયને એ પૂજતો હતો

૧૭૮૯માં એ મહાવિનાશક પ્રલય આવ્યો ત્યારે સિમુરદેન એને વધાવવા માટે તૈયાર જ ઊભો હતો. માનવીના આ નવસર્જનની વિરાટ યોજનામાં સિમુરદેન વિચારપૂર્વક કૂદી પડયો વિપ્લવનાં યાદગાર વર્ષોમાં એ જીવતો હતો અને કાળના શ્વાસોચ્છ્વાસના ધબકારા અનુભવતો હતો: '૮૯માં બાસ્ટિયનું કારાગૃહ જમીદોસ્ત થયું, પ્રજાની ઉપર ગુજરતા સિતમોનો અંત આવ્યો; '૯૦માં ઠકરાત–પદ્ધતિનો નાશ થયો; '૯૧માં રાજાશાહી નાબૂદ થઇ; '૯૨માં પ્રજાસત્તાકનો જન્મ થયો. પ્રજાસત્તાકને એણે પ્રચંડ વેશે જીવનમાં પ્રવેશતું જોયું. પણ એ રાક્ષસથી ડરી જાય એવો માનવી એ નહોતો. ઊલટાના એ નૂતન પ્રાણુસંચારે એની પચાસ વર્ષની કાયામાં પણ જોમ પૂર્યું. એક પછી એક, વર્ષ વીતતાં ગયાં અને બનાવોની ભવ્યતા વધતી ચાલી એ એણે જોયું; અને એ પોતે પણ વિકસતો ચાલ્યો. પ્રથમ એને દહેશત હતી કે વિપ્લવ નિષ્ફળ બનશે. એણે એનું નિરીક્ષણ કર્યું. વિપ્લવને પક્ષે ઇન્સાફ હતો એટલે એને સફળતા મળવી જ જોઇએ એવો એણે સંકલ્પ કર્યો. બીરુઓના દિલમાં વિપ્લવ ભય પેદા કરતો ગયો તેમ તેમ એના અંતરની શ્રદ્ધા વધતી ચાલી.

એ રીતે એ '૯૩ સુધી આવી પહોંચ્યો.

'૯૩ની સાલમાં સારું યે યુરોપ ફ્રાંસ સામે યુદ્ધે ચઢ્યું હતું, અને ફ્રાંસે પૅરિસ સામે જંગ માંડ્યો હતો. યુરોપ ઉપર ફ્રાંસનો અને ફ્રાંસ ઉપર પૅરિસનો વિજય થાય એમાં જ વિપ્લવ સમાયો હતો; એટલે જ '૯૩એ આખી અઢારમી સદી કરતાંય વધુ મહત્તા પ્રાપ્ત કરી. યુરોપ ફ્રાંસ ઉપર આક્રમણ કરતું હતું, અને ફ્રાંસ પૅરિસ ઉપર હલ્લો કરતું હતું: એથી વિશેષ કરુણતા બીજી શી હોઈ શકે! નાટક નાટક મટીને મહાકાવ્યની ભવ્યતાએ પહોંચી રહ્યું હતું. '૯૩નું વર્ષ કટોકટીનું હતું. તુફાનનાં તાંડવ અને ભવ્યતા એમાં સમાયાં હતાં. સિમુરદેન જેને માટે ઝંખતો હતો એવું એ વાતાવરણ હતું. તુફાન ઉપર થઈને ઊડતા દરિયાઈ ગરુડની માફક એ માનવી સ્વસ્થ રહ્યો અને જોખમો વચ્ચે જીવવાની મોજ ઉડાવતો ગયો.

દયાને એણે કોરે મૂકી હતી; દુઃખિતોને માટે જ એને અનામત રાખી હતી. ત્રાસ ઉપજાવી મૂકે એવી યાતનાઓની બરદાસ્ત માટે એણે કમર કસી. એને કોઈ વાતનો શોખ નહોતો. એ એની વિલક્ષણ ભલાઈનો પ્રકાર હતો જે જુગુપ્સાજનક હતું તેની વહારે ચડવાની એનામાં દૈવી તાલાવેલી હતી. જખમો અને ચાઠાંને એ શોધતો હતો—ચૂમવાને માટે. જેનું બાહ્ય સ્વરૂપ ચીતરી ચડે તેવું હોય તેવા પ્રકારનાં સત્કર્મો કરવાં એ અતિ આકરું છે. પણ સિમુરદેનને એની લગની લાગી હતી. રસ્તા ઉપર એક દિવસ એક માણસ મરતો પડ્યો હતો. એના ગળામાં મોટું એક રસીભર્યું ગૂમડું થયું હતું એનાથી એ ગૂંગળાઈ રહ્યો હતો. સિમુરદેન ત્યાંથી નીકળ્યો. ગૂમડું બે હોઠ વચ્ચે દાબીને એણે ચૂસી લીધું, રસીનો કોગળો કરી નાંખ્યો. ગૂમડું બેસી ગયું, મરતો માનવી બચી ગયો. સિમુરદેન તે વખતે હજી પોતાનો પાદરીવેશ પહેરતો હતો. કોઈએ એને કહ્યું: 'રાજાને ખાતર તમે જો આમ કર્યું હોત તો રાજાએ તમને વડા આચાર્ય બનાવ્યા હોત.' સિમુરદેને જવાબ આપ્યો: 'રાજાને ખાતર હું એવું ન કરું.' એ એક જ કાર્યે અને એ જવાબે એને પૅરિસનાં કંગાલ ઘરોમાં લોકપ્રિય બનાવ્યો.

એવા પણ માનવીઓ હોય છે કે જેને અંતરાત્મા હોય, અને જે એનો સાદ સાંભળતા હોય. સિમુરદેન એમાંનો એક હતો. એ જ્ઞાની હતો, અને અજ્ઞાની પણ હતો. દરેક વિદ્યા એ સમજી શકતો હતો, પણ જીવન અંગેની તમામ બાબતોથી એ અજાણ હતો. એટલે જ એ કઠોર બન્યો હતો. એની આંખે જાણે કે પાટા બાંધેલા હતા. ધનુષ્યમાંથી છૂટેલું તીર આંધળું હોય છે–નિશાન એને દેખાતું નથી, અને છતાં એ સીધું નિશાન ઉપર જ જઈ પહોંચે છે. સિમુરદેનમાં પણ એવું જ આંધળું અચૂકપણું હતું. વિપ્લવના દિવસોમાં સીધી લીટીએ ચાલ્યા જવું એના જેટલું કઠિન બીજું કાંઇ જ નથી હોતું. સિમુરદેન સીધેસીધો અડગપણે ચાલ્યો જતો હતો.

અફર અંતિમવાદી ક્રાંતિકારીઓનું એક મંડળ પેરિસમાં સ્થપાયું હતું. સિમુરદેન એમાં જોડાયો હતો. એનામાં તેજસ્વી બુદ્ધિશક્તિ હતી. એ માનતો હતો કે સત્યને ખાતર જે કાંઇ કરાય તે ન્યાયી છે. એને લીધે અંતિમવાદીઓ ઉપર એનું સ્વામીત્વ સ્થપાયું. લફંગાઓ એને પ્રામાણિક માનતા અને તેથી સંતોષ અનુભવતા. દુર્જનોને સજ્જન આગેવાન મળે છે ત્યારે એ હર્ષ અનુભવે છે. પ્રખર વિપ્લવવાદીઓ પોતાની ગુપ્ત મંત્રણાઓથી એને વાકેફ રાખતા. અનેક જુદાં જુદાં પક્ષ અને તડાંનાં માનવી એની સલાહ માગતાં. એ કોઇની સાથે સ્પેનિશમાં, કોઇની સાથે ઇટાલિયનમાં, કોઇની સાથે અંગ્રેજીમાં તો કોઇની સાથે જર્મનમાં વાતો કરતો. અનેક જુદા જુદા સૂર વચ્ચે એ એકતાનતા ઊભી કરતો હતો.

એવા કાળમાં અને આવી કરૂણ પક્ષાપક્ષી વચ્ચે સિમુરદેન રુદ્રરૂપે સ્થાપિત થયેલો હતો. એ કદી ગફલત કરતો નહિ. એ માનતો કે પોતે કદી ભૂલ કરી શકે નહિ. કોઇએ એને કદીય રડતો જોયો નહોતો. એ આદર્શના ઉત્તુંગ હીમાદ્રિ શિખર સમો હતો. ઇન્સાફનું એ વિકરાળ ફરજંદ હતો. એનામાં ભવ્યતા હતી; પણ જ્યાં ન પહોંચી શકાય એવી દૂર દૂરની ઊંચી પહાડટોચ જેવી એ

ભવ્યતા હતી. વાદળ સાથે વાત કરતા ગિરિરાજોમાં એવી ભવ્યતા હોય છે.

સિમુરદેન દેખાવમાં સામાન્ય માનવી જેવો હતો. એનો વેશ સાદો હતો. એ ગરીબ જેવો લાગતો હતો. નાનો હતો ત્યારે એને માથે મૂંડો કરાવેલો. વૃદ્ધાવસ્થામાં એને ટાલ પડી હતી. થોડાક જે વાળ રહી ગયા હતા એ ભૂખરા બન્યા હતા. એનુ ભાલ વિશાળ હતું અને નિરખીને જોનારને એમાં એના સ્વભાવનું પ્રતિબિંબ દેખાતું. એ ટૂંકા વાકયો બોલતો. એમાં દર્દ અને ગાંભીર્ય ભર્યું હતું. એનો અવાજ ઝડપી હતો ને એનો બોલ સત્તાવાહી હતો. એનું મોઢું કઠોર અને વિશાદભર્યું હતું. એની આંખો સ્વચ્છ અને ગંભીર હતી. એના સમગ્ર ચહેરા ઉપર એક અનિવાર્ય પ્રકોપ–મુદ્રા પથરાયેલી હતી. આવો હતો એ સિમુરદેન.

આજ તો એનું નામ પણ કોઇ જાણતું નથી. તવારીખમાં આવા અનેક મહાન અનામીઓ પડયા છે.

પ્રકરણ વીસમું

# અંતરનું સંતાન

આવો માનવી એ માનવી રહી શકે ? આખી માનવજાતનો સેવક બનનાર પ્રેમાળ બની શકે ? એને હૃદય જેવી ચીજ હોઇ શકે ? સમષ્ટિને વ્યાપી વળનારું આલિંગન એક જ વ્યક્તિને સમાવી શકે એટલું સાંકડું બની શકે ખરું ? સિમુરદેન મહોબ્બત કરી શકે ખરો ? હા.

સિમુરદેન જુવાન હતો ત્યારે એક અમીરકુળમાં શિક્ષક તરીકે કામ કરતો. એના શિષ્ય ઉપર એને પ્રેમ હતો. શિષ્ય એ કુટુંબનો જ્યેષ્ઠ પુત્ર હતો, અમીરાતનો વારસ હતો. બાળકને ચાહવું એ કેટલું સહેલું છે ! બાળકનો કયો દોષ આપણે માફ નથી કરતા ? એ અમીરકુળમાં કે નાજવશમાં જનમ્યો હોય છતાં તેની ઉપર રોષ થઇ શકતો નથી. એની બાલ્યાવસ્થાની નિર્દોષતા ઉચ્ચ કુળમાં જન્મ લેવાનો એનો ગુનોય ક્ષમ્ય બનાવે છે. એ એટલું નાનું હોય છે કે આવી મહત્તા સાથે સંકળાયેલું હોવા છતાં એ દરગુજરને પાત્ર બને છે. એ માલિક હશે તો પણ એનો ગુલામ એને માફ કરશે. હબસી ગુલામ પોતાના ગોરા માલિકના શિશુ સાથે પ્યાર કરતો જ હોય છે ને !

સિમુરદેનના દિલમાં એના શિષ્ય માટે પ્રેમનાં ઝરણાં ફૂટયાં હતાં. એ નિર્દોષ મધુર બાળક આ એકાંતવાસી હૃદયનું જાણે કે શિકાર બની ગયું. પિતાની, બંધુની અને મિત્રની એવી ત્રિવિધ સુકુમારતા એના પ્રેમમાં ભરી હતી એ એનું જ બાળક હતું—એનાં રુધિરમાંસનું નહિ પણ એના અંતરનું. એ પોતે પિતા નહોતો કે નહોતું એ એનું સર્જન. પણ એ સર્જક હતો, અને એ એનું શ્રેષ્ઠ સર્જન હતું. એ નાનકડા અમીરમાંથી એણે માનવી સરજ્યો હતો. અને કોને ખબર છે—આગળ જતાં એ મહાન માનવી બનવાનો હશે. એવાં એનાં

સ્વપ્નો હતાં. તેજસ્વી બુદ્ધિશક્તિ, તમન્ના કે ઉન્નત ચારિત્ર્યનું સર્જન કરવા માટે શિષ્યના કુટુંબની રજા લેવાની શી જરૂર હોય? પોતાના જુવાન શિષ્ય રૂપી ઊગતા ઉમરાવના મગજમાં એણે પોતાના તમામ પ્રગતિશીલ વિચારોનું સીંચન કર્યું હતું. પોતાના સદ્‌ગુણોનો ચેપ એણે એ શિષ્યને લગાડયો હતો. પોતાનાં મંતવ્યો, પોતાનો અંતરાત્મા, પોતાનો આદર્શ એ પણ એની રગેરગમાં ઉતાર્યો હતો. આ અમીરજાદાના મગજમાં એણે ઇન્સાનનો આત્મા રેડયો હતો.

વિદ્યા એ સ્તન છે આત્મા એને ધાવે છે. પોતાનું દૂધ દેનારી દાઇ અને પોતાના વિચારો દેનાર ગુરૂ વચ્ચે સામ્ય છે. કેટલીકવાર, સગી મા કરતાં દાઇમાં જેમ વિશેષ માતાપણું હોય છે, તેમ સગા બાપ કરતાં ગુરુમાં વધુ પિતૃત્વ સમાયેલું હોય છે.

આ ઊંડું આત્મીય પિતૃત્વ સિમુરદેનને એના શિષ્ય સાથે જકડી રાખતું હતું. બાળકને જોઈને જ એનું દિલ પોચું પડી જતું.

વળી, બાળકના પિતાનું સ્થાન લેવું સહેલું હતું, કારણ કે સગો પિતા હયાત નહોતો. વસ્તુતઃ તો બાળક અનાથ હતો; એનાં મા અને બાપ બન્ને મરી ગયાં હતાં. એની દરકાર રાખનારાઓમાં એક આંધળાં દાદી અને એક મોટા કાકા હતાં. પછી દાદી પણ મરી ગયાં. કુટુંબના વરિષ્ઠ સમા મોટા કાકા સિપાહીગીરીને મારગે ગયેલા. એમના ઉચ્ચ કુળને કારણે એ રાજદરબારમાં ઉચ્ચાસને બિરાજતા અને કુટુંબના આ પુરાણા નિવાસસ્થાનને બદલે પાટનગરમાં જ રહેઠાણ રાખતા આખા કિલ્લામાં આ અનાથ એકલો રહ્યો હતો. એટલે એના ગુરૂ સાચા અર્થમાં એના માલિક બન્યા હતા.

તે ઉપરાંત, એના જન્મ વખતે પણ સિમુરદેન હાજર હતો. નાનપણમાં બાળક ઉપર મોટી બિમારી આવી પડેલી. એની ઉપર મૃત્યુ તોળાઈ રહ્યું હતું ત્યારે રાત ને દિવસ સિમુરદેન એની પાસેથી ખસ્યા વિના બેસી રહેતો. દવા દાક્તર આપે છે, પણ જિંદગી તો

ચાકરી કરનાર જ બચાવે છે. સિમુરદેને જિંદગી બચાવી. એના શિક્ષણ ઉપરાંત એની તંદુરસ્તી માટે પણ શિષ્ય એનો ઋણી બન્યો. એના મગજનો વિકાસ જ નહિ, એની આખી જિંદગી સિમુરદેનને આભારી હતી. પોતાના સર્વસ્વ બદલ જે આપણા ઋણી હોય તેને આપણે પૂજીએ છીએ. સિમુરદેનને એના શિષ્ય માટે પૂજ્યભાવ હતો.

કુદરતે એનો સમય થયો ત્યારે બન્નેને વિખુટા પાડયા. શિક્ષણ પુરું થયું, છોકરો જુવાન બન્યો અને સિમુરદેને વિદાય લીધી. આવા વિચ્છેદો કેટલી અન્યાયી અને ઠંડી નિર્દયતાથી ચલાવી લેવાતા હોય છે! બાળકમાં પોતાનો આત્મા મૂકી જનાર શિક્ષકને અને પોતાના અંતરનું રુધિર મૂકી જનાર દાઇને કેટલી સહેલાઇથી રજા અપાતી હોય છે!

એ ભવ્ય મનોસૃષ્ટિમાંથી સિમુરદેન નીકળ્યો. ઊંચ અને નીચ વચ્ચેની દીવાલ વળી પાછી ખડી થઈ ગઇ. જુવાન ઉમરાવને તરત જ લશ્કરમાં અફસરપદ મળી ગયું અને એ પોતાની ટુકડીવાળી છાવણીમા જઇ પહોંચ્યો. અને ગરીબ બિચારો શિક્ષક દેવળના અજાણ ભોંયતળિયે પાછો ફર્યો એનો શિષ્ય એની નજર બહાર નીકળી ગયો.

પછી આવ્યો વિપ્લવ. પોતે એક માનવીનું ઘડતર કર્યું હતું તેની સ્મૃતિ સિમુરદેનના હૃદયમાં ધોળાયા કરી. પ્રજાકાર્યની વિપુલતા વચ્ચે એ ઢંકાઇ ગઇ હતી, પણ બુઝાઈ નહોતી.

એક પ્રતિમા ઘડીને તેની અંદર પ્રાણ પુરવા એ કેટલું મધૂર છે! પણ બુદ્ધિનો ઘાટ ઘડવો અને એની અંદર સત્યનું સીંચન કરવું એ એથી ય વધુ મધુરું છે.

આત્માને પણ બાળક હોઇ શકે છે.

આ શિષ્ય, આ છોકરો, આ અનાથ, પૃથ્વી ઉપર એ એક જ એવી ચીજ હતી કે જેને એ ચાહતો હતો. આવો ગાઢ સ્નેહ પણ શું આવા માનવીને ડગાવી શકે?

જોશું.

પ્રકરણ એકવીસમું

# ત્રણ જીવતાં વજ્ર

પૅરિસની એક હોટલના એક પાછલા ઓરડામાં ૧૭૯૩ની ૨૮મી જુનની સાંજે ત્રણ માનવીઓ ટેબલની ત્રણ બાજુએ ખુરશીઓ મૂકીને બેઠા હતા. ચોથી બાજુ ખાલી હતી. બહારના રસ્તા ઉપર હજી અજવાળું હતું, પણ આ અંદરના ઓરડા સુધી એ પહોંચતું નહોતું. છતમાંથી ટિંગાતો એક દીવો ટેબલ ઉપર પ્રકાશ નાખતો હતો.

આ ત્રણમાંનો એક માનવી ફિક્કો, જુવાન, અને ગંભીર હતો. એના હોઠ પાતળા હતા, એની દૃષ્ટિ ઠંડી હતી. એના વાળ બરાબર ઓળેલા હતા. આછાભૂરા રંગના એના કોટમાં એક પણ કરચલી નહોતી, એનાં બટન બરાબર બંધ કરેલાં હતાં. એણે સૂરવાળ અને સફેદ મોજાં પહેર્યાં હતાં. એના જોડાને રૂપેરી બકલ હતાં.

બીજા બેમાંનો એક માનવી વિરાટકાય હતો, બીજો વામણા જેવો હતો. કદાવર માનવીનો વેશ અવ્યવસ્થિત હતો, એનું ગળું ખુલ્લું હતું. એના માથાનાં ઝંટીઆં ઊભા થઈ ગયેલાં હતાં. એના મોઢા ઉપર શીળીનાં ચાઠાં હતાં. એના હોઠ જાડા હતા, દાંત મોટા હતા. એની આંખોમાં આગ હતી. બેઠી દડીનો માનવી રંગે પીળાશ પડતો હતો. બેઠો હોય ત્યારે એ કદરૂપો લાગતો હતો. એની આંખોમાં લોહીના ટશિયા હતા. એના વાળ ઉપર રૂમાલ બાંધેલો હતો. કપાળ જેવું કાંઇ એને હતું નહિ. એની મોંફાડ ઘણી મોટી હોવાથી દેખાવમાં ભયંકર લાગતી હતી.

ફ્રેંચ ક્રાંતિના એ ત્રણેય આગેવાનો હતા. એમાંનો પહેલો હતો રોબેસપિયર, બીજો ડાન્ટન અને ત્રીજો મેરેટ.

ઓરડામાં એમના સિવાય બીજું કોઈ નહોતું. ડાન્ટનની સામે એક પ્યાલું અને શરાબનો ધૂળિયો શીશો પડયાં હતાં. મેરેટની સામે કૉફીનો એક પ્યાલો પડયો હતો. રોબેસપિયરની સામે માત્ર કાગળિયાં હતાં. કાગળિયાંની નજીક એક ગોળ, વજનદાર સીસાનો ખડીઓ હતો; એની બાજુમાં બેદરકારીથી ફગાવાયેલી એક કલમ હતી. કાગળિયાં ઉપર પિત્તળની એક મોટી મહોર હતી. ટેબલની વચ્ચોવચ્ચ ફ્રાંસનો નકશો પથરાયેલો હતો.

એમની મંત્રણાઓ સારા એવા સમયથી ચાલુ હતી. ટેબલ પર પડેલાં કાગળિયાં રોબેસપિયરે વાંચી સંભળાવ્યા બાદ ચર્ચા ચાલી રહી હતી. એમના સાદ ઊંચા થતા જતા હતા. ત્રણેયનાં મોઢાં ઉપર આવેશનાં ચિહ્નો દેખાવા માંડયાં હતાં. અચાનક પોતાની ખુરશીને પાછળ ધકેલીને ડાન્ટન ઊભો થયો હતો.

'જુઓ!' એ બોલ્યો. 'આપણી સમક્ષ એક જ વસ્તુ છે—પ્રજાસત્તાક ઉપરનો ભય. હું તો એક જ વાત સમજું છું—કે ફ્રાંસને એના દુશ્મનોથી મુક્ત કરવાનું છે. એ ધ્યેય હાંસલ કરવા માટે એકથી તમામ ઉપાયો વાજબી છે. તમામ! હા, તમામ! સંખ્યાબંધ જોખમોનો સામનો કરવાનો હોય ત્યારે પછી હાથમાં આવે તે તમામ શસ્ત્રોનો ઉપયોગ કરવો જોઇએ. મારા વિચારો તો સિંહણ જેવા છે. અધકચરાં પગલાં મને પસંદ નથી. નિર્ધારમાં નબળાઈ જરાય ન હોવી જોઇએ. આપણે ત્રાસ વર્તાવી શકશું તો આપણું કાર્ય સિદ્ધ થશે. પોતે કયાં પગલું મૂકે છે તે જોવા માટે હાથી કદી અટકતો નથી. દુશ્મનને આપણે કચડી નાખવો જોઇએ.'

રોબેસપિયરે શાંતિથી જવાબ આપ્યો: 'મને એ બહુ ગમશે. પણ સવાલ એ છે કે, દુશ્મન છે કયાં?'

'એ દેશની બહાર છે. મેં એને ત્યાં તગડી મૂકયો છે,' ડાન્ટન બોલ્યો.

'એ દેશની અંદર જ છે, અને હું એની ભાળ રાખું છું,' રોબેસ્પિયરે કહ્યું.

'અને હું એનો પીછો છોડીશ નહિ,' ડાન્ટને કહ્યું.

'આંતરિક દુશ્મનને બહાર હાંકી કાઢી શકાય નહિ.'

'ત્યારે એને શું કરાય ?'

'એને તો સાફ જ કરી નખાય.'

'કબૂલ, પણ રોબેસ્પિયર, હું કહું છું કે એ બહાર છે.'

'ડાન્ટન, હું તને કહું છું કે એ અંદર જ છે.'

'રોબેસ્પિયર, એ દેશને સીમાડે ઊભો છે.'

'ડાન્ટન, એ વાંડીના જંગલમાં પડયો છે.'

'તમે બન્ને જરા શાંત થાવ !' ત્રીજો અવાજ બોલ્યો. 'એ સર્વત્ર છે. તમે નાહક ઊંડા ઊતરી ગયા છો.' બોલનાર મેરેટ હતો.

'ગોળ ગોળ વાતો હવે બંધ કરીએ. હું તો નક્કર હકીકતો રજૂ કરું છું.' પોતાની સામે ટેબલ પર પડેલાં કાગળિયાં ઉપર હાથ મૂકીને રોબેસ્પિયરે આગળ ચલાવ્યું: 'વાંડીના કિનારા–પ્રદેશના વહીવટકર્તાના સંદેશાઓ મેં તમને હમણાં જ વાંચી સંભળાવ્યા છે. સાંભળ ડાન્ટન ! પરદેશીઓની લડાઇ કાંઇ નથી. જે છે તે બધું આંતરવિગ્રહમાં છે. પરદેશીઓ સાથેની લડાઇ તો કોણી ઉપરના ઉઝરડા સમાન છે; પણ આંતરવિગ્રહ જઠરમાં પડેલા ચાઠા જેવો છે. હું જે વાંચી ગયો છું તેનો સાર આટલો છે: આજ સુધી વિવિધ નાયકો વચ્ચે વિચ્છિન્ન બનેલું વાંડીનું વન એકત્ર થઇ રહ્યું છે. હવે પછીથી એ એક જ આગેવાન નીચે કાર્ય કરશે—'

'એક મુખ્ય બદમાશ નીચે,' ડાન્ટન ગણગણ્યો.

'એ માણસે,' રોબેસ્પિયરે વધુમાં કહ્યું, 'જુનની બીજીએ ફ્રાંસના કિનારા પર પગ મૂકયો છે. જંગલમાંની લડાઇ માટે મોટા

પાયા ઉપર તૈયારીઓ થઇ રહી છે. સાથે સાથે ઇંગ્લંડમાં ફ્રાંસ પરના આક્રમણની તૈયારીઓ થઇ રહી છે. વાંડીવાસીઓ અને અંગ્રેજો ભેગાં મળ્યાં છે. બંડુતોના બળવા માટેની તૈયારીઓ સંપૂર્ણ બનશે ત્યારે આપણે કિનારે અંગ્રેજોનું ઉતરાણ થશે. આ નકશા સામે જુઓ, અને એમની યોજના તમને સમજાશે.'

નકશા ઉપર પોતાની આંગળી મૂકીને દુશ્મનના સંભવિત વ્યૂહની સમજણ રોબેસપિયર આપતો ગયો. દુશ્મન કયાં ઊતરશે, પ્રથમ કોનો કબજો કરશે, ત્યાંથી કયાં જશે, કઈ દિશામાં ફંટાશે, કોને ઘેરી વળશે, કયાં છાપો મારશે, કયાં થંભી જશે, વળી પાછો કયાં પ્રસારો કરશે, નદીઓ ઉપરના પુલ પ્રજાસત્તાકની સેનાએ ઉડાડી મૂકયા હશે તેથી કયા છીછરા કાંઠેથી નદીપાર ઊતરશે, કયું શહેર શરણે જશે, કોની ઉપર દુશ્મનની વિજય-ધજા ફરકશે, કોનો કબજો મેળવવાથી કયો અગત્યનો રાજમાર્ગ એમના હાથમા આવી જશે, અને છેવટે એ કઈ રીતે પાટનગરી પેરિસને સીમાડે આવી પહોંચશે એ બધું રોબેસપિયર ઝપાટાબંધ બોલી ગયો. એની જીભ શહેરો, પ્રદેશો ને નદીઓનાં નામ લેતી ગઈ અને એની આંગળી નકશા ઉપર બરાબર એ જ નામો કેડેડાટ દર્શાવતી ગઇ. છેવટે એણે કહ્યું : 'પંદર જ દિવસમાં દુશ્મન પાસે ત્રણ લાખ લુટારાઓનું સૈન્ય થઇ જશે. આખું બ્રિટની ફ્રાંસના રાજાના હાથમા ચાલ્યું જશે.'

'એટલે કે ઇંગ્લંડના રાજાના હાથમાં જશે,' ડાન્ટને કહ્યું.

'ના, ફ્રાંસના રાજાના હાથમાં.' અને રોબેસપિયરે ઉમેર્યું : 'ફ્રાંસનો રાજા ઇંગ્લંડના રાજા કરતાંય ભારે પડે તેમ છે. પરદેશીને હાંકી કાઢતાં માંડ પંદર દિવસ લાગે. પણ રાજાશાહીને ઉખેડી નાખતાં અઢારસો વરસ લાગ્યાં છે.'

ડાન્ટન ખુરશી ઉપર બેસી ગયો. ટેબલ ઉપર કોણી ટેકવીને હથેળીમાં માથું નાખી એ વિચારે ચડયો.

'હવે ભય ક્યાં છે એ તને સમજાય છે ને?' રોબેસ્પિયરે પૂછ્યું. 'વાંદી ઉપર કબજો મેળવીને અંગ્રેજો પેરિસનો નાશ કરતા હાથ કરી લે તેમ છે.'

એરણ ઉપર ઘાવ કરતો હોય તેમ એ હાથની મૂઠી નકશા ઉપર પછાડીને ડાન્ટન બોલ્યો: 'રોબેસ્પિયર, એમ તો વર્દુનનો કબજો કરીને પ્રશિયનોએ પણ પેરિસનો માર્ગ હાથ કર્યો નહોતો? તો પછી આપણે જેમ પ્રશિયનોને હાંકી કાઢેલા તેમ અંગ્રેજોને પણ હાંકી કાઢશું.' અને ડાન્ટન ફરી ઊભો થયો.

એના ધગધગતા પંજા ઉપર પોતાનો ઠંડો હાથ મૂકીને રોબેસ-પિયર બોલ્યો: 'ડાન્ટન, વર્દુન પ્રશિયનોને હાથ પડેલું, પણ એ પ્રદેશની પ્રજા એમના પક્ષે નહોતી ચડી. જ્યારે બ્રિટની તો આખું અંગ્રેજપક્ષી બની ગયું છે. વર્દુન જીતવા માટે આપણે પરદેશીઓ સાથે જંગ ખેલ્યો હતો, બ્રિટની જીતવા માટે આંતરવિગ્રહ લડવો પડશે.' અને એનો ઠંડો, ઊંડો અવાજ આવ્યો: 'અને એ તફાવત નાનોસૂનો નથી.' પછી એણે ઊંચે સાદે ઉમેર્યું. 'હેઠો બેસ ડાન્ટન, અને નકશા ઉપર મુક્કા પછાડવાને બદલે તારી નજર એમાં પરોવ.'

પણ ડાન્ટનને એની જ વાતનું ઘેલું લાગ્યું હતું. એ તડૂકી ઊઠ્યો: 'આ તો નર્યું ગાંડપણ જ છે. દુશ્મન પૂર્વમાં હોય ત્યારે એને માટે પશ્ચિમમાં ખોજ કરવી—કેટલું બેહૂદું! રોબેસ્પિયર, હું કબૂલ કરું છું કે ઇંગ્લંડ દરિયાની દિશામાંથી માથું ઊંચકી રહ્યું છે. પણ પીરનીઝની પર્વતમાળામાથી સ્પેઇન ઊભું થઇ રહ્યું છે, આલ્પ્સના પહાડોમાંથી ઇટલી ડોકિયું કરી રહ્યું છે, રૂહાઇન નદીને સામે પારથી જર્મની ઘૂરકી રહ્યું છે. અને રશિયન રીંછડું પણ સહુની પાછળ ઊભું છે. રોબેસ્પિયર, ભય કુંડાળું વાળીને ઊભો છે; આપણે એના મધ્યબિન્દુએ છીએ. બહારના દુશ્મનો સંયુક્ત બન્યા છે, અંદરના રાષ્ટ્રદ્રોહ કરી રહ્યા છે. આપણું સૈન્ય નાશ પામી રહ્યું છે. જેના

ચારસોથી વધુ સેનિકો જીવતા હોય એવી એક પણ પલટન રહી નથી. પ્રશિયનો જે ઝડપથી આગળ વધી રહ્યા છે એ ખાળવામાં નહિ આવે તો તો પછી આપણે ફ્રાંસના રાજાનું માથું કાપ્યું અને એનું સ્થાન પ્રશિયાના રાજાને લેવા દીધું એમ કહેવાશે.' અને ડાન્ટને એક અટ્ટહાસ્ય કર્યું.

મેરેટ હસી પડયો. એ બોલ્યો: 'તમને બન્નેને એક એક ધૂન લાગી છે. ડાન્ટનને પ્રશિયાની, રોબેસપિયરને વાંડીની. પણ હકીકત શું છે તે હું કહેવા માગું છું. સાચા ભયનો તો તમને ખ્યાલ જ નથી. એ ભય આ બધી હોટલોમાં અને જુગારખાનાંઓમાં છે. દરેક હોટલમાં કોઈ એક પક્ષના માણસો ભેગા થાય છે. કોઈ હોટલમાં જેકોબીનપક્ષના, કોઈમાં રાજાપક્ષના; કોઈમાં અમુકના વિરોધીઓ, કોઈમાં બીજાના અનુયાયીઓ; કોઈમાં ભિક્ષેકરણીખોરો, વેરપિપાસુઓ; એમ સહુ ટોળે વળે છે. આ બાબત ઘણી ગંભીર છે. તમે બન્ને ગફ- લતમાં છો. રોબેસપિયર માને છે તેમ ભય લંડનમાં નથી, ડાન્ટન કહે છે તેમ ભય બર્લિનમાં નથી; સાચો ભય, પેરિસમાં જ છે. એ ભય છે આપણી વચ્ચેની એકતાનો અભાવ. તમારા બન્નેની માફક દરેક માણસ પોતપોતાની લીધી બાત મૂકતો નથી એમાં એ ભય સમાયેલો છે. ભય છે મગજના અંધાપામાં, ઇચ્છાઓની અરાજકતામાં.'

'અરાજકતા!' ડાન્ટન વચ્ચે પડયો. 'એ તો તારા સિવાય બીજું કોણ ઊભી કરે છે?'

મેરેટ થંભ્યો નહિ. 'રોબેસપિયર, ડાન્ટન, સાચો ભય આ હોટ- લોના ખડકલામાં, આ જુગારીઓના ઢગબંધ અડ્ડાઓમાં છે, જુદા જુદા મંડળોમાં છે. સાચો ભય દુકાળમાં છે—જે દુકાળને કારણે શેરીના મજૂરે બજારના ભઠિયારાને ગળે ફાંસો નાખીને બત્તીને થાંભલે લટકાવી દીધેલો. સાચો ભય ઇન્સાફમાં છે—જે ઇન્સાફે ભઠિયારાને ફાંસો ખવડાવનાર મજૂરને ફાંસી દીધી. સાચો ભય આ કાગળ-નાણાંમાં છે—જેને પ્રજા સ્વીકારતી નથી. સો ફ્રાંકની એક નોટ રસ્તા ઉપર

પડી ગયેલી, અને રસ્તે જતો એક આદમી બોલ્યો કે "વાંકા વળીને એને ઉપાડવાની મહેનત જેટલી પણ એની કિંમત નથી." સટોડિયાઓ અને ઇજારદારો—ભય એમનો છે. અરેરે, તમે પેરિસની સામે તો જોતા પણ નથી. ભય તમારી આંખ સામે ખડો છે ત્યારે તમે એને દૂર દૂર શોધ્યા કરો છો. તમારી પોલીસ ને તમારા જાસૂસો શા કામનાં છે? હું કહું છું કે ભય તમારા માથા પર તોળાઇ રહ્યો છે, તમારા પગ નીચે લપાઇ રહ્યો છે. ચારેકોર બસ દગો છે, ને કપટ છે; દગો ને કપટ! તમે જે કહો છો તેમાં કાંઇક સત્ય છે. પણ સાચું સત્ય, સર્વાંશે સત્ય તો માત્ર હું કહું છું તેમાં જ છે. આપણી ચોપાસ જે ભય છે તે શું બતાવે છે? કે આપણી વચ્ચે એકતા નથી. આપણી પહેલી જરૂરિયાત એકતાની છે. એમાં જ આપણી સલામતી રહેલી છે. પેરિસે ક્રાંતિનો વહીવટ હાથમાં લેવો જોઇએ. આપણે એક કલાક પણ ગુમાવશું તો વાંડીવાળાઓ કાલે લગોલગ આવી પહોંચશે, પ્રશિયનો પેરિસમાં પ્રવેશી જશે. તમારા બેઉની અમુક અમુક વાત સ્વીકારવા હું તૈયાર છું. પણ સૌ વાતનો સરવાળો એક જ છે કે આપણે સરમુખત્યારીની જરૂર છે. વિપ્લવના આપણે ત્રણેય મશાલચીઓ છીએ. ચાલો આપણે સરમુખત્યાર બનીએ......હું બહુ લાંબુ દેખું છું. હું પ્રજાની દૂરદર્શિની આંખ છું. હા, હું ભાળું છું; હા, હું સાંભળું છું; હા, હું જાણું છું.'

વાર્તાલાપ ધીમી ગતિએ આગળ ચાલતો ગયો. એકબીજા સામેના કટાક્ષો, આક્ષેપો, રોષદર્શનો, પ્રતિ–આક્ષેપો વધતાં ચાલ્યાં. થોડીવાર સુધી તો મેરેટ અને રોબેસ્પિયરે વાતાવરણની ગરમી સુવાંગ કરી લીધી.

પછી ડાન્ટન વચ્ચે પડયો. પણ તેથી તો બળતામાં ઘી હોમાયું.

'રોબેસ્પિયર, મેરેટ,' એ બોલ્યો. 'તમે શાંત થાવ.'

પોતાનું નામ પહેલું ન લેવાયું તે મેરેટને ન રૂચ્યું. માથું ફેરવીને એ બોલ્યો: 'ડાન્ટન શેમાં માથું મારે છે?'

ડાન્ટન કૂદી પડયો : 'હું શેમાં માથું મારું છું ? એમાં જ કે, આપણે ભાઇભાઈ વચ્ચેની લડાઈ ન કરવી જોઈએ. એમાં જ કે, જનતાની સેવા કરનારા બે પુરુષો વચ્ચે કલહ ન હોવો જોઇએ. આપણી સામે પરદેશીઓનો જંગ છે એ બસ છે; આપણી સામે આંતરવિગ્રહ છે એ પૂરતો છે. ગૃહકલેશ આપણે માટે વધુ પડતો બની જશે. મેં ક્રાંતિ જગાવી છે અને હું એને બગડવા નહિ દઉં. ખબર પડીને હવે કે હું શેમાં માથું મારું છું ?'

'અરે!' મેરેટ બોલ્યો. 'અરે, રોબેસપિયર! અરે ડાન્ટન! તમે મારું નહિ સાંભળો. ભલે, તમે હવે હાથથી ગયા છો. હું તમને કહું છું કે તમારી નીતિમાં આગળ વધવાની પૂરી અશક્યતા છે. બહાર નીકળવાનો એકેય માર્ગ હવે તમારી પાસે રહ્યો નથી. તમારાં કૃત્યોએ તમારી સમક્ષનાં તમામ દ્વાર બીડી દીધાં છે. ખુલ્લું રહ્યું છે એક માત્ર કબ્રનું દ્વાર.'

'એમાં જ અમારી મહત્તા છે.' ડાન્ટને કહ્યું.

આ રીતે એ ત્રણ ભયાનક માનવીઓનો વાર્તાલાપ ચાલતો ગયો. જાણે ત્રણ વજ્ર અંદરોઅંદર અથડાઈ રહ્યાં હતાં !

# વિકરાળની સામે વિકરાળ

વાર્તાલાપમાં થોડો વિરામ આવ્યો. ત્રણેય પ્રખર વ્યક્તિઓ પોતપોતાની વિચારમાળામાં ગૂંથાઈ ગઈ.

રોબેસપિયર ઘણો ફિક્કો પડી ગયો હતો. ડાન્ટન રાતોચોળ થઈ ગયો હતો. બન્નેની કાયામાં ધ્રુજારી પ્રસરી ગઈ હતી. મેરેટના આંખમાંનો વનપશુનો ભડકો બુઝાઈ ગયો હતો. ડાન્ટનને લાગ્યું કે એનો પરાજય થયો છે. પણ એ નમતું આપે તેવો નહોતો. એણે કહ્યું:

'મેરેટ સરમુખત્યારીની અને ઐક્યની મોટી મોટી વાતો કરે છે ખરો, પણ એનામાં તો ભાંગીને કટકા કરવાની એકજ આવડત છે.'

મેરેટ એ બન્નેની સામે તાકી રહ્યો. એણે કહ્યું: 'ડાન્ટન, મારે તને થોડી સલાહ દેવાની છે. તું પ્રેમમાં પડ્યો છે. તું ફરી પરણવાનો વિચાર કરજે. રાજકારણમાં માથું મારવું છોડી દેજે.'

બારણા તરફ પાછલે પગે ડગલું ભરીને એણે ધાકભરી એક સલામ કરી અને ચાલવા માંડ્યું.

ડાન્ટન અને રોબેસપિયર ધ્રુજી ઊઠ્યા. એ જ વખતે ઓરડાને બીજે છેડેથી અવાજ આવ્યો: 'તારી ભૂલ થાય છે, મેરેટ.'

ત્રણેયે માથાં ફેરવ્યાં. મેરેટ શબ્દોની તડાફડી કરતો હતો ત્યારે ઓરડાના બીજા બારણામાંથી કોઈ માનવી અંદર સરકી ગયું હતું.

'કોણ, નાગરિક સિમુરદેન?' મેરેટે પૂછ્યું.

એ સિમુરદેન જ હતો.

'હું કહું છું કે તારી ભૂલ થાય છે, મેરેટ,' એણે ફરી ઉચ્ચાર્યું.

‘તું ઘણો ઉપયોગી છે, પણ રોબેસપિયર અને ડાન્ટન એટલા જ જરૂરી છે. એમને શીદને ધમકાવે છે? એકતા, નાગરિકો, એકતા! પ્રજા તમારી પાસેથી એકતાની આશા રાખે છે.’

આ માણસના આગમનની અસર ઠંડા પાણીની ઝાલક જેવી થઈ. અગ્નિજ્વાળા ભાગી ચડ અને કુટુંબકલેશ, અંદરથી નહિ તો પણ ઉપરથી, શાંત જેવું આ ઝગડાનું થયું.

સિમુરદેન ટેબલ ભણી આગળ વધ્યો. રોબેસપિયર અને ડાન્ટન પણ એમને ઓળખતા હતા. ક્રાંતિકારીઓના ધારાગૃહની ખુલ્લી બેઠકોમાં આ શક્તિશાળી માનવીને એમણે અનેકવાર જોયેલો હતો. લોકો એને સલામો ભરતા હતા. ડાન્ટન બોલ્યો :

‘નાગરિક સિમુરદેનને આપણી વસ્તુસ્થિતિ સમજાવો. એ યોગ્ય ઘડીએ જ આવી પહોંચ્યા છે. એમનો મત ત્રણમાંથી કોને પક્ષે પડે છે તે જુઓ.’

‘ભલે,’ સિમુરદેન શાંતિથી અને ગંભીરતાપૂર્વક બોલ્યો. ‘કઈ બાબત અંગે વિવાદ ચાલી રહ્યો છે?’

‘વાંદી,’ રોબેસપિયરે જવાબ આપ્યો.

‘વાંદી!’ સિમુરદેન બોલ્યો. ‘એનો ભય બહુ મોટો છે. વિપ્લવનો જો ધ્વંસ થશે તો એ વાંદીને હાથે જ થશે. એક વાંદીનું બંડ દસ જર્મની કરતાં પણ વધુ કટ્ટર દુશ્મન છે. ફ્રાંસને જિવાડવું હોય તો વાંદીને હણવું પડશે.’

આટલા શબ્દોથી રોબેસપિયર એને પક્ષે જિતાઈ ગયો. પછી એણે પૂછ્યું :

‘પણ આ વાંદીનું છે શું?’

રોબેસપિયરે જવાબ દીધો : ‘એને એક આગેવાન જડી ગયો છે. એ વિફરી બેઠું છે.’

'કોણ છે એ આગેવાન, નાગરિક રોબેસપિયર ?'

'છે એક લાન્તેનાકનો ઠાકોર. પોતાને એ બ્રિટનીનો રાજવી કહેવરાવે છે.'

'હું એને ઓળખું છું. એના ઘરમાં હું પાદરી હતો. એ બુઢ્ઢો આનંદી છે. લડાઈમાં એ ભારે આકરો હશે.'

'બિહામણો છે બિહામણો,' રોબેસપિયરે કહ્યું. 'એ ગામડાં સળગાવે છે, જખમીઓને ઠાર મારે છે, કેદીઓની કતલ કરાવે છે અને સ્ત્રીઓને પણ ગોળીએ દે છે.'

'સ્ત્રીઓને !'

'હા. હજી હમણાં જ ત્રણ બાળકોની એક માતાને એણે ઠાર મરાવેલી. એનાં બચ્ચાંનું શું થયું તેય કોઈ જાણતું નથી. એ સાચો સેનાપતિ લાગે છે; લડાઈ કેમ લડવી તે એ બરાબર જાણે છે.'

ઘડીભર રોબેસપિયર મૂંગો રહ્યો. પછી એની અને સિમુરદેનની વચ્ચેનો સંવાદ ફરી શરૂ થયો.

'નાગરિક સિમુરદેન, આ માણસ વાંડીમાં છે.'

'ક્યારથી ?'

'ત્રણ અઠવાડિયાથી.'

'ત્યારે તો એને બહારવટિયો જાહેર કરવો જોઈએ.'

'એ થઈ ગયું છે.'

'એના માથા સાટે ઈનામ જાહેર કરવું જોઈએ.'

'એ થઈ ગયું છે.'

'એને કેદ પકડી લાવે તેને મોટી રકમ આપવાની જાહેરાત કરવી જોઈએ.'

'એ પણ થઈ ગઈ છે.'

'કાગળિયા રૂપે નહિ હો!'

'ના, નહીં જ.'

'સુવર્ણમહોરોમાં જ.'

'એ થઈ ગયું છે.'

'અને એને ગિલોટીન ઉપર ગરદન મારવો જોઈએ.'

'એ થઈ જશે.'

'કોણ કરશે?'

'તમે!'

'કોણ હું?'

'હા, પ્રજાકીય સલામતી સમિતિ તમને અમર્યાદિત સત્તાઓ સાથે મોકલવા માગે છે.'

'મને એ મંજૂર છે.'

રોબેસપિયર માણસોની પસંદગી આંખના પલકારમાં કરી નાખતો. સાચા રાજપુરૂષમાં એ ગુણ હોવો જોઇએ. પોતાની સામેના ચામડાના મોટા પાકીટમાંથી એણે એક સફેદ કાગળ કાઢયો. એનું મથાળું આ પ્રમાણે છાપેલું હતું: "ફ્રેંચ પ્રજાસત્તાકઃ એક અને અખંડ. પ્રજાકીય સલામતી સમિતિ."

સિમુરદેને આગળ ચલાવ્યું; 'હા, મંજૂર. વિકરાળની સામે વિકરાળ થવું જોઈએ. લાન્તેનાક ભયાનક છે, હું પણ ભયાનક થઇશ. એ માણસની સામે જીવનમરણનું યુદ્ધ લડીશ. ઈશ્વરની કૃપા હશે તો પ્રજાસત્તાકને હું એના પંજામાંથી છોડાવીશ.'

'ઈશ્વરનો જમાનો હવે ચાલ્યો ગયો છે,' ડાન્ટન બોલ્યો.

'હું ઈશ્વરમાં માનું છું,' સિમુરદેને અડગ રહીને જવાબ દીધો. એણે રોબેસપિયરને પૂછયું: 'મને કોની પાસે મોકલવામાં આવે છે?'

'લાન્તેનાકની સામે લડવા મોકલાયેલા લશ્કરી દળના સેનાપતિ પાસે. પણ જોજો, એટલું ન ભૂલતા કે એ સેનાપતિ પણ ઉમરાવકુળનો છે. નાગરિક સિમુરદેન, તમારે એક જુવાન માણસ સાથે કામ પાડવાનું છે. તમારી ઉમ્મર એનાથી બમણી હશે એટલે તમારો હાથ એની ઉપર રહી શકશે પણ એની સાથે સાવચેતીથી કામ લેજો. એનામાં લશ્કરી કુશળતા ભરી છે એને વિશેના તમામ અહેવાલો એ બાબતમાં એકમત છે. રૂહાઇન નદીના સૈન્યમાંથી જુદું પાડીને એનું દળ વાંદીમાં મોકલવામાં આવ્યું છે. રૂહાઇનને મોરચે એણે પોતાની તેજસ્વીતા અને હિંમતથી સારું ધ્યાન ખેંચ્યું હતું. પોતાના દળને એ નિપુણતાની અદાથી દોરી રહ્યો છે. પંદર દિવસથી એણે લાન્તેનાકના પૂરા [illegible] થંભાવી દીધો છે, એને આગળ વધતો અટકાવ્યો છે. એટલું જ નહિ, પણ એ એને દરિયા ભણી તગડી રહ્યો છે. છેવટ જતાં એ લાન્તેનાકને દરિયામાં ડુબાવી દેશે. લાન્તેનાકમાં એક અનુભવી સેનાપતિની લુચ્ચાઈ છે અને જુવાન લડવૈયાની હિંમત છે. પણ આ જુવાનની ઈર્ષા કરનારાઓ એના દુશ્મન બન્યા છે. કેટલાક એમ કહે છે કે એને હાર માનવો જોઈએ, તો વળી બીજાઓ કહે છે કે એને બઢતી આપવી જોઈએ.'

'મને તો આ જુવાનમાં મહાન શક્તિઓ પડી હોય તેમ લાગે છે,' સિમુરદેન બોલ્યો.

'પણ એનામાં એક ખામી છે!' મેરેટ વચ્ચે બોલ્યો.

'કઈ?' સિમુરદેને પૂછ્યું.

'દયા,' મેરેટે કહ્યું. 'યુદ્ધમાં એ મક્કમ હોય છે, પણ પાછળથી ઢીલો પડી જાય છે. એ રહેમ બતાવે છે. એ માફી બક્ષે છે. એ ક્ષમા કરે છે. ઈશ્વરભક્તો અને દેવળની સાધ્વીઓને એ રક્ષણ આપે છે. અમીરોની વહુબેટીઓને એ બચાવી લે છે. કેદીઓને એ છોડી મૂકે છે, પાદરીઓને મુક્ત કરે છે.'

'આ એક ગંભીર ખામી ગણાય,' સિમુરદેન ગણગણ્યો.

'ભયંકર ગુનો ગણાય,' મેરેટ બોલ્યો.

'કોઈક વાર,' ડાન્ટને કહ્યું.

'ઘણી વાર,' રોબેસ્પિયર બોલ્યો.

'લગભગ દરેકવાર,' મેરેટે સાદ પુર્યો.

'દેશના દુશ્મનો સાથે કામ પાડવાનું હોય ત્યારે તો દરેકદરેક વાર,' સિમુરદેને કહ્યું.

મેરેટ એની સામે ફર્યો. 'કોઈ રાજ્યપક્ષી સેનાપતિને કેદમાંથી છોડી મૂકનાર પ્રજાસત્તાકપક્ષી સેનાપતિને તમે શું કરો?'

'હું એને ગોળીએ દેવરાવું.'

'કે ગિલોટીન પર ગરદન મરાવો,' મેરેટે પૂછ્યું.

'એ બાબતની પસંદગી હું એના ઉપર છોડું,' સિમુરદેને કહ્યું.

'ત્યારે તો નાગરિક સિમુરદેન,' મેરેટ બોલ્યો, 'કોઈ પ્રજાસત્તાકવાદી આગેવાન નબળાઈ બતાવે તો તમે એનું ડોકું ધડથી જુદું કરોને?'

'ચોવીસ કલાકમાં જ.'

'બહુ સારું,' મેરેટે કહ્યું. 'હું પણ રોબેસ્પિયરના અભિપ્રાય સાથે મળતો થાઉં છું. નાગરિક સિમુરદેનને જાહેર સલામતી સમિતિના પ્રતિનિધિ તરીકે કિનારા-પ્રદેશમાં ફરતા લશ્કરી દળ પાસે મોકલવા જોઈએ.' પાછળથી એને કાંઈક સાંભર્યું હોય તેમ એણે પૂછ્યું:

'આ જુવાન સેનાપતિનું નામ શું છે?'

રોબેસ્પિયરે જવાબ આપ્યો: 'એ ઉમરાવજાદો છે.' અને નામ શોધવા માટે એણે કાગળિયાં ઉથલાવવા માંડ્યાં.

'ઉમરાવ ઉપર ચોકી રાખવા ધર્મગુરુને મોકલો!' ડાન્ટન બોલ્યો.

'એકલા ધર્મગુરુનો મને ઇતબાર નથી. એકલો ઉમરાવ હોય ત્યારે હું એનો પણ ઇતબાર ન રાખું. પણ બેઉ ભેગા હોય ત્યારે એમનો ડર નથી રહેતો. બેઉ એકબીજાની ચોકી રાખે છે, અને ગાડું ચાલ્યું જાય છે.'

સિમુરદેનના સદાય રોષભર્યા ચહેરાની રેખાઓ વધુ કરડી બની. પણ ડાન્ટન સામે જોયા વિના જ મક્કમ સાદે એ બોલ્યો:

'મારા અંકુશ નીચેનો પ્રજાસત્તાકનો સેનાપતિ એક પણ ખોટું ડગલું ભરશે તો એની સજા મોત હશે.'

કાગળિયામાં નજર રાખીને રોબેસપિયર બોલ્યો: 'આ રહ્યું એનું નામ, નાગરિક સિમુરદેન. જે સેનાપતિ અંગે તમને સંપૂર્ણ સત્તા આપવામાં આવી છે તે ઉમરાવનું નામ છે ગોવેન.'

સિમુરદેનના મોઢા પરથી નૂર ઊડી ગયું. 'ગોવેન!' એ બોલી ઊઠયો.

મેરેટે આ વિજળીક પરિવર્તન નિહાળ્યું.

'ઉમરાવજાદો ગોવેન!' સિમુરદેન ફરી બોલ્યો.

'હા, એ જ,' રોબેસપિયરે કહ્યું.

'કેમ, છે કાંઈ!' પાદરી ઉપર નજર તાકેલી રાખીને મેરેટે પૂછ્યું.

થોડી પળો શાંતિ છવાઇ ગઈ. પછી મેરેટે જ એનો ભંગ કર્યો.

'નાગરિક સિમુરદેન, તમે પોતે કબૂલેલી શરતો અનુસાર તમે સેનાપતિ ગોવેન સમક્ષ સમિતિના પ્રતિનિધિ તરીકે જવાનું સ્વીકારો છો? એ નક્કી છે?'

'એ નક્કી છે,' સિમુરદેને જવાબ આપ્યો. એના મોઢા પરની ફિક્કાશ વધતી જતી હતી.

પોતાની પાસે પડેલી કલમ ઉપાડીને રોબેસપિયરે એના ધીમા, એકસરખા હસ્તાક્ષરોમાં 'પ્રજાકીય સલામતી સમિતિ'ના મથાળા-

વાળા કાગળ ઉપર ચાર લીટીઓ લખી, એની નીચે પોતાની સહી કરી, અને પછી એ કાગળ અને કલમ ડાન્ટનને આપ્યાં. ડાન્ટને સહી કરી; અને એની પછી મેરેટે સહી કરી. સિમુરદેનના ફિક્કા ચહેરા ઉપરથી એણે હજી આંખ ઉઠાવી લીધી નહોતી.

તે પછી રોબેસપિયરે કાગળ પાછો લીધો, એની નીચે તારીખ લખી, અને એ સિમુરદેનને સોંપ્યો. સિમુરદેન એ વાંચી ગયો—

"પ્રજાસત્તાકનું પ્રથમ વર્ષ.

કિનારા પરના લશ્કરી દળના સેનાપતિ નાગરિક ગોવેન સમક્ષના પ્રજાકીય સલામતી સમિતિના પ્રતિનિધિ નાગરિક સિમુરદેનને સંપૂર્ણ સત્તાઓ આપવામાં આવી છે.

રોબેસપિયર
ડાન્ટન
મેરેટ

૨૮મી જુન, ૧૭૯૩."

સિમુરદેન વાંચતો હતો ત્યારે મેરેટ એની સામે તાકી રહ્યો હતો.

'નાગરિક સિમુરદેન,' રોબેસપિયર બોલ્યો, 'એક ઘડીની પણ ઢીલ પાલવે તેમ નથી. કાલે તમને તમારા પ્રતિનિધિત્વનો સત્તાવાર ખરીતો મળશે. સમિતિના તમામ સભ્યોની એની ઉપર સહી હશે. અમે તમને પિછાનીએ છીએ. તમારા હાથમાં અબાધિત સત્તાઓ મૂકવામાં આવી છે. ગોવેનને તમે સરસેનાધિપતિ બનાવી શકો છો, તેમ એને ફાંસીને માચડે પણ મોકલી શકો તેમ છો. તમારો ખરીતો કાલે ત્રણ વાગે તમને મળી જશે. બોલો, તમે કયારે રવાના થશો ?'

'ચાર વાગે,' સિમુરદેને કહ્યું.

અને એ ચાર વિખુટા પડયા.

* * *

બીજે દિવસે પ્રજાકીય સલામતી સમિતિની બેઠક મળી. વાંડીના

જંગલમાં બળવો કરનારાઓમાંથી કેદ પકડાયેલાઓને પ્રજાસત્તાકનો ગમે તે અફસર મુક્તિ આપી દેતો તેના સામે સમિતિનો રોષ પ્રગટ્યો. એવી ખતરનાક દયા બતાવનારને સજા કરવાનો કાનૂન પ્રજાસત્તાકે ઘડેલો હતો, પણ એનો અમલ થતો નહોતો. એટલે એ કાયદાનો કડકપણે, નિર્દયપણે અમલ કરવાનું નક્કી થયું. ઊંચા દરજ્જાના બે–ત્રણ અફસરોને એ અંગે આકરી સજા કરીને દાખલો બેસાડવાનો નિર્ણય થયો.

ત્રીજા દિવસની સવારે વાંડીના શહેરો અને ગામડાંની દિશામાં પ્રજાકીય સલામતી સમિતિનું ફરમાન છૂટયું કે, લૂટારાઓ અને બળવાખોર કેદીઓને ભગાડવામાં સહાયભૂત થનાર કોઈ પણ પ્રજાજનને મોતની સજા ફટકારતા કાયદાને યોગ્ય પ્રસિદ્ધિ આપવી અને એનો કડકપણે અમલ કરવો.

પ્રકરણ ત્રેવીસમું

# વાંદીનાં વનવાસી

ઇતિહાસનું સત્ય જુદું હોય છે, લોકકથાનું સત્ય નિરાળું હોય છે. વાંદીના વન વિશે સાચી સમજણ પામવા માટે ઇતિહાસ સાથે લોકકથાની મિલાવટ કરવી જરૂરી છે. ઇતિહાસ એનો વિશાળ પટ દર્શાવે છે, લોકકથા એમાં વિગતો પૂરે છે. વાંદીની પાછળ એક અદ્‌ભૂત કથા પડી છે.

અજ્ઞાનીઓની એ લડાઇ કેટલી બેવકૂફીભરી હતી અને છતાં કેટલી અદ્‌ભુત હતી, કેટલી લજ્જાસ્પદ અને છતાં કેટલી ભવ્ય હતી! ફ્રાંસની એ શરમ હતી, અને ફ્રાંસનું એ ગૌરવ પણ હતું. ફ્રાંસના દેહમાં એ જખમ સમી હતી અને છતાં એમાં ફ્રાંસની મગરૂબી હતી.

ઇતિહાસમાં અમુક કટોકટીની પળો દરમિયાન માનવજાત સામે કોયડાઓ ઊભા થાય છે. ડાહ્યાં જનોને એ કોયડાના ઉકેલમાંથી પ્રકાશ લાધે છે, પણ અંધારામાં પડેલા અજ્ઞાનીઓ એને હિંસા અને જંગાલિયતના રૂપમાં જુએ છે. વાંદીને સમજવા માટે માણસે આ વિરોધાભાસ નજર સામે રાખવો જોઇએ: એક બાજુ ફ્રેંચ ક્રાંતિ અને બીજી બાજુ બ્રિટનીનો ખેડૂત. એક બાજુ આ અજોડ બનાવોની હારમાળા, દરેક પ્રકારની ઝડપી પ્રગતિનો એક મહાન કોલ, ગાંડપણભરી આગેકૂચનો અતિરેક, માપ કે મર્યાદા વટાવી ગયેલા સુધારા — એક બાજુ આ બધું; અને બીજી બાજુ કરડી મુખમુદ્રાવાળો અજાણ્યો વનવાસી, ગરૂડના જેવી તીણી નજરવાળો, ઊડતા વાળવાળો, દૂધ અને શીંગદાણા ઉપર પેટગુજારો કરનારો, એના નીચા છાપરા અને એની ટૂંકી મર્યાદામાં રહીને કેળવેલા વિચારોવાળો, પાણીનો

પીવા સિવાય બીજો કશો જ ઉપયોગ ન કરનારો, અણઘડ રેશમી ભરતકામવાળું ચામડાનું જાકીટ પહેરનારો, મૃતભાષા બોલનારો—એટલે કે પોતાના વિચારોને કબ્જામાં રહેવાની ફરજ પાડનારો, બળદ હાંકનારો, દાતરડાં સજાવનારો, કાળા ઘઉં વાવનારો, એની રોટી બનાવનારો, પ્રથમ હળને અને પછી માતાને પૂજનારો, ખ્રિસ્તી ધર્મ પાળનારો અને છતાં જંગલ વચાળે ઊભેલા કોઈ ગેબી પાળીઆને પુજનારો, ખેતરોનો મજૂર અને કિનારા પરનો માછીમાર, એના રાજાને ને એના ઉમરાવોને અને એના પાદરીઓને ચાહનારો, ગૂઢ બનીને વિચારો કરનારો, સુવિશાળ નિર્જન સમુદ્રતટે કેટલીકવાર કલાકો સુધી નિશ્ચલપણે બેસી રહેનારો, સાગરના સંગીતનો કરૂણાર્દ્ર શ્રોતા.

આવો અંધ માનવી પ્રકાશને શી રીતે આવકારી શકે?

બ્રિટનીના ખેડુતને બે વસ્તુનો આધાર હતો: એને રોટલો દેતું ખેતર, અને આશરો દેતું જંગલ.

બ્રિટનીનાં જંગલો મોટાં શહેર સમાં હતાં. ઝાંખરા અને ઝાંખળાંની એ ભુલભુલામણી જેટલું ગુપ્ત, મૂંગું અને ભયાનક દુનિયામાં બીજું કાંઇ નહિ હોય. એની મોટી મોટી ઝાડીઓમાં અચંચલતા અને શાંતિ વસતી હતી. મૃત્યુ સમી એકલતા એનામાં વ્યાપેલી હતી. પણ જો વીજળીના ઝબકારા સમા એક જ પ્રહારે એનાં તમામ વૃક્ષો કોઇ કાપી નાખે તો એની છાયા નીચેથી માનવીઓનું મોટું કટક નીકળી પડે. એ જંગલમાં ગોળ સાંકડી કૂઇઓ હતી. એનાં મોઢાં પથ્થર અને ડાળખીઓથી ઢાંકી દેવામાં આવ્યાં હતાં. કૂઇઓનો અંદરનો ભાગ પ્રથમ સીધો ઊતરતો, પછી આડો લંબાતો, જમીન નીચેના કેડાઓમાં ફંટાતો અને અંધારી બખોલો સુધી જઇ પહોંચતો. એવી ભૂગર્ભની બખોલો ઇતિહાસકારોએ એક ઇજીપ્તમાં અને બીજી બ્રિટનીમાં ભાળી છે. ઇજીપ્તની એ ગુફાઓમાં માનવીનાં શબ હતાં, બ્રિટનીમાં જીવતાં માનવી હતાં.

બ્રિટનીમાંનું આ ભૂગર્ભ–જીવન અનાદિકાળથી ચાલતું આવ્યું છે. માનવીથી ભાગેલો માનવી ઇતિહાસના આરંભકાળથી ત્યાં લપાતો આવ્યો છે. વનપશુઓની બોડ જેવી આ બખોલો ઝાડની નીચેનાં પોલાણોમાં બનાવવામાં આવી હતી. લોકકથાની કીડી અને ઇતિહાસના ઐરાવતો આ અંધારા પ્રદેશ ઉપર થઇને ચાલ્યાં ગયાં છે. સદીએ સદીએ નવા સિતમગરો જાગ્યા—કોઇ રાજા, કોઈ ઉમરાવો. કોઈ વિદેશી લૂંટારા, કોઇ જાલિમ ધર્મગુરૂઓ. સેંકે સેંકે નવા જુલમો આ પ્રદેશની પ્રજા ઉપર ઊતર્યા. અને એ નિર્દય જુલ્મમાટો નીચે કચડ તાં માનવીઓએ આ ઝાડીઓમાં અદ્રશ્ય બનવાના મનસૂબા ઘડયા. શિકારી કૂતરાઓથી ભાગતાં પ્રાણીની માફક એમણે પ્રથમ વનમાં આશરો લીધો અને પછી ભૂમિના પેટાળમાં. સિતમગરોને હાથે સમસ્ત રાષ્ટ્રસમૂદાયોની આવી પાયમાલી હંમેશા થતી આવી છે. બે હજાર વર્ષ દરમિયાન આક્રમણ, ઠકરાતપણું, ધર્મઝનૂન, કરવેરા—એવા એવા અનેક સ્વરૂપે જુલમોએ આ ગરીબ બિચારા બ્રિટનીને ચૂંથ્યું છે. એક સ્વરૂપે એનો અંત આવે ન આવે ત્યાં તો એ નવે સ્વરૂપે ઊભા થતા આવ્યા છે. ફ્રેંચ વિપ્લવનો પ્રકોપ જ્યારે ભભૂકી ઊઠયો ત્યારે જંગલમાં બખોલો તૈયાર પડી હતી. આ ફરજિયાત બંધનમુક્તિથી બ્રિટનીને સંતાપ થયો, અને એણે બંડ કર્યું. ગુલામને માટે આવી ભૂલ સ્વાભાવિક છે.

યુગયુગોથી બંડખોરોનાં સાથી બનેલાં બ્રિટનીનાં જંગલોએ પોતાનો પાઠ ફરી એકવાર ભજવવા માંડયો. દરેક જંગલની ધરતી નીચે ચારે દિશામાં ફંટાતાં ભોંયરાં હતા, ગુફાઓ હતી, બખોલો હતી. એ પ્રત્યેક અંધારી બખોલ પાંચથી છ માણસોને આશરો આપી શકતી. એક જંગલમાં કોઇનો શ્વાસ સુદ્ધાં સંભળાતો નહોતો, જીવતા માનવીની એક પણ એંધાણી કળાતી નહોતી, છતાં એમાં છ હજાર માણસો એકત્ર થયેલાં હતાં. બીજા એક જંગલમાં કાળો કાગડો પણ દેખાતો નહોતો, છતાં એની અંદર આઠ હજાર બળવાખોરો

ભંડારાયા હતા. અને બ્રિટનીનાં મુખ્ય જંગલો તો આથીય ઘણાં મોટાં હતાં.

અદૃશ્ય પલટનો એમાં લપાઈને તૈયાર રહેતી; જંગલમાંથી પસાર થતા પ્રજાસત્તાકના સૈન્યની નીચે નીચે ભોંયરાં વાટે એ કૂચ કરતી; એકાએક ધરતીનું પડ ચીરીને બહાર આવતી અને ફરી અંદર સમાઈ જતી; અગણિતની સંખ્યામાં કૂદી પડતી અને મન ફાવે ત્યારે અદૃશ્ય બનતી; પાણીના પૂરની માફક ધસી આવતી અને બીજી જ ઘડીએ નાના વંટોળિયાની માફક ચાલી જતી. એના સૈનિકો યુદ્ધમાં રાક્ષસ જેવા હતા, પણ ભાગીને છુપાઈ જવામાં વેંતિયા જેવા કુશળ હતા.

આ બધાં જંગલો વચ્ચે ભોંયરાંઓ વાટે સંપર્ક ચાલુ રહેતો. પુરાણા કિલ્લાઓ, ગામડાં અને ખેતરો — એ બધાની એક એવી જાળ ગૂંથાઈ ગઈ હતી કે પ્રજાસત્તાકનાં દળો એમાં અચૂકપણે સપડાઈ જતાં.

કેટલાંક જંગલોમાં તો આવા ભૂગર્ભનાં વસવાટસ્થાનો ઉપરાંત જમીન ઉપર બેઠા ઘાટના અનેક ઝૂંપડાં પણ બાંધવામાં આવ્યાં હતાં. સ્ત્રીઓ એ ઝૂંપડાંમાં રહેતી, પુરુષો ભોંયરામાં રહેતા. જમીનમાં દટાયેલા માનવીઓને બહારથી ખોરાક પહોંચાડવામાં આવતો, કેટલાક માણસો ભુલાઈ જતા અને ભૂખે મરી જતા; પણ એવું બદ-કિસ્મત તો કૂઈનું મોઢું ન ઉઘાડી જાણનારા અબુધોને જ કાળે જતું. સામાન્ય રીતે કૂઈ ઉપરનાં ઢાંકણાં ડાખળાં અને ઘાસથી બનાવવામાં આવતાં. એની બનાવટમાં એવી કળા હતી કે બહારથી એ જરાય કળાય નહિ, છતાં અંદરથી એની ઉઘાડબીડ સરળતાપૂર્વક થઈ શકે. આવાં છૂપાં સ્થાનો ઘણી કાળજીથી ખોદવામાં આવતાં. એમાંથી નીકળેલી માટી નજીકની કોઈ તળાવડીમાં નાખી દેવાતી. એને તળિયે ઘાસ બિછાવવામાં આવતું. ત્યાં હવા ઉજાસ, અન્ન અને

અગ્નિનો અભાવ હતો એટલા પૂરતી જ એમાં રહેનારા માનવીઓને અગવડ હતી.

એમની કબરમાંથી બહાર નીકળીને જીવતાં માનવીઓ વચ્ચે બહાર આવવું એ ભૂતલવાસીઓ માટે ઘણું મુશ્કેલ હતું. કોઇક વાર તો એ કૂચ કર્યે જતા સૈન્યના કદમ વચ્ચે ફૂટી નીકળતા. એ જંગલોમાં એવડાં છટકાં હતાં. ભૂરીઆઓ એમાં પ્રવેશ કરતાં ડરતા, અને ધોળીઆઓ એમાંથી બહાર નીકળતાં અચકાતા.

ધીમે ધીમે આ ભૂગર્ભ જીવનથી માણસો કંટાળતા. રાતને વખતે, જોખમ વહોરીને પણ એ બહારની ખુલ્લી હવામાં આવતા અને નાચવા માંડતા. તે સિવાય, સમય વિતાવવા માટે એ પ્રભુ-પ્રાર્થના કરતા અને માળા ફેરવ્યા કરતા. એમની પ્રબળ ધર્મભાવના બંડખોર પાદરીઓના હાથમાં રમકડું બની ગઈ હતી. ખૂનખાર જંગ ચાલતો હોય આ ખેડૂતોનું કટક પ્રજાસત્તાકના અડ્ડા ઉપર તૂટી પડયું હોય, અને એવામાં કોઈ 'ક્રૉસ' કે કોઈ દેવળ એમની નજરે ચઢતાં કે તરત જ સહુ ઘુંટણિયે પડી જતા અને દુશ્મનની ગોળીઓના વરસાદ વચ્ચે એકાદી પ્રભુપ્રાર્થના કરી લેતા, માળા ફેરવી લેતા, અને પછી જેટલા જીવતા રહ્યા હોય તેટલા દુશ્મન સામે ધસી જતા. દોડતાં દોડતાં બધૂકો ભરવી એ એમની ખાસિયત હતી. એમના આગેવાનો જે કાંઇ કહે તે બધું એ ભાવિકો માની લેતા. ગળે દોરડું બાંધીને ડોક રાતી કરેલા થોડા પાદરીઓને એમની સમક્ષ લાવવામાં આવતા અને આગેવાનો કહેતા કે, 'જુઓ, ભૂરીઆઓએ આમને ગરદન મારેલા, પણ એ પાછા જીવતા થયા છે.' તે ઉપરાંત, આ ખેડૂતોમાં કોઇ કોઇવાર વીરધર્મની છોળો પણ ફૂટતી. પોતાના દેહના બે કટકા થઈ ગયા છતાં વાવટો પડતો ન મૂકનાર એક પ્રજાસત્તાકના ધ્વજ-ધારકનું એમણે બહુમાન કરેલું.

શરૂઆતમાં એ દુશ્મનની તોપોથી ડરતા. પણ પછીથી,

એ લાકડીઓ લઇને દોટ મૂકતા અને તોપો કબજે કરતા. દુશ્મનની તોપો વડે એ દુશ્મનને જ તગડતા. ગામડાના જે લોકો પ્રજાસત્તાકને પક્ષે ભળેલા હતા તેમને એ ધિક્કારતા અને વધુ ઝનૂનપૂર્વક એમની કતલ કરતા. લડાઇ ઉપર એમને યોદ્ધાઓના જેટલો પ્યાર હતો, કતલ ઉપર ડાકુઓના જેટલો. એક પ્રસંગે પાંચ–પાંચ અઠવાડિયાં સુધી રોજના ત્રીસને હિસાબે એમણે પ્રજાસત્તાકવાદીઓને હારબંધ ઊભા રાખીને ગોળીએ દીધેલા. એ હારની પાછળ જ એક ખાઈ ખોદેલી હતી. મડદાંની સાથે કેટલાક જીવતાં પણ એમાં પડતા. એમને પણ સહુની સાથે દફનાવવામાં આવતા. કેદ પકડાયેલા ભૂરીઆઓ માટે ખાસ પ્રકારની બેડીઓ બનાવવામાં આવી હતી. એ કેદીઓને જાહેરમાં કતલ કરતી વખતે ખેડૂતો યુદ્ધ–લલકારોની કિકિયારી પાડતા. ત્રાસનો જવાબ ત્રાસથી અપાતો હતો.

વાંડીની વનસેનામાં એકસો ચોપન ફોજો હતી. એ સેના દુશ્મન મથકો ફરતો રીતસરનો ઘેરો ઘાલતી. દસ–દસ હજારનું કટક ઘેરામાં પડાવ નાખતું. ગામ ઉપર ધગધગતા અગન–ગોળા વરસાવતું. એક વાર, એક જ દિવસમાં આ સેનાએ પ્રજાસત્તાકની ચૌદ લશ્કરી છાવણીઓનો નાશ કર્યો હતો. સોનામહોર કરતાં પણ એમને બંધૂકના કારતૂસની વધુ કિંમત હતી. ચાલુ લડાઇએ પોતાનો દારૂગોળો ખૂટતો તો એ એક માળા ફેરવીને પ્રજાસત્તાકની તોપો ઉપર ધસી જતા. એનો દારૂગોળો હાથ કરતા. દુશ્મન આવે છે એવી ખબર પડતાં જખમીઓને એ ઊભા મોલમાં સંતાડી આવતા અને ઝપાઝપી પૂરી થાય ત્યારે પાછા શોધી આવતા. એ કોઈ ગણવેશ પહેરતા નહિ. એમનાં લૂગડાં ચીંથરાં બનેલાં હતાં. ખેડૂતો અને ઉમરાવો પોતાને હાથ પડયું તે ચીંથરું વીંટી લઇને નીકળી પડયા હતા. દરેકે સફેદ કમરપટો બાંધેલો હતો. એમની વચ્ચે કેટલીક સ્ત્રીઓ પણ હતી. વખત આવ્યે એ પણ મોખરે રહીને લડતી, ખેડૂતોને દોરતી અને સામી છાતીએ ગોળીઓ ઝીલતી.

એમના નાયકો પણ સામાન્ય ખેડુતો જેટલા જ અબૂધ હતા. કેટલાકને તો પોતાનું નામ લખતાં પણ નહોતું આવડતું. વળી એ નાયકોની અંદરોઅંદર વૈમનસ્ય હતું. એમની પાસે ઘોડેસ્વારો બહુ ઓછા હતા. પોતાના બે દીકરા હસતે મોઢે દઈ દેનારો ખેડૂત પણ ઘોડાની માગણી થાય ત્યાં ઠંડો પડી જતો. એમનાં શસ્ત્રોમાં વાંસડા, દંતાળ, દાતરડાં, બંધૂકો (જૂની અને નવી), છરીઓ, કડિયાળી ડાંગ અને લોઢાના સળીઆનો સમાવેશ થતો.

તીણી કિકિયારીઓ પાડતાં પાડતાં એ હલ્લો કરતા અને ચોપાસથી—જંગલોમાંથી, ટેકરીઓ ઉપરથી ને ઝાડીઓમાંથી—એકાએક ધસી આવતા, મારફાડ અને ભાંગફોડ કરતા અને ભાગી છૂટતા. કોઈ પ્રજાસત્તાકવાદી શહેરમાંથી પસાર થતી વખતે એ સ્વાતંત્ર્યસ્તંભને કાપીને સળગાવી મૂકતા અને એ ખાક થઈ જાય ત્યાં સુધી તેની ફરતું કુંડાળું કરીને નાચતા. એમની બધી આદતો પિશાચી હતી. અણચિંતવ્યા તૂટી પડવું એ એમનો અફર નિયમ હતો. માઈલોના માઈલો સુધી એક હરફ સુદ્ધાં ઉચ્ચાર્યા વિના એ કૂચ કર્યે જતા: ઘાસનું એક તરણું પણ એ હલાવતા નહિ. સાંજ પડે, અને પ્રજાસત્તાકના કયા મથક ઉપર આવતી કાલે ઓચિંતો હલ્લો કરવાનો છે તે એમના નાયકો નક્કી કરે, ત્યારે એ ખેડૂતો બંધૂકમાં ગોળી ભરતા, પ્રભુપ્રાર્થના બબડી જતા, તલવારો ખુલ્લી કરતા અને લાંબી કતારે પડીને જંગલમાં ઉઘાડે પગે ચાલી નીકળતા—એક પણ અવાજ વિના, એક પણ શબ્દ વિના, શ્વાસના એક પણ ધબકારા વિના. અંધકાર વચ્ચેથી જાણે રાની બિલાડાઓની ફોજ નીકળી પડી હોય એવું લાગતું.

પણ પેરિસની દિશામાં બહુ આગળ વધવું એ વાંડી માટે અશક્ય હતું. આંતરવિગ્રહ આક્રમણ કરીને પ્રદેશો જીતી નથી શકતો. વાંડીનું બળ વાંડીમાં જ, એના ઘરઆંગણામાં જ હતું; ત્યાં એ અભેદ્ય હતું, અવિજેય હતું.

વાંડીનો બળવો આખરે નિષ્ફળ ગયો. બીજા કેટલાક બળવાઓ સફળ પણ થયા છે. દાખલા તરીકે સ્વિટ્ઝરલૅંડનો. પણ સ્વિટ્ઝરલૅંડના પહાડવાસીઓના બળવા અને વાંડીના વનવાસીઓના બળવા વચ્ચે એક તફાવત છે: એક આદર્શને ખાતર લડે છે, બીજો લડે છે પૂર્વગ્રહને કાજે. એક વ્યોમમાં ઊડે છે, બીજો ભૂમિ પર ઘસડાય છે. એક સમસ્ત માનવજાત કાજે લડે છે, બીજો પોતાના એકાંતવાસ માટે લડે છે. એક મુક્તિ માગે છે, બીજો અલગપણું માગે છે. એક જિલ્લાનું રક્ષણ કરે છે, બીજો ગામડાનું. એકને કરાડો પાર કરવાની છે, બીજાને કાદવ-કીચડમાંથી પસાર થવાનું હોય છે. એક જળધોધ અને ખળખળતાં ઝરણાં વચ્ચે મહાલે છે, બીજો મહારોગના નિવાસ સમા બંધિયાર ખાબોચિયામાં વિહરે છે. એકનું મસ્તક નીલ ગગનમાં છે, બીજાનું ઝાડના ઝૂંડમાં. એક શિખરે ચઢીને ઊભો છે, બીજો તળેટીના અંધારામાં.

માણસ ટોચ ઉપરથી જે શીખે છે અને સપાટ મેદાનમાંથી જે શીખે છે એ બેમાં ફેર છે. પર્વત છે દુર્ગ સમો, જંગલ છે લપાઇને છાપો મારવા માટેનું સ્થાન. એક પરાક્રમની પ્રેરણા આપે છે, બીજું કપટ શીખવે છે.

ક્ષિતિજ વિશાળ હોય ત્યારે એ માનવીમાં વિશાળ ભાવના પ્રગટાવે છે. સાંકડી ક્ષિતિજ સાંકડા, એકતરફી વિચારો જન્માવે છે. વિશાળ હૈયાના આત્માને એ સંકુચિત બનાવે છે.

સંકુચિત ભાવના વિશાળ ભાવનાને ધિક્કારતી હોય છે. માનવ-પ્રગતિનું એ જ મહાયુદ્ધ છે.

પાડોશ—અને સ્વદેશ: વાંડીના આખા બંડનો સરવાળો આ બે શબ્દોમાં આવી જાય છે. સંકુચિત ભાવના અને વ્યાપક ભાવના વચ્ચેનો, ખેડૂત અને વતનપ્રેમી વચ્ચેનો એમાં કલહ હતો.

બ્રિટની ઘણું પુરાણું બળવાખોર છે. છેલ્લાં બે હજાર વર્ષ દર-

મિયાન એણે જ્યારે જ્યારે, બંડ કર્યું, ત્યારે સાચ એને પક્ષે હતું; પણ આ છેલ્લા બળવા વખતે એને પક્ષે જૂઠ હતું. અંતરને તળિયેથી તો એ જેમ પ્રજાસત્તાકનું વિરોધી હતું તેમ રાજાશાહીનું પણ વિરોધી જ હતું; પ્રજાકીય વહીવટદારોનું અને રાજાશાહી ઉમરાવોનું એ એક સરખું વિરોધી હતું. એનું યુદ્ધ હમેશા સ્થાનિક ભાવના અને વ્યાપક ભાવના વચ્ચેનું જ હતું.

એ પુરાણો પ્રદેશ ખાબોચિયા સમાન હતો. એનાં બંધિયાર પાણીથી વહેન બનવું સહ્યું જતું નહોતું. પવનની લહેરો એનામાં નવપ્રાણ પૂરવાને બદલે એને અકળાવતી હતી.

જ્યારે જ્યારે પેરિસમાં કાંઈ નવી હીલચાલ થઇ છે—પછી એ હીલચાલ રાજાએ કરી હોય કે પ્રજાસત્તાકે, એનાથી એકહથ્થુ શાસનને લાભ થતો હોય કે સ્વતંત્રતાને—ત્યારે ત્યારે, માત્ર એની નવીનતાને કારણે જ બ્રિટનીનાં પીંછાળિયાં એની સામે ઊભાં થઇ જતાં આવ્યાં છે: 'અમે જેમ છીએ તેમ અમને રહેવા દો. તમારે અમારી શી પંચાત છે?' એના ખેડૂત દંતાળ ને બંધૂક ઉઠાવે છે. માણુસના તમામ પ્રયત્નો, નવા નવા કાયદાઓ, નૂતન શિક્ષણકાર્ય જ્ઞાન-ગ્રંથો અને વિચારધારાઓ, માણસની અંદરનું સર્વશ્રેષ્ઠ તત્વ, એની ભવ્યતા, એ બધું ત્યાં નિષ્ફળ નીવડે છે.

કેવો ભયાનક અંધાપો!

વાંડીનો બળવો એ એક કારમી અણસમજણનું પરિણામ હતું. કોઇ મહાયુદ્ધ સમો એ અમાપ હતો. તવારીખમાં એ માત્ર એક શબ્દ મૂકી જવાનો હતો—વાંડી: તેજસ્વી અને છતા અંધારઘેર્યો શબ્દ. એમાં કોઇ જાતની ગણતરી નહોતી, વ્યૂહરચના નહોતી, ચાલબાજી નહોતી, યોજના નહોતી, એનું કોઈ ધ્યેય નહોતું, એનો કોઇ નાયક નહોતો, નહોતી એને કોઈ જવાબદારી. અર્થહીનતાની એ અવધિ હતી. એણે પ્રકાશ આડા તિમિરના મોરચા બાંધ્યા હતા.

ઇન્સાફ, સત્ય, અને સ્વાધીનતા સામે અજ્ઞાનતાએ લાંબો જંગ માંડયો હતો—મૂર્ખાઇભર્યો અને છતાં ભવ્ય એ જંગ હતો. આઠ વર્ષ સુધી એણે ત્રાસનું સામ્રાજ્ય સ્થાપ્યું હતું, ચૌદ જિલ્લાઓને ખેદાનમેદાન કરી નાખ્યા હતા. ખેતરોમાં ઊભા મોલનો નાશ કર્યો હતો, ગામડાં બાળી મુકયાં હતાં, શહેરોને ખંડિયેર બનાવ્યાં હતાં, ઘરબાર જમીનદોસ્ત કર્યાં હતાં, સ્ત્રી અને બાળકની કતલ ચલાવી હતી. ઘાસનાં છજાંમાં એણે મશાલ મૂકી હતી, છાતીમાં છૂરી ચલાવી હતી, પિતૃહત્યાની કોશિશ કરી હતી.

એણે ઊભી કરેલી પરિસ્થિતિમાં બ્રિટનીના અંધકારને ચોપાસથી ભેદ્યા વિના છૂટકો નહોતો, એની ઝાડીઓને ચારે દિશામાંથી તેજ-બાણ વડે વીંધ્યા વિના છૂટકો નહોતો. વાંડીએ એ રીતે પ્રગતિની સેવા કરી. વિનાશમાં પણ ઉપયોગિતાનો અંશ સમાયો હતો.

પ્રકરણ ચોવીસમું

## કાકો અને ભત્રીજો

૧૭૯૩ની સાલમાં આંતરવિગ્રહને કારણે, બ્રિટનીમાં રસ્તાઓ જેવું કાંઇ રહ્યું નહોતું.

જુલાઈ મહિનાનો એક દિવસ આથમી રહ્યો હતો ત્યારે, પેરિસની દિશામાંથી આવતા ઘોડેસ્વારે એક ગામની વીશી પાસે લગામ ખેંચી ને અશ્વ થંભાવ્યો. દિવસ આખાના ઉકળાટ પછી હવે કાંઇક વા આવતો હતો.

મુસાફરે પહેરેલો મોટો એક જામો ઘોડાની પીઠ ઉપર ઢળકતો હતો. પહોળી દીવાલના એના ટોપા ઉપર ત્રિરંગી બિલ્લો હતો. ઝાડીઓ અને ગોળીબારોવાળા આ પ્રદેશમાં આમ ફરવું એ જેવાતેવાનું કામ નહોતું, કારણ કે આવા બિલ્લાઓ ત્યાં બંધૂકનાં અચૂક નિશાનો બન્યા હતા. મુસાફરનો જામો ખભા પાછળ ફગાવેલો હોવાથી એના હાથ ખુલ્લા હતા. જામા નીચેનો એનો ત્રિરંગી કમરબંધ, અને એમાં ખોસેલી બે પિસ્તોલો, દેખાતાં હતાં. નીચે એક તલવાર લટકતી હતી.

ઘોડાના ડાબલાના અવાજે વીશીનાં કમાડ ઊઘડયાં. હાથમાં દીવો લઇને વીશીવાળો બહાર આવ્યો. સંધ્યાકાળ હતો. રસ્તા ઉપર ઉજાસ હતો, પણ ઘરમાં અંધારું ફેલાઇ ચૂકયું હતું. યજમાનની નજર બિલ્લા ઉપર પડી. 'નાગરિક,' એ બોલ્યો; 'અહીં રાત રોકાશો ને?'

'ના.'

'ત્યારે તમે કયાં જાવ છો?'

'દોલ ભણી.'

'તો તો પછી તમે જ્યાંથી આવ્યા ત્યાં જ પાછા ફરજો, અથવા અહીં રોકાજો.'

'કેમ ?'

'કેમ કે હાલમાં તો ખિંગાણું જાગ્યું છે.'

'ઓહો !' ઘોડેસ્વાર બોલ્યો. પછી એણે ઉમેર્યું : 'ઘોડાને થોડું જોગાણ દેજો તો !'

વીશીવાળો જવને એક બકડિયું ભરી આવ્યો. ઘોડાનું ચોકઠું એણે ઉતારી લીધું અને ઘોડો નસકોરાંના અવાજો કરતો કરતો ખાવા માંડ્યો.

સંવાદ આગળ ચાલ્યો—

'નાગરિક, આ ઘોડો કોઈની પાસેથી પડાવી લીધેલો છે ?'

'ના.'

'ત્યારે તમારો છે ?'

'હા. મેં એના દામ ચૂકવ્યાં છે.'

'તમે ક્યાંથી આવો છો ?'

'પેરિસથી.'

'આજ આખો દી' ઘોડો હાંકયો છે ?'

'પરોઢીએથી.'

'અને કાલે પણ ?'

'પરમ દિવસે પણ.'

'ત્યારે તો મારું કહ્યું માનો, નાગરિક. અહીં આરામ લ્યો. તમને થાક લાગ્યો હશે. ઘોડો પણ થાકયો છે.'

'ઘોડાને થાકવાનો અધિકાર છે, માણસને નથી.'

વીશીવાળાએ મુસાફરને નિરખી નિરખીને જોયો: એની શાંત, ગંભીર, કરડી મુખમુદ્રા શ્વેત વાળમાં મઢાયેલી હતી. પછી એણે રસ્તા ઉપર આંખ ફેરવી. નજર પહોંચે ત્યાં સુધી એ નિર્જન દેખાતો હતો. એણે પૂછ્યું: 'આવા વખતમાં તમે એકલા ગામતરું કરો છો?'

'મારી સાથે વોળાવિયાં છે,' જવાબ આવ્યો.

'કયાં છે?'

'મારી તલવાર ને પિસ્તોલો.'

પાણીની એક બાલદી લાવીને વીશીવાળાએ ઘોડા સામે ધરી. ઘોડો પાણી પીતો હતો તે દરમિયાન ફરીને એણે મુસાફરને નિહાળ્યો, અને એ મનમાં બોલ્યો: 'ગમે તેમ હો, લાગે છે કોઈ ધર્મગુરુ.'

ઘોડેસ્વારે વાત આગળ ચલાવી: 'તમે શું એમ કહો છો કે હાલમાં લડાઈ મંડાણી છે?'

'હા. હવે તો શરૂ થઈ ગઈ હશે જ.'

'કોણ કોણ લડે છે?'

'એક ઉમરાવ સામે બીજો ઉમરાવ.'

'શું કહ્યું?'

'મેં કીધું કે પ્રજાસત્તાકવાળો એક ઉમરાવ રાજાના પક્ષના બીજા ઉમરાવ સાથે લડે છે.'

'એમ?'

'હા, અને ખૂબી તો એ છે કે પાછા એ બેય સગા થાય છે.'

ઘોડેસ્વારે વાત ધ્યાનપૂર્વક સાંભળવા માંડી. વીશીવાળાએ આગળ ચલાવ્યું: 'એક છે જુવાન ને બીજો બુઢ્ઢો. ભત્રીજો કાકા સામે લડાઈમાં ઊતર્યો છે. કાકો રાજભક્ત છે, ભત્રીજો દેશપ્રેમી છે. કાકાના હાથ નીચે ધોળીઆઓ છે, ભત્રીજો છે ભૂરીઆનો આગેવાન.

અરે, એમાંથી એકેય નમતું તોળે એવા નથી હો! જીવસટોસટનો જંગ છે આ તો!'

'એટલું બધું?'

'હા, નાગરિક. ઊભા રહેજો. એકબીજા માટે એમને કેવી દાઝ છે એ હું તમને દેખાડું. જુઓ આ પતાકડું! બુઢ્ઢાએ ઘરેઘરે અને ઝાડવે ઝાડવે આવાં પતાકડાં ચોડાવ્યાં છે. મારે બારણે ય કોઈ એ ચોડી ગયું છે.'

એમ કહીને વીશીવાળાએ એક કમાડ ઉપર ચોડેલા સફેદ ચોરસ પતાકડા સામે દીવો ધર્યો. મોટા અક્ષરોમાં લખેલું એનું લખાણ મુસાફર ઘોડાની પીઠ પરથી વાંચી શકયોઃ

'લાન્તેનાકના ઠાકોર સાહેબ આથી એમના ભત્રીજા ઉમરાવ ગોવેનને જાણ કરે છે કે જો નશીબજોગે ઠાકોર સાહેબ એને કેદ પકડશે તો એને માનપૂર્વક ગોળીએ દેવામાં આવશે.'

'અને,' વીશીવાળાએ ઉમેર્યું, 'આ રહ્યો એનો જવાબ.'

બીજા કમાડ પાસે જઈને એની ઉપરના બીજા એક પતાકડા સામે એણે દીવો ધર્યો. મુસાફરે વાંચ્યું:

'ગોવેન લાન્તેનાકને ચેતવે છે કે જો એ પકડાશે તો એને ઠાર મારવામાં આવશે.'

'હજી તો કાલ જ,' વીશીવાળો બોલ્યો, 'આ પહેલું પતાકડું અહીં કોઈ ચોડી ગયેલું. અને આજ સવારે જ બીજું ચોડાઈ ગયું. જવાબ માટે વાટ જોવી પડે તેમ નથી.'

જાણે પોતાની જાત સાથે વાત કરતો હોય તેવા હળવા સાદે મુસાફર આ શબ્દો ગણગણ્યો—વીશીવાળાને કાને એ પડયા, પણ સમજાયા નહિ—

'હા, આ લડાઈ દેશ આખામાં ફેલાઈ ગઈ છે, એટલું જ

નહિ, કુટુંબોમાં પણ એ પ્રસરી ગઇ છે. એ જરૂરનું છે, એ જ બરોબર છે. લોકશક્તિની પુનઃસ્થાપનાનાં આવાં મુલ્ય ચૂકવવાં જ જોઇએ.

મુસાફરે પોતાનો પંજો ટોપાને અડાડીને બીજા પતાકડાને સલામ કરી. એની આંખો હજી ત્યાંથી ખસતી નહોતી.

વીશીવાળાએ પોનાની વાત ચાલુ રાખી; 'ત્યારે નાગરિક, હવે તમને આખી વાત સમજાય છે ને? મોટાં મોટાં નગરોમાં અને શહેરોમાં આપણે સૌ ક્રાંતિને પક્ષે છીએ. પણ ગામડાના લોકો એની વિરુદ્ધમાં છે. શહેરીઓ અને ખેડુતો વચ્ચેની આ લડાઇ છે. તેઓ આપણને બબૂચકો ગણે છે. આપણે એમને અબુધો કહીએ છીએ. ઉમરાવો અને ધર્મગુરૂઓ એમને પક્ષે છે'

'બધા જ નહિ,' ઘોડેસ્વાર વચમાં પડયો.

'ના, બધા તો નહિ જ. આપણી નજર સામે જ એક ઠાકોર બીજા ઠાકોર સાથે લડી રહ્યો છે.' અને પછી મનમાં જ એણે ઉમેર્યું: 'અને મને ખાતરી છે, કે હું જેની સાથે વાત કરું છું એ પણ કોઇ ધર્મગુરૂ જ છે.'

ઘોડેસ્વારે પૂછ્યું: 'અને બેમાંથી અત્યારે કોનો હાથ ઉપર છે?'

'આજ સુધી તો બુઢ્ઢાનો રહ્યો છે. પણ એનું કામ કપરું છે. બુઢ્ઢો ભારે આકરો માણસ છે. બન્ને ગોવેન કૂળના અમીરો છે. એક જ ઝાડની બે ડાળ: એક મોટી ને બીજી નાની. આજ એ બે બાઝે છે. ઝાડવામાં એવું નથી બનતું, પણ માણસમાં બને છે. લાન્તેનાકનો આ ઠાકોર બ્રિટનીમાં બહુ બળિયો મનાય છે. ત્યાંના ખેડૂતો એને રાજા ગણે છે. એણે કાંઠે પગ મૂકયો તે જ દિવસે આઠ હજાર માણસ એની પડખે ચડી ગયા. એક અઠવાડિયામાં તો ત્રણસો પાદર જાગી ઊઠયાં. જો એને કિનારા ઉપર ઊભા રહેવાની જગ્યા મળી હોત તો તો અંગ્રેજોએ અહીં ફોજ ઉતારી હોત. પણ સદ્-ભાગ્યે આ ગોવેન, બુઢ્ઢાનો જ ભત્રીજો, અહીં હાજર હતો. પ્રજા-

સત્તાકની એક ફોજનો એ સેનાપતિ છે. પોતાના કાકાને સાંપટમાં લઇ લીધો છે. વળી, ભોગજોગે એવું બન્યું કે, આ લાન્તેનાકે આવીને કેદીઓની કતલ કરાવા માંડી એમાં બે બાઇને પણ એણે ગોળીએ દેવરાવી. એમાંની એકનાં ત્રણ છોકરાંને પેરિસની એક પલટને દત્તક લીધેલાં. એને બધા લાલ ટોપીની પલટન કહે છે. એ પલટનમાં હવે ઝાઝા જણ જીવતા નથી રહ્યા. પણ છે એટલા મરણિયા થઈ ગયા છે. સેનાપતિ ગોવેનની ફોજમાં એ ભળી ગયા છે. એમની સામે કોઇ ટકી શકતું નથી. બાઇઓનું અને પેલાં છોકરાંનું એને વેર વાળવું છે. બુઢ્ઢાએ એ બચળાંનુ શું કર્યું એ કોઇને ખબર નથી. એથી તો પેરિસવાળા બરકંદાજો ધુંવાફુંવા થઈ ગયા છે. આ છોકરાં જો લડાઈમાં આમ ન સંડોવાઇ ગયા હોત ને—તો લડાઈનો રંગ આવો ન હોત. ઉમરાવ છે તો મજાનો ને બહાદરિયો જુવાન, પણ બુઢિયો ભારે કરડો ઠાકોર છે.' પછી, વાતમાંથી ધંધો સાંભરી આવ્યો હોય તેમ એણે પૂછ્યું, 'નાગરિક, તમે શું વાળુ કરશો?'

'મારી પાસે થોડું ભાતું છે; પણ દોલમાં શું થઈ રહ્યું છે તે તો તમે મને કહેતા નથી.'

'દોલમાં બાબત આમ બની છેઃ કિનારા પરની ચોકિયાતી ફોજ ગોવેનના હાથ નીચે છે. લાન્તેનાકનો ઇરાદો એ આખા પ્રદેશમાં બંડ જગાવીને અંગ્રેજો માટે કિનારો સલામત બનાવવાનો હતો. તે પછી વીસ હજાર અંગ્રેજો અને બે લાખ ખેડૂતોની સેના લઇને એને આગળ વધવું હતું. પણ ગોવેને એની આ યોજના તોડી પાડી છે. કિનારા ઉપર એણે પોતાનો કબજો મજબૂત કર્યો છે. અને લાન્તેનાકને એ અંદરના ભાગમાં ધકેલી રહ્યો છે. આથી અંગ્રેજો તો દરિયામાં જ રહી ગયા છે. ગોવેનનો ઇરાદો લાન્તેનાકને ફુજેર્સના વનમાં ધકેલી દઇને ઘેરી લેવાનો છે. કાલ સુધી તો એના પાસા પોબાર પડતા હતા. ગોવેન એની ફોજને લઇને અહીં આવ્યો હતો. પણ એકાએક ચતુર બુઢ્ઢો નવી ચાલ

રમી ગયો. એણે દોલ ભણી કૂચ કરી. જો દોલ એને હાથ પડે અને દોલના ડુંગર ઉપર એ તોપો માંડી દે તો પછી અંગ્રેજોને ઊતરવા માટે કિનારાનો એક ભાગ એ સલામત બનાવી શકે. તો તો પછી બાજી ખલાસ થઇ સમજવી. એટલે જ, એક મિનિટ પણ ગુમાવવી પોસાય તેમ ન હોવાથી, ગોવેને પોતાની બુદ્ધિ વાપરી, કોઈની સલાહ લીધી નહિ, કોઇના ફરમાનની રાહ જોઈ નહિ અને ઘોડો પલાણ્યો, ફોજ સાબદી કરી અને ઉઘાડી તલવારે ધસારો કર્યો. એક બાજુ લાન્તેનાક દોલ ઉપર તૂટી પડયો, અને બીજી બાજુ ગોવેન લાન્તેનાક ઉપર તૂટી પડયો. દોલમાં જ બ્રિટનીનાં આ બે માથાં સામસામાં અફળાશે. અત્યારે તો ખરાખરીનો જંગ જામ્યો હશે.'

'અહીંથી દોલ પહોંચતાં કેટલી વાર થાય ?'

'તોપખાનું ઢસડી જવું હોય તો ફોજને ત્રણ કલાક તો લાગે જ.'

કાન દઇને સાંભળતો હોય તેમ મુસાફર બોલ્યોઃ 'મને તો તોપના અવાજ સંભળાય છે.'

વીશીવાળાએ કાન માંડયાઃ 'હા, નાગરિક, બંધૂકોની તડાફડી પણ સંભળાય છે. તમે અહીં જ રાતવાસો કરો. ત્યાં જવામાં કાંઈ માલ નથી.'

'મારાથી રોકાવાય તેમ નથી. મારે જવું જ જોઇએ.'

'તમે ભૂલ કરો છો. તમારે શું કામ છે તે હું જાણતો નથી, પણ તમે બહુ મોટું જોખમ વહોરી રહ્યા છો. એટલે, દુનિયામાં તમને સૌથી વહાલું એવું કાંઇક—'

'હા, એ જ એમાં સંડોવાયેલું છે,' ઘોડેસ્વારે કહ્યું.

'તમારો દીકરો તો—'

'હા, લગભગ એવું જ,' ઘોડેસ્વાર બોલ્યો.

વીશીવાળાએ માથું ઊંચું કરીને જોયું, અને પછી પોતાની

જાતને કહ્યું : 'હજીય મને તો આ નાગરિક કોઈ ધર્મગુરૂ જેવો લાગે છે.' પછી થોડો વિચાર કરીને, 'એમાં શું, ધર્મગુરૂને ય છોકરાં હોય એ તો !'

'ઘોડાનું ચોકડું ચડાવી દેજો,' મુસાફરે કહ્યું અને ઘોડાની ચંદીના પૈસા ચુકવ્યા.

બકડિયું અને બાલદી ભીંત પાસે મૂકી આવીને વીશીવાળો બોલ્યો: 'તમારે જવું જ છે તો પછી મારી આટલી સલાહ માનજો. તમારે આગળ જ જવું છે તો પછી દોલમાં થઈને ન જશો. અહીંથી બે રસ્તા ફંટાય છે: એક છે દોલનો રસ્તો અને બીજો દોલની એક બાજુથી તરીને આગળ જાય છે. આ શેરીને છેડેથી જ એ બે રસ્તા જુદા પડે છે. ડાબો મારગ દોલનો અને જમણો દરિયા બાજુનો. સાંભળો નાગરિક, તમે દોલને રસ્તે જશો તો નાહક કતલમાં આવી જશો. માટે જ કહું છું કે ડાબે નહિ પણ જમણે મારગે જજો.'

'ભલે,' મુસાફર બોલ્યો.

એણે ઘોડાને એડી મારી. અંધકાર હવે સંપૂર્ણ બન્યો હતો. ઘેરાતી રાતમાં એણે ઘોડો મારી મૂકયો. આંખના પલકારામાં એ વીશીવાળાની નજર વટાવી ગયો.

એ શેરીની છેડે પહોંચ્યો ત્યારે મુસાફરે બે મારગ જુદા પડતા જોયા અને દૂરદૂરથી વીશીવાળાના સાદના પડઘા એને સંભળાયા: 'જમણે મારગે જજો !'

એ ડાબે રસ્તે વળ્યો.

પ્રકરણ પચીસમું

# દોલમાં દળકટક

દોલ શહેર નથી, શેરી જેવું છે. પુરાણા કાળનો એક મોટો રસ્તો ત્યાં છે. જૂની ઇમારતોની કતાર એને બેય કાંઠે ઊભી છે. રસ્તો ઘણો પહોળો અને વાંકોચૂંકો છે. આ રસ્તામાંથી નહેરની માફક નીકળેલી બીજી સંખ્યાબંધ ગલીઓમાં આખું શહેર સમાઇ જાય છે. શહેરને નથી દરવાજો કે નથી દીવાલ. શહેર દુશ્મનના ઘેરા સામે ટકી શકે તેમ નહોતું, પણ આ મુખ્ય રસ્તો ટક્કર ઝીલે તેવો હતો. દોલની સીમમાં જ દોલનો પહાડ હતો. રસ્તાની લગભગ અધવચ્ચે જૂની મારકીટ હતી.

વીશીવાળાએ સાચું જ કહ્યું હતું. એના મોઢામાંથી એ શબ્દો નીકળતા હતા તે જ સમયે દોલમાં ઘોર સંગ્રામ મચી ગયો હતો. સવારના આવેલા ધોળીઆઓ અને સાંજના એમની ઉપર કટક લઈ આવેલા ભૂરીઆઓ વચ્ચેની લડાઇ શહેર ઉપર ઓચિંતાની આવી પડી હતી. ધોળીઆઓ છ હજાર હતા, ભૂરીઆઓ પંદરસો હતા. એમનું સંખ્યાબળ અસમાન હતું, પણ એમની મક્કમ રોષ-જ્વાલાઓ વચ્ચે સમાનતા હતી. વિચિત્રતા તો એ હતી કે પંદરસોએ છ હજાર ઉપર હુમલો કર્યો હતો.

એક બાજુ ટોળું હતું, બીજી બાજુ હતી દીવાલ જેવી કતાર. એક બાજુ હતા છ હજાર ખેડૂતો: એમનાં ચામડાનાં જાકીટ ઉપર તાવીજો લટકતાં હતાં. એમના ગોળ ટોપા ઉપર સફેદ પટ્ટીનાં ફૂમકાં હતાં. એમનાં બાવડાં ઉપર ધાર્મિક છૂંદણાં હતાં, એમના પટ્ટામાં માળાઓ ભરાવેલી હતી, એમની પાસે તલવારો હતી તેના કરતાં ખંપાળીઓ વધારે હતી, એમની બંધૂકો સંગીન વિનાની હતી, તોપોને રાંઢવે બાંધીને એ ખેંચતા હતા. એમની સાધનસામગ્રી કંગાલ હતી,

એમનામાં શિસ્તનો અભાવ હતો, શસ્ત્રોની અછત હતી; પણ એ ઝનૂને ચઢેલા હતા. એમની સામે હતા પંદરસો સિપાહીઓ: એમણે ત્રિકોણી ટોપીઓ પહેરી હતી, ત્રાંબાની મૂઠવાળી એમની તલવારો હતી, એમની બંધૂકોની ટોચે લાંબાં સંગીનો ચમકતાં હતાં. એ સિપાહીઓ તાલીમબદ્ધ અને કુશળ હતા, શાંત છતાં ખૂનખાર જંગ ખેલી જાણનારા હતા. એ પણ સ્વયંસેવકો હતા એ પણ ચીંથરેહાલ અને ઉઘાડે પગે હતાં, પણ પોતાના દેશને ખાતર એ સ્વયંસેવકો બનેલા હતા. રાજાપક્ષ અને ક્રાંતિપક્ષ, બન્નેનો આત્મા એમના આગેવાનોમાં હતો; રાજાપક્ષવાળાનો આગેવાન વૃદ્ધ હતો: પ્રજાસત્તાક-વાળાઓનો યુવાન હતો; એક બાજુ લાન્તેનાક, સામી બાજુ ગોવેન.

વિપ્લવને કારણે જે આદર્શવાદી યુવાનો આગળ આવ્યા તેમાંનો એક ગોવેન હતો. ત્રીસ વર્ષની એની કાયામાં અસીમ તાકાત ભરી હતી; પયગમ્બર જેવી એની આંખો હતી; બાળકના જેવું સદા મરકતું એનું મુખડું હતું. તમાકુ કે દારૂને એ અડતો નહિ. આખા યુદ્ધ દરમિયાન એણે પોતાની સાથે એક નાજુક પેટી રાખી હતી એની અંદરનાં સાધનો વડે એ પોતાના નખ, દાંત અને કાળા સુંવાળા વાળની માવજત કરતો. રોજે પડાવ નાખ્યો હોય ત્યારે એ પોતે જ એના લશ્કરી કોટમાંથી ધૂળ ઝાપટતો. ઝપાઝપીમાં એ હમેશા મોખરે રહેતો છતાં કદી જખમી બન્યો નહોતો. એનો મધુર કંઠ સેનાપતિ માટે જરૂરી એવો સત્તાવાહી સૂર પણ કાઢી શકતો. વા, વરસાદ કે બરફ વચ્ચે પણ પોતાનો દેહ જામામાં લપેટીને અને પોતાના અમીરી મસ્તકને પત્થરનું ઓશીકું કરાવીને એ જમીન ઉપર જ સૂતો અને પોતાની નીચેના સૈનિકો માટે દાખલો બેસારતો. એનો અંતરાત્મા શૂરવીર અને નિર્દોષ હતો. એ હાથમાં તલવાર લેતો ત્યારે એનામાં કોઈ દૈવી શક્તિ પ્રવેશી હોય તેવું લાગતું. યુદ્ધમાં રણચંડી પણું ધારણ કરી લે એવું એક જાતનું સોહામણું નારીત્વ એના ચહેરા ઉપર શોભતું હતું.

એ બધા ઉપરાંત એ વિચારક હતો અને ફિલસૂફ હતો—કોઈ જુવાન અવધૂત હતો.

ફ્રેંચ ક્રાંતિના પ્રચંડ ઘડતરમાં આ યુવાન ઝડપભેર આગેવાનપદે પહોંચી ગયો હતો. એની હાથ નીચેની ફોજની રચના એણે પોતે જ કરી હતી અને એને એક સંપૂર્ણ સેનાનું સ્વરૂપ આપ્યું હતું. એની ફોજમાં પાયદળ હતું અને ઘોડેસ્વારો પણ હતા. તે ઉપરાંત એની પાસે ત્રણ તોપો હતી.

લાન્તેનાક પણ નખશીખ યોદ્ધો હતો. એનામાં સાવચેતી હતી અને નિર્ભયતા પણ હતી. જુવાનોના કરતાં વૃદ્ધ યોદ્ધાઓનો નિર્ધાર વધુ ઠંડો, વધુ અફર હોય છે કારણ કે જીવનપ્રભાતની ઉષ્માથી એ ઘણા દૂર પડયા હોય છે; એમનામાં સાહસ વધારે હોય છે કારણ કે એ મૃત્યુની સમીપ હોય છે. એમને ગુમાવવાનું શું હોય છે? લગભગ કાંઈ જ નહિ. એને કારણે જ લાન્તેનાકની હીલચાલમાં નિર્ભયતા અને હુશિયારીનું મિશ્રણ હતું. પણ વૃદ્ધ અને જુવાન વચ્ચેના આ હાથોહાથના અને ઝનૂની સંગ્રામમાં લગભગ દરેક પ્રસંગે ગોવેન કાંઈક હાંસલ કરી શકતો. એમાં બીજું કાંઈ નહિ પણ એનું ભાગ્યબળ જ કામ કરી રહ્યું હતું. ખુશકિસ્મત સદા યુવાનને જ વરે છે. વિજયશ્રી પણ એક યુવતી જ છે. લાન્તેનાકને ગોવેન ઉપર બે કારણે બહુ ચીડ ચડતી હતી. એક તો એ કે ગોવેન એની સામે લડતો હતો, અને બીજુ ગોવેન એના જ કુળનો હતો. આ ગોવેન પ્રજાસત્તાકવાદી બની ગયો! એના મનમાં એ શું સમજતો હશે? તોફાની કૂત્તો! એનો પોતાનો વારસ—કારણ કે ઠાકોરને કાંઈ સંતાન નહોતું—'હાય,' કાકો દાંત પીસતો, 'જો મારા હાથમાં આવે તો એને હું કૂતરાને મોતે મારું.'

લાન્તેનાકને કારણે પ્રજાસત્તાક ચિંતાતૂર બન્યું હતું તેમાં કાંઈ ખોટું નહોતું. એણે કિનારે પગ મૂકયો તે પછી જાણે એક ધરતીકંપ

થયો હતો. વાંડીના બંડખોરો વચ્ચે એનું નામ વગડાના દવની માફક ફરી વળ્યું. એ આખા સમૂહનું એ મધ્યબિંદુ બની ગયો. એ જાતના બળવામાં આગેવાનો એકબીજાની ઇર્ષા કરતા હોય અને દરેક પક્ષ એકબીજાનો હરીફ બનતો હોય ત્યારે કોઇ વરિષ્ટ વ્યક્તિનું આગમન એ વેરવિખેર હરીફોને એકત્ર કરતું હોય છે. વનમાંના લગભગ તમામ આગેવાનો લાન્તેનાકને જઇ મળ્યા હતા. દૂર હોય કે નજીક, સહુ એનો બોલ ઉઠાવતા. લાન્તેનાક ખેડૂતનો ઉપયોગ કરતો પણ આધાર તો સૈનિકો ઉપર જ રાખવાનો એનો ઇરાદો હતો. એની વ્યૂહરચનામાં ટોળાંનું અને પલટનોનું નિરનિરાળું સ્થાન હતું. ઓચિંતાના છાપા મારવા માટે, હુમલા કરવા માટે, ઝપાટાબંધ એકત્ર થઇને એટલી જ ઝડપભેર વિખરાઇ જવા માટે આ ગ્રામસેનાઓ ઉપયોગી હતી. પણ એમનામાં નક્કરપણાનું તત્ત્વ ખૂટતું હતું એમ એને લાગ્યા કરતું હતું એ ગ્રામસેના ખોબામાંના પાણી જેવી હતી. જંગલની આ પિશાચી સેના સાથે એને તાલીમબદ્ધ અને કસાયેલા સૈનિકો જોડવા હતા. એની એ યોજના જો બર આવી હોત તો વાંડી અવિજેય બની ગયું હોત.

પણ આવા તાલીમબદ્ધ સૈનિકો કાઢવા કયાંથી? એવા સિપાહીઓની પલટનો કયાં હતી? આવું તૈયાર લશ્કર કયાં શોધવું? ઇંગ્લંડમાં. એટલે જ લાન્તેનાકે અંગ્રેજોને ફ્રાંસને કાંઠે ઉતારવાનો નિશ્ચય કર્યો હતો. એટલે જ દોલને રક્ષણવિહોણું ભાળીને એણે ત્યાં ફાળ ભરી હતી. દોલ જીતે તો દોલનો પહાડ એના હાથમાં પડે, અને પહાડ હાથ આવે તો કિનારા ઉપર એનું વર્ચસ્વ જામે તેમ હતું. દોલની પસંદગી એણે ઘણી સારી કરી હતી.

આ નિર્ણયાત્મક પગલું ભરવા માટે એ પોતાની સાથે છ હજાર ચુનંદા લડવૈયા અને હતી તેટલી બધી તોપો—સોળ રતલી ગોળા વાળી દસ, પાંચ રતલી ગોળાવાળી એક અને ચાર રતલીની એક—લાવ્યો હતો. કેમેય કરીને એ તોપો પહાડની ટોચે ગોઠવાઇ જાય તો પછી

બસ, ફતેહ હાથવેંતમાં આવી પહોંચી હતી. એની પાસે છ હજાર માણસો હતા. દોલની એક બાજુના પ્રદેશમાં ગોવેન અને એના પંદ-રસો સૈનિકો હતા; બીજી દિશામાં લેશેલ્લ નામનો પ્રજાસત્તાકનો બીજો એક સેનાપતિ પચીસ હજારની ફોજ સાથે ફરતો હતો. પણ દોલથી એ પાંત્રીસેક ગાઉ વેગળો હતો. એટલે લાન્તેનાકને સફળતા માટે પૂરો વિશ્વાસ હતો: લેશેલ્લ પાસે મોટી સંખ્યા હતી, પણ એને કાપવાનું અંતર પણ મોટું હતું; ગોવેન નજીક હતો પણ એની પાસે સંખ્યા નાની હતી

આ રીતે લાન્તેનાકે સંપૂર્ણ સલામતીની ખાતરી સાથે દોલમાં પ્રવેશ કર્યો હતો. એનું આગમન અણધાર્યું અને કરડાકીભર્યું હતું. એની કરડાઇની કીર્તિ ચોપાસ પ્રસરી ચૂકી હતી. લોકો જાણતા હતા કે એનામાં દયાનો છાંટો પણ નહોતો. એટલે એની સામે થવાનો પ્રયત્ન સરખો કોઇએ ન કર્યો. ભયભીત પ્રજા ઘરનાં બારણાં બંધ કરીને અંદર બેસી ગઇ. છ હજાર વાંડીવાસીઓના ટોળાંએ શહેરમાં જેમ ફાવે તેમ ધામા નાખ્યા શહેરમાં જાણે કોઈ મેળાની મેદની ફરતી હોય તેવું લાગતું. કોઇના કાંઈ નિશ્ચિત પડાવો નહોતા. જેને જ્યાં ફાવ્યું ત્યાં પડયા; પથરા માંડીને ચૂલા સળગાવ્યા. કોઈ દેવળમાં ગયા અને બંધૂકો બાજુએ મૂકીને એમણે હાથમાં માળા લીધી. કેટલાક તોપચી-ઓને લઇને લાન્તેનાક ઉતાવળે દોલ પહાડની તપાસ કરવા ગયો. પોતાની પાછળ એ ઇમાનસ નામના માણસને કામચલાઉ સેનાપતિ બનાવતો ગયો.

આ ઇમાનસ ઇતિહાસમાં ઝાંખો લીસોટો મૂકતો ગયો છે. દેશ-ભક્તોની કતલ અને પોતાના અવર્ણનીય વિકરાળપણાને કારણે એણે નામના મેળવી હતી. વાંડીમાં જંગલીઓ ઘણા હતા પણ ઇમાનસ તો નરપિશાચ હતો. લડાઈ દરમિયાન એ અઘોર શૌર્ય બતાવતો, લડાઈ બાદ એ અત્યાચારી બનતો. અનેક પ્રકારના સિતમોની ઝીણી-મોટી યોજનાઓ એના મગજમાં ખદબદતી હતી. એનામાં વફાદારી.

હતી અને ગાંડપણ પણ હતું. એના નિર્ધારના રાક્ષસીપણાને કારણે જ એ ભવ્ય લાગતો. કોઈએ ન કલ્પી હોય તેવી હેવાનિયતો એને મન સહજ હતી. એની ભયાનકતા ન વિસરાય તેવી હતી.

એની નિર્દયતામાં લાન્તેનાકના ઠાકોરને સંપૂર્ણ શ્રદ્ધા હતી.

ક્રૂરતામાં ઇમાનસ પારંગત હતો એ સાચું, પણ વ્યૂહરચનામાં એ એટલો કુશળ નહોતો. એટલે એને કામચલાઉ સેનાપતિપદ આપવામાં ઠાકોર કદાચ ભૂલ કરી બેઠા હશે. ઈમાનસ લડવૈયો હતો, પણ એનામાં સિપાહીગીરી નહોતી. શહેરનું રક્ષણ કરવા કરતાં કોઈ ટોળીનાં ગળાં કાપવાની આવડત એનામાં વધારે હતી.

સાંજ પડી. પહાડની ટોચ ઉપર તોપો ગોઠવવાનું સ્થાન નક્કી કરીને લાન્તેનાક દોલ ભણી પાછો ફરતો હતો, ત્યાં એણે એકાએક તોપની ગર્જના સાંભળી. એણે નજર નાખી અને એને શહેરના મુખ્ય માર્ગમાંથી રાતો ધુમાડો ઊડતો દેખાયો. કોઈએ અણધાર્યું આક્રમણ કર્યું હતું, શહેરમાં જંગ જામ્યો હતો.

લાન્તેનાકને કદી કોઈ આશ્ચર્યચકિત કરી શક્યું નહોતું, પણ આ વખતે એ દિઙ્મૂઢ બની ગયો. આવા કોઈ બનાવની કલ્પના પણ એણે કરેલી નહોતી કોણ આવ્યું હશે? ગોવેન તો ન જ હોય એ દેખીતું હતું. પોતાનાથી ચારગણી સંખ્યાવાળી ફોજ ઉપર કોઈ હુમલો ન જ કરે. ત્યારે લેશેલ્લ? પણ આટલી લાંબી મજલ એ કાપી શકે ખરો? લેશેલ્લ—અસંભવિત. ગોવેન—અશક્ય.

લાન્તેનાકે ઘોડાં મારી મૂક્યાં. આગળ જતાં એને ભાગતાં લોકોનો ભેટો થયો. એણે એમને કારણ પૂછ્યું. પણ એ તો ભયથી ભાન ગુમાવી બેઠાં હતાં. એટલી ચીસો એ પાડતાં ગયાં કેઃ 'ભૂરીઆ! ભૂરીઆઓ!' જ્યારે લાન્તેનાક આવી પહોંચ્યો ત્યારે પરિસ્થિતિ બગડી ચૂકી હતી.

વાત આમ બની હતી—

પ્રકરણ છવ્વીસમું

# ખેડૂતો અને સિપાહીઓ

હમણાં જ આપણે જોયું તેમ શહેરમાં આવતાંની સાથે જ ખેડૂતો જેને જ્યાં ફાવે ત્યાં વિખરાવા માંડેલા. રસ્તા વચ્ચેથી પોતાનો સરસામાન અને તોપો ખસેડીને જૂની મારકીટના મોટા છાપરા નીચે એમણે ધકેલેલાં. એ થાકેલા હતા. એમણે ખાધું, પીણાં પીધાં, માળા ફેરવી અને મુખ્ય રસ્તા ઉપર એમણે જ્યાં ત્યાં લંબાવ્યું. રસ્તાનું રક્ષણ કરવાને બદલે એ એની ઉપર બોજારૂપ થઈ પડયા.

રાત પડી ન પડી ત્યાં તો ઘણાખરાએ ઘોરવા માંડયું. ઘણાએ બગલથેલાનાં ઓશીકાં કર્યાં હતાં. કેટલાકનાં પડખાંમાં એમની સ્ત્રીઓ હતી. ખેડુ-સ્ત્રીઓ ઘણીવાર પોતાના પતિની સાથે જતી અને એમાંની ભરાવદાર બાંધાવાળી સ્ત્રીઓ જાસૂસનું કામ કરતી. ઉનાળાની સાંજ હતી. ભૂરા આકાશમાં નક્ષત્રો ચમકતાં હતાં. લશ્કરી છાવણી કરતાં કોઈ વણઝારના મુકામને વધુ મળતો આવતો આખો પડાવ આરામથી પડયો હતો. એકાએક, જેની આંખ હજી મિંચાઈ નહોતી તેમણે, સંધ્યાનાં ભૂખરાં અંધારાં વચ્ચેથી, રસ્તાને નાકે ત્રણ તોપો મંડાયેલી જોઈ.

એ ગોવેનની તોપો હતી. નાકાના ચોકીદારોને ઓચિંતાના મહાત કરીને એ શહેરમાં પ્રવેશી ચૂકયો હતો. એની ફોજે રસ્તાનું નાકું પકડી લીધું હતું.

એક ખેડૂત ચમકીને ઊભો થઈ ગયો; એણે રાડ પાડી: 'કોણ છે ઈ?' અને બંધૂકનો ભડાકો કર્યો. જવાબમાં તોપનો એક ગોળો વિંઝાયો. અને પછી ગોળીઓના મેઘ તૂટી પડયા. ઊંઘણશીઓનું આખું ટોળું સફાળું બેઠું થઈ ગયું. આકાશના તારાની નીચે સૂવું અને ગોળીઓના

વરસાદ વચ્ચે જાગવું એ આંચકો જેવો તેવો નહોતો. શરૂઆતની પળો તો ભયંકર હતી. ભયભીત બનીને દિશાના ભાન વગર આમથી તેમ અથડાતા ટોળા જેટલું કરૂણાભર્યું બીજું કાંઇ જ નથી. હથિયારો માટે એ ફાંફાં મારવા લાગ્યા, એ ચીસો પાડતા પાડતા દોડયા; કેટલાક ભોંય પડયા. અણચિંતવ્યા આક્રમણનો ભોગ બનેલા ખેડૂતોને શું કરવું ને શું નહિ તેનું ભાન ન રહ્યું અને આંધળા બનીને એ એકબીજાને ગોળીએ દેવા માડયા. ગામના લોકો થરથર કાંપતા ઘરની અંદરથી બહાર અને બહારથી અંદર દોડવા માંડયા અને કેટલાક તો આ કોલાહલ વચ્ચે દીવાનાની માફક ભટકવા લાગ્યા. કુટુંબીજનો એકબીજાનાનામની કિકિયારીઓ પાડતા હતા. આ ઘોર સંગ્રામમાં સ્ત્રીઓ અને બાળકો પણ સપડાયાં હતાં. માથા ઉપર થઇને સુસવાટા કરતા જતા તોપગોળાઓ અંધારામાં તેજના લીસોટા પાડતા હતા. ચોપાસ ધુમાડા ને શોરબકોર સિવાય બીજું કાંઈ રહ્યું નહોતું. સરસામાનની ગાડીઓ અને તોપનાં ગાડાં સહુના પગમાં અટવાતાં તેથી તો વળી ગોટાળામાં વધારો થયો. ઘોડાં ખીલેથી છૂટવા મથતાં હતાં. જખમીઓ પગ નીચે કચડાતાં હતાં. જમીન ઉપર નિરાધાર બનીને પડેલા એ બિચારા દુર્ભાગીઓની ચીસોથી વાતાવરણ છવાઇ ગયું હતું. ભયાનકતા અને આશ્ચર્યચકિતપણું સર્વત્ર વ્યાપેલાં હતાં. સિપાહીઓ અને અફસરો એકબીજાની ખોજ કરતા હતા. આ બધાની વચ્ચે, નિજના કર્તવ્યને કારણે આ ભયાનકતા પ્રત્યે બેદરકાર બનેલાં માનવી દેખાતાં હતાં. એક ભાંગેલી દીવાલના ટૂકડા ઉપર બેઠીબેઠી એક સુવાવડી બાઇ પોતાના બાળકને ધવરાવતી હતી; એ ભીંતને અઢેલીને એનો પગભાંગલો ધણી ઊભો હતો. એના ઘામાંથી લોહી ચાલ્યું જતું હતું અને એ મૂંગો મુંગો પોતાની બંધૂક ભર્યે જતો હતો અને અંધારામાં નાકની દાંડી પધોર ભડાકા કર્યે જતો હતો. જમીન ઉપર લાંબા થઈ ને પડેલા માણસો ગાડાંના પૈડાં વચ્ચે થઇને ગોળીબાર કરતા

હતા. કોઈ કોઈ વાર આ ભયાનક શોરબકોર સંભળાતો, વળી પાછું તોપોની મહાગર્જનાઓમાં બીજું બધું ડૂબી જતું.

જંગલનાં વૃક્ષો જાણે કે કપાઈ કપાઈને એકબીજા ઉપર પડતાં હતાં. ગોવેનનાં શસ્ત્રો મોત વરસાવતાં હતાં. એની ખુવારી નજીવી હતી.

ખેડૂતો અંધાધુંધીમાં અટવાઈ ગયા હતા પણ હિંમત હાર્યા નહોતા. થોડીવાર પછી એમણે પોતાના રક્ષણનું કામ બરાબર હાથ ધર્યું. મારકીટના લાંબા- પહોળા મકાનની અંદર એ પ્રવેશ્યા. મારકીટના ઊંચા છાપરાને ટેકવતા અનેક થાંભલાઓએ એ મકાનને જંગલ જેવો દેખાવ આપ્યો હતો. ત્યાંથી એમણે ટક્કર ઝીલવા માંડી. જંગલ જેવી કોઈ પણ વસ્તુ એમનામાં આત્મવિશ્વાસ પ્રગટાવી શકતી. ઈમાનસ લાન્તેનાકની ખોટ પૂરવા માટે પોતાથી બનતા તમામ પ્રયાસો કરતો હતો. એમની પાસે તોપો તો હતી, પણ એનો ઉપયોગ થતો નહોતો તેથી ગોવેનને અત્યંત આશ્ચર્ય થયું. એનું કારણ એ હતું કે મુખ્ય તોપચીઓ લાન્તેનાકની સાથે દોલના પહાડનું નિરીક્ષણ કરવા ગયા હતા, અને ખેડૂતોને એવી યાંત્રિક તોપો ચલાવતાં આવડતું નહોતું. તે છતાં ભૂરીઆઓના ગોળાઓનો જવાબ એ બંધૂકો વડે આપી રહ્યા હતા. હવે એમને ઓથ મળી ગઇ હતી. મારકીટમાંની રેંકડીઓ, ઉકરડા--ગાડીઓ, મારકીટનાં પીપડાં વગેરે ભેગાં કરીને એમણે જેવોતેવો મોરચો બાંધ્યો અને એની વચ્ચે વચ્ચે રાખેલાં બાકોરામાંથી બંધૂકની નાળ્યો તાકવા માંડી. એ નાળ્યોમાંથી વછૂટેલી ગોળીઓ દુશ્મનનો આકરો ભોગ લેવા માંડી. બહુ થોડીવારમાં આખી ગોઠવણી થઇ ગઈ. પા કલાકમાં તો મારકીટ અભેદ્ય દુર્ગ સમી બની ગઈ.

ગોવેનને માટે વિમાસણ ઊભી થઇ. આમ એકાએક ગઢ જેવી બની ગયેલી આ મારકીટનો એને ખ્યાલ જ નહોતો આવ્યો. હવે એની અંદર ખેડૂતો સંગઠિત અને મજબુત બનીને ઊભા હતા.

ગોવેનનો છાપો સફળ થયો હતો પણ હવે એ બાજી ગુમાવી બેસે એવી બીતિ ઊભી થઇ હતી. પેગડામાંથી એ ઊતર્યો. એકીટશે અંધકારને નીરખતો એ ટટ્ટાર ઊભો રહ્યો. એના હાથમાં તલવાર હતી. એની તોપોને અજવાળતી એક બત્તીનું તેજ એની ઉપર પડતું હતું.

એની પડછંદ કાયા ઉપર પડતા એ પ્રકાશે સામેના મોરચા પાછળના માનવીઓની નજર એની ઉપર ઠેરાવી. એમનું એ નિશાન બન્યો—પણ ગોવેનને એનો ખ્યાલ નહોતો.

મોરચાની પાછળથી આવતી ગોળીઓ એની આસપાસથી સૂસવતી જતી હતી. પણ એ તો વિચારોમાં લીન બની ગયો હતો.

સામે ગમે તેટલી બંધૂકો હોય તો પણ એ પોતાની તોપો એમની ઉપર માંડી શકે તેમ હતો. અને આખર જતાં તો જેની પાસે તોપો હોય એની જ જીત થાય છે. એટલે એની તોપો એને એના પક્ષના ચઢિયાતા બળ વિશે નિશ્ચિંત બનાવી રહી હતી.

એકાએક, મારકીટના અંધકારમાંથી વીજળીનો ચમકારો વિંઝાયો. મેઘગર્જના સમો ગડગડાટ સંભળાયો, અને ગોવેનના માથા ઉપરની ઇમારતમાં એક ગોળાએ ગાબડું પાડયું. ગોવેનની તોપોને મોરચા પાછળથી પણ એની જ ભાષામાં ઉત્તર અપાઇ રહ્યો હતો. થયું શું ? કાંઇક નવીન બન્યું હોવું જોઇએ. તોપો હવે એક પક્ષનો ઇજારો મટી ચૂકી હતી.

પહેલાની પછવાડે જ બીજો ગોળો સૂસવતો આવ્યો અને ગોવેનની પાછળની દીવાલમાં ખૂતી ગયો. ત્રીજાએ એનો ટોપો ઉડાડી મૂકયો.

આ ગોળા સોળ રતલી હતા. મોટી તોપોનાં જડબાંમાંથી એ વછૂટેલા હતા.

'એ લોકો તમારી ઉપર નિશાન લઇ રહ્યા છે, સેનાપતિ !' તોપચીઓ બોલી ઊઠયા.

એમણે બત્તી બુઝાવી નાખી. તરંગમાં ડૂબેલા ગોવેને ધૂળમાંથી પોતાનો ટોપો ઉપાડી લીધો.

ગોવેનની ઉપર નિશાન લેનાર હતો લાન્તેનાક. મોરચાની બીજી બાજુ પર ઠાકોર હજી હમણાં જ આવી પહોંચ્યો હતો.

ઇમાનસ કિતારબો ઉતાવળો એને મળવા ગયેલો.

'મારા માલિક, આપણી ઉપર છાપો પડયો છે.'

'કોનો ?'

'કાંઇ ખબર પડતી નથી.'

'તો પછી આપણે પીછેહઠ શરૂ કરવી જોઇએ.'

'એ શરૂ થઈ પણ ગઇ છે. ઘણા ભાગી છૂટયા છે.'

'આપણે ભાગવું ન જોઇએ. આપણે કૂચ કરતાં કરતાં પાછા ફરવું જોઇએ. અને આ તોપો કેમ વપરાતી નથી ?'

'માણસો બહાવરા બની ગયા હતા. વળી અફસરો પણ અહીં મોજૂદ નહોતા.'

'ચાલો, હવે તો હું આવી પહોંચ્યો છું.'

'માલિક, બને તેટલા સામાન સાથે સ્ત્રીઓ અને તમામ બિન-જરૂરી વસ્તુઓને મેં રવાના કરાવી દીધી છે. પણ પેલા ત્રણ નાના કેદીઓનું શું કરવાનું છે ?'

'હા, પેલાં છોકરાંને ?'

'હા.'

'એને તો આપણે બાન પકડયાં છે. એમને તુરગ્યુને કિલ્લે પહોંચાડી દેજો.'

આટલું બોલીને ઠાકોર મોરચા ભણી ધસ્યો. આગેવાનના આગમનથી વસ્તુસ્થિતિ પલટાઈ ગઈ. મોરચાની વચ્ચે તોપો રાખવા માટે કાંઇ સગવડ નહોતી. તાબડતોબ બાકોરાં પાડી પાડીને ઠાકોરે સોળ રતલી ગોળા ફેંકતી થોડીક તોપો એમાં ગોઠવાવી દીધી. એક તોપ ઉપર લળીને એના બાકોરામાંથી એ દુશ્મનની તોપો નિહાળતો હતો, ત્યાં એની નજર ગોવેન ઉપર પડી.

'આ તો એ જ છે!' ઠાકોર બોલી ઊઠ્યો.

અને એણે પોતાને હાથે જ તોપમાં ગોળો અને દારૂ ઠાંસ્યાં, નિશાન લીધું અને દાગી.

ત્રણ વાર એણે ગોવેન ઉપર નિશાન લીધું પણ ચૂકી ગયો, ત્રીજી વાર એના ટોપાને ઊડાડી મૂકી શક્યો.

'બેવકૂફ!' લાન્તેનાક ગણગણ્યો; 'જરાક નીચું નિશાન લીધું હોત તો એનું ડોકું ઊડી પડયું હોત.'

એકાએક સામેની બત્તી બુઝાઈ ગઈ, અને એના સન્મુખ માત્ર અંધારૂં જ રહ્યું.

'એમ તો એમ,' એ બોલ્યો. પછી ખેડુ-તોપચીઓ તરફ ફરીને એણે કહ્યું; 'હવે એમને બરાબ દેખાડી આપો.'

સામે પક્ષે ગોવેન પણ ઓછો મક્કમ નહોતો. પરિસ્થિતિની ગંભીરતા વધતી જતી હતી. આ યુદ્ધનો એક નવો તબક્કો શરૂ થયો હતો. મોરચાની પાછળથી તોપો વપરાવા માંડી હતી. એ હવે રક્ષણાત્મક મટીને આક્રમક સ્વરૂપ ધારણ નહિ કરે એવી કોને ખબર હતી? મરેલા અને ભાગી છૂટેલાઓને બાદ કર્યા પછી પણ એની સામેના લડવૈયાની સંખ્યા પાંચ હજારની રહેતી હતી અને એની પોતાની પાસે લડી શકે એવા માત્ર બારસો સિપાહીઓ રહ્યા હતા. પ્રજાસત્તાકવાદીઓની સંખ્યા આટલી ઓછી છે એની દુશ્મનને જાણ થઇ જાય તો

એમના શા હાલ થાય ? એકબીજાના પાઠ બદલાઇ રહ્યા હતા. અત્યાર સુધી એ શિકારી હતો, હવે એને શિકાર બનવાનો વારો આવ્યો હતો. મોરચાવાળાઓ જો એક સામટો ધસારો કરે તો ખેલ ખતમ થઈ જાય તેમ હતું,

ત્યારે કરવું શું ? મોરચા ઉપર સન્મુખેથી હલ્લો કરવાનો વિચાર પણ થઇ શકે તેમ નહોતો; બારસો માણસો પાંચ હજારને હઠાવી શકે નહિ. એમની ઉપર ધસારો કરવો એ અશકય હતું, થોભવવામાં જાનનું જોખમ હતું. કાંઇક ફેંસલો લવાવો જોઈએ. પણ કઇ રીતે ?

ગોવેન એ પ્રદેશનો જ રહેવાસી હતો, ગામનો એ ભોમિયો હતો; વાંડીવાસીઓએ જેમાં આશરો લીધો હતો તે મારકીટના મકાનની પાછળ સાંકડી અને વાંકીચૂંકી ગલીકુંચીઓની એક ભૂલભૂલામણી હતી તે એ જાણતો હતો.

એના નાયબ તરફ એ ફર્યો.

'કેપ્ટન,' એણે કહ્યું, 'હું તમને નેતૃત્વ સોંપતો જાઉં છું. તમારાથી બને તેટલી ઝડપે તોપમારો ચલાવજો, મોરચા ઉપર ગોળાઓ વરસાવ્યે જજો, સામાવાળાને જરાકે નવરા ન પડવા દેજો,'

'હું સમજી ગયો,' નાયબે કહ્યું.

'આપણી આખી ફોજને ભરી બંધૂકે અહીં એકત્ર કરજો અને તૂટી પડવા માટે તૈયાર રાખજો.'

તે પછી એણે નાયબના કાનમાં થોડા શબ્દો ઉમેર્યા.

'સમજી ગયો,' નાયબ બોલ્યો.

ગોવેને તે પછી પૂછ્યું: 'આપણા બધા નગારચીઓ સાજા છે ?'

'હા.'

'આપણી પાસે નવ છે. તેમાંથી બે રાખો અને સાત મને આપો.'

સાત તોપચીઓ મૂંગા મૂંગા ગોવેનની સામે ખડા થયા.

પછી એણે સાદ પાડયોઃ 'લાલ ટોપીની પલટન !'

ફોજના સમૂહમાંથી બાર સિપાહીઓ આગળ આવ્યા. એમાંનો એક નાયક હતો.

'હું આખી પલટનની માગણી કરું છું,' ગોવેને કહ્યું.

'આ રહી પલટન,,' નાયક બોલ્યો.

'તમે બાર જ જણ છો ?'

'બાર જ બાકી રહ્યા છીએ.'

'બહુ સારું.' ગોવેને કહ્યું.

આ નાયક એ જ પેલો ભલો સિપાહી રાદુબ કે જેણે જંગલમાં મળેલાં ત્રણ બાળકોને આખી પલટનને નામે દત્તક લીધાં હતાં.

કંઠાળના ગામમાં એમના ઉપર હલ્લો થયો તેમાંથી આટલા બચી ગયા હતા.

નજીકમાં જ ઘોડાં માટેના ઘાસની એક ગાડી ઊભી હતી. ગોવેને એની સામે આંગળી ચીંધી.

'નાયક, તમારા માણસોને કહો કે ઘાસને દોરડાની જેમ વાળી વાળીને એમની બંદૂકો ફરતું વીંટી લ્યે. એટલે એ અથડાય તોય અવાજ ન થાય.'

એક પળ વીતી; અંધારામાં એ ફરમાનનો મૂંગો મૂંગો અમલ થઇ ગયો.

'થઈ ગયું,' નાયક બોલ્યો.

'સૈનિકો, તમારા જોડા કાઢી નાખો,' ગોવેને હુકમ આપ્યો.

'અમારે જોડા છે જ નહિ.' નાયકે કહ્યું.

નગારચીઓ સહિત એ ઓગણીસ જણ હતા; વીસમો ગોવેન.

એણે સાદ કર્યોઃ 'મારી પાછળ પાછળ ચાલ્યા આવો ! એક-કતારે ! મારી પાછળ પહેલાં નગારચીઓ અને એમની પાછળ પલટન. નાયક, તમે પલટનને દોરતા રહેજો.'

આખી કતારને મોખરે રહીને એ ચાલી નીકળ્યો. બેઉ પક્ષોનો તોપમારો ચાલુ હતો ત્યારે પડછાયાની માફક સરકતા સરકતા આ વીસ માનવીઓએ નિર્જન શેરીઓમાં ડૂબકી મારી. આખું ગામ નિષ્પ્રાણ બની ગયું હતું. શહેરીઓ પોતપોતાના ભંડકિયામાં લપાઇ ગયાં હતાં. દરેકદરેક દરવાજો ભીડેલો હતો, દરેક સાંકળ વાસેલી હતી, એક દીવો પણ કયાંય દેખાતો નહોતો.

આ શાંતિ વચ્ચે મુખ્ય રસ્તાનો નાદ ગાજતો હતો. તોપમારો ચાલુ હતો. પ્રજાસત્તાકની અને રાજાપક્ષની તોપો પોતાની આગ એટલા જ ઝનૂનપૂર્વક ઠાલવ્યે જતી હતી.

વીસેક મિનિટની આવી કૂચ પછી, અંધારામાં પણ ભૂલ કર્યા વિના સાચી દિશા પકડી રાખનાર ગોવેન એક ગલીને છેડે પહોંચ્યો. એ છેડો મુખ્ય રસ્તા ઉપર—પણ મારકીટવાળા મકાનની બીજી બાજુએ પડતો હતો.

અહીં પરિસ્થિતિ જુદી હતી. મોરચા બાંધનારાઓના શાશ્વત ગેરડહાપણને પરિણામે અહીં કોઇ વિઘ્ન ઊભું નહોતું મારકીટ ખુલ્લી હતી. પ્રવેશદ્વાર મોકળું હતું. એના થાંભલાઓ વચ્ચે કેટલીક સરંજામ-ગાડીઓ રવાના થવા માટે તૈયાર થઇને ઊભી હતી. ગોવેન અને એના ઓગણીસ સિપાહીઓની સન્મુખ પાંચ હજાર વાંડીવાસીઓ હતા, પણ એમની છાતીને બદલે પીઠ એમની સામે હતી.

ગોવેને નાયકને હળવા સાદે કાંઇક કહ્યું. સૈનિકોએ બંધૂકો ફરતું વીંટેલું ઘાસ કાઢી નાખ્યું, અને બારેય જણ હારબંધ ઊભા રહી ગયા. નગારાં ઉપર દાંડીઓ તોળેલી રાખીને નગારચીઓ ખડા થઇ ગયા. તોપમારો ચાલુ જ હતો. એકાએક, બે ભડાકા વચ્ચેની શાંત પળો આવી, અને પોતાની તલવાર હવામાં વીંઝતાં ગોવેને ત્રાડ પાડી—એનો અવાજ એ શાંતિ વચ્ચે રણશીંગા જેવો ગૂંજી ઊઠયો: 'જમણી બાજુએથી બસો, ડાબી બાજુએથી બસો; બીજા બધા મધ્યમાં !'

બાર બધૂકોએ ગર્જના કરી, સાત નગારાં ગાજી ઊઠયાં.

ગોવેને ભૂરીઆઓનો ઘોર યુદ્ધનાદ ગજવ્યો : 'ખુલ્લી સંગીનો ! તૂટી પડો !'

એની અદ્‌ભુત અસર થઇ.

આખા ખેડુ–સમૂહને પીઠ પાછળથી અણધારી આફત ઊતરી પડી હોય તેવું લાગ્યું. એમણે એમ માન્યું કે પછીતે નવી એક ફોજ આવીને ઊભી છે. એ જ વખતે, નગારાંનો અવાજ સાંભળીને રસ્તાને બીજે નાકે ઊભેલા નાયબે ગોવેનની ફોજને લઇને આગળ ધપવા માંડયું. એમણે પણ પોતાનાં નગારાં બજાવ્યાં અને મોરચા ભણી દોટ મૂકી. ખેડૂતો બેવડી અગ્નિવર્ષામાં રહેંસાઇ રહ્યા હતા. ભાગાભાગને કારણે રજનું ગજ થવા માંડયું: પિસ્તોલનો ભડાકો તોપના ધડાકા જેવો લાગ્યો. થરથર ધ્રૂજતા માણસની કલ્પનાને દરેક અવાજ એ હોય તેથી અનેકગણો મોટો ભાસે છે: કૂતરો ભસતો હોય તો એમાં એને સિંહની ગર્જના સંભળાય છે. વળી, સૂકા ઘાસને દવ લાગે એટલી ઝડપથી ખેડૂતને બીક લાગી જાય છે. અને ઘાસનું સળગતું છજું મોટી આગમાં પલટાઈ જાય એટલા વેગથી ભયભીત ખેડૂતો ભાગવા માંડે છે. અવર્ણનીય ભાગાભાગ થઇ પડી.

થોડી પળોમાં જ મારકીટનું મકાન ખાલી થઇ ગયું. ભયભીત ગામડિયાઓ ચારે દિશામાં નાસી રહ્યા હતા. અફસરો કાંઇ કરી શકે તેમ નહોતા. બે–ત્રણ ભાગેડુઓને ઇમાનસે અમસ્તા અમસ્તા મારી નાખ્યા. 'ભાગો ! ભાગી છૂટો !' એવા સાદ સિવાય બીજું કાંઇ સંભળાતું નહોતું. ચાળણીમાંથી પાણી વહ્યું જાય તેમ મારકીટમાંથી એ સેના નીકળી ગઇ; વંટોળિયામાં તણાઇ ગયેલા વાદળની ગતિથી એ ગ્રામપ્રદેશમાં વિખરાઈ ગઈ.

લાન્તેનાક આ નાસભાગ જોઈ રહ્યો. એણે પોતાને હાથે જ તોપોમાં ખીલા ધરબી દીધા અને પછી સૌથી છેવાડે, ધીમે, મક્કમ પગલે એ ત્યાંથી ખસ્યો. એ ગણગણતો હતો: 'નક્કી, આ ખેડૂતો કામ નહિ આવે. અંગ્રેજો વિના છુટકો નથી.'

પ્રકરણ સત્તાવીસમું

# ' બીજી વાર ! '

ફતેહ સંપૂર્ણ હતી.

લાલ ટોપીની પલટન તરફ ફરીને ગોવેન બોલ્યો, ' તમે બાર છો, પણ હજારને પૂરા પડો તેમ છો.'

પોતાના આગેવાનની પ્રશંસા એ જ એ કાળનો શ્રેષ્ઠ ચંદ્રક ગણાતો.

ગોવેનના માણસોએ ભાગતા દુશ્મનનો પીછો પકડયો અને શહેર બહારથી પણ અનેકને કેદ પકડયા. મશાલો સળગાવીને આખા શહેરમાં શોધખોળ ચલાવવામાં આવી. ન ભાગી શકેલા તમામ શરણે થઇ ગયા. મુખ્ય રસ્તો મરેલાં અને જખમીઓથી છવાયેલો હતો. સામનાનાં જડમૂળ ઉખેડી નાખવા માટે અહીંતહીં હજીય ટકી રહેલી ઝનૂની ટૂકડીઓને ઘેરી લેવામાં આવી. પછી એમણે પણ હથિયાર હેઠાં મૂકયાં.

આ ભાગાભાગ વચ્ચે એક નિડર માનવી ગોવેનની નજરે ચડયો હતો. એ કદાવર હતો અને ચપળ હતો. બીજાઓ નાસતા તેમનું એ રક્ષણ કરતો, પણ પોતે ભાગતો નહોતો. આ ખેડૂતે એની બંધૂકનો એટલો બધો જુસ્સાભર્યો ઉપયોગ કર્યો હતો—નાળ્ય ગોળી' છોડવામાં અને કૂંદો ફટકારવામાં—કે એ ભાંગી ગઇ હતી. હવે એણે એક હાથમાં પિસ્તોલ અને બીજા હાથમાં તલવાર ધરી હતી. એની નજીક જવાની કોઇની દેન નહોતી. એકાએક ગોવેને એને દોડીને એક થાંભલાની આડશ લેતાં જોયો. એને હમણાં જ એક જખમ થયો હતો. પણ તલવાર અને પિસ્તોલ ઉપરથી એની મૂઠીઓ હજી પોચી નહોતી પડી. ગોવેન પોતાની તલવારને બગલમાં દબાવીને એની પાસે ગયો.

'શરણે થા,' એણે કહ્યું.

પેલો માણસ એની સામે તાકીતાકીને જોઇ રહ્યો. જખમનું લોહી એનાં લૂગડાંમાં થઇને વહેતું હતું અને એના પગ પાસે ખાબોચિયું બનાવતું હતું.

'તું મારો કેદી છે,' ગોવેને ઉમેર્યું.

માણસ મૂંગો જ રહ્યો.

'તારું નામ શું ?'

માણસે જવાબ દીધો : 'લોકો મને નાચનારો કહે છે.'

'તું ઘણો બહાદુર છો,' ગોવેને કહ્યું, અને એણે હાથ લંબાવ્યો.

માણસે રાડ નાખી: 'મહારાજનો જય હો !'

એની રહીસહી શકિત એકત્ર કરીને એણે બેઉ હાથ એકી સાથે ઊંચા કર્યા, ગોવેનની છાતી સામે તાકીને એણે પિસ્તોલનો ભડાકો કર્યો, એના મસ્તક ઉપર તલવાર વીંઝી.

વાઘની ચપળતાથી એણે આ પગલું ભર્યું, પણ બીજું કોઇક ત્યાં એનાથી ય વધુ ચપળ નીવડયું હતું. એ હતો એક ઘોડેસ્વાર. કોઇની નજરે ચઢયા વિના થોડી મિનિટો પર જ એ ત્યાં આવી પહોંચ્યો હતો. ખેડૂતને પોતાની પિસ્તોલ અને તલવાર ઉઠાવતો જોઇને એ ઘોડેસ્વાર એની અને ગોવેનની વચ્ચે ધસ્યો હતો. એ આડો ન પડયો હોત તો ગોવેન ખલ્લાસ થઈ ગયો હોત. પિસ્તોલની ગોળી ઘોડાને વાગી; તલવારનો પ્રહાર સવાર ઉપર પડયો; અને એ બન્ને હેઠા પડયા. એક ચીસ પાડતાં જેટલી વાર લાગે એટલી જ વારમાં આ બધું બની ગયું.

બીજી બાજુ ખેડૂત પણ રસ્તાની પગથી ઉપર ઢળી પડયો.

તલવાર બરાબર સવારના મોઢા ઉપર પડી હતી. રસ્તા ઉપર એ બેહોશ બનીને પડયો હતો. ઘોડાના પ્રાણ નીકળી ગયા હતા.

ગોવેન આગળ આવ્યો. 'આ માણસ કોણ છે?' એણે પૂછ્યું. એણે એનું નિરીક્ષણ કર્યું. લોહીની છોળોમાં એ માણસ ડૂબી ગયો હતો, એનું મોઢું એક રાતા બૂરખામાં ઢંકાઈ ગયું હતું. એનો ચહેરો ઓળખી શકાય તેમ નહોતો, પણ એના શ્વેત વાળ જોઈ શકાતા હતા.

'આ માણસે મારી જિંદગી બચાવી છે,' ગોવેને કહ્યું. 'અહીં કોઈ એને ઓળખે છે?'

'સેનાપતિ,' એક સૈનિક બોલ્યો, 'થોડી વાર પહેલાં જ એણે શહેરમાં પ્રવેશ કરેલો. મેં એને પેરિસની દિશામાંથી આવતો જોયેલો.'

લશ્કરી તબીબ પોતાનાં ઓજારોની પેટી લઈને દોડાદોડ આવ્યા. ઘવાયેલો માણસ હજી શુદ્ધિમાં આવ્યો નહોતો. તબીબે એને તપાસ્યો અને કહ્યું, 'સામાન્ય જખમ છે. કાંઈ વાંધો નહિ આવે. થોડાક ટાંકા લેવા પડશે. આઠ દિવસમાં તો એ હરતોફરતો થઈ જશે. પણ તલવારનો ઘા ફાંકડો થયો છે!'

જખમીના દેહ ઉપર જામો હતો, ત્રિરંગી કમરબંધ હતો, પિસ્તોલો હતી, અને એક તલવાર હતી. તાજું પાણી મગાવીને તબીબે જખમ ધોઈ ને સાફ કર્યો. ધીમે ધીમે એનો ચહેરો સ્પષ્ટ બનતો ગયો. ગોવેન ધ્યાનપૂર્વક એની સામે જોઈ રહ્યો હતો.

'એના ખીસામાં કાંઈ કાગળિયાં છે કે નહિ?' એણે પૂછ્યું.

તબીબે એ અજાણ્યા માણસનાં ખીસાં ઉપર હાથ મૂકી જોયો, અને એમાંથી એક નોંધપોથી કાઢીને ગોવેનના હાથમાં મૂકી.

જખમી માણસ ઉપર ઠંડા પાણીની અસર થઈ રહી હતી. એ હોશમાં આવી રહ્યો હતો. એનાં પોપચાં જરાક હલ્યાં.

ગોવેન નોંધપોથીનાં પાનાં ઉથલાવતો હતો. એમાંથી ચોવડી ઘડી કરેલો એક કાગળ એના હાથમાં આવ્યો. એ ઉઘાડીને એણે

વાંચ્યું : ' પ્રજાકીય સલામતી સમિતિ : નાગરિક સિમુરદેન.'

એ ચીસ પાડી ઊઠયો : ' સિમુરદેન !'

એ સાંભળીને જખમી માણસે આંખો ઉઘાડી. ગોવેન તો જાણે ગાંડો બની ગયો.

' સિમુરદેન ! તમે ! આ બીજી વાર તમે મારો જાન બચાવ્યો !'

સિમુરદેને એની સામે જોયું. એનું રુધિરભીનું મુખ અવર્ણનીય આનંદે પ્રકાશી ઊઠયું.

ગોવેન એની પાસે ઘુંટણીએ પડી ગયો અને બોલ્યો, ' મારા ગુરૂદેવ !'

' તારો પિતા !' સિમુરદેન બોલ્યો.

*

પ્રકરણ અઠ્ઠાવીસમું

## અપશુકન

ઘણાં વર્ષોથી એ બે મળ્યા નહોતા. પણ એમનાં હૃદય કદી જુદાં પડયાં નહોતાં. આગલી સાંજે જ જાણે છૂટા પડયા હોય તેમ એમણે એકબીજાને ઓળખી કાઢયા. શહેરના એક મકાનના મોટા ખંડમાં જખમીઓને રાખવામાં આવ્યા હતા. એની બાજુના એક ઓરડામાં સિમુરદેનનો ખાટલો ઢાળવામાં આવ્યો. તબીબે એના જખમને ટાંકા લઇ સીવી લીધો. સિમુરદેન નિરાંતે ઊંઘી શકે તે માટે એણે એને એકલો મૂકવાની સૂચના આપી. તે ઉપરાંત, ગોવેનને વિજેતા તરીકેની હજાર ફરજો બજાવવાની હતી, એટલે એ ગયો. સિમુરદેન એકલો પડયો, પણ એને ઊંઘ ન આવી. અંદરખાનેથી બે પ્રકારના વલવલાટ એને સતાવી રહ્યા હતાઃ એક એના જખમનો, અને બીજો એના હર્ષનો.

એ ઊંઘમાં નહોતો, અને છતાં પોતે જાગતો હોય તેવું એને ન લાગ્યું. શું ખરેખર એનું સ્વપ્ન સિદ્ધ થયું હતું? પોતે આવું સુખ કદીય અનુભવી શકશે એવું માનવું સિમુરદેને ઘણા કાળથી છોડી દીધું હતું, અને છતાં એ સુખ એની સામે જ ઊભું હતું. એનો ગોવેન એને ફરી સાંપડયો હતો. છોકરા જેવડો હતો ત્યારે એ એનાથી છૂટો પડયો હતો; અને આજે પુરૂષ બનીને એ પાછો ફર્યો હતો. એણે મહત્તા, તાકાત અને નિર્ભયતા પ્રાપ્ત કરી હતી. વાંડીના વનમાં ગોવેન જ પ્રજાસત્તાકનો સાચો આધાર હતો, અને પ્રજાસત્તાકને આ આધારસ્થંભ એણે, સિમુરદેને જ, આપ્યો હતો. આ વિજેતા એનો શિષ્ય હતો. એના જુવાન ચહેરા ઉપર ઝળહળતો

પ્રકાશ એનું સર્જન હતો—એનું પોતાનું, સિમુરદેનનું જ. એનો શિષ્ય એના આત્માનું સંતાન—મહાવીર બન્યો હતો, અને થોડા જ વખતમાં કીર્તિવાન બનવાનો હતો. ને એનો પોતાનો આત્મા જાણે કે દિવ્ય સ્વરૂપે એની સન્મુખ ઊભો હોય એવું સિમુરદેનને લાગ્યું.

આ તરંગોએ અને જખમને કારણે પેદા થયેલી અનિદ્રાએ મળીને સિમુરદેનને કોઇ અજબ ઘેનમાં નાખ્યો. એક ભવ્ય યૌવનનું ભાવિ એની નજર સમક્ષ આલેખાઇ રહ્યું હતું. એ ભાવિનો આકાર ઘડવાની એનામાં સંપૂર્ણ શક્તિ હતી એ ખ્યાલથી એના હર્ષમાં ઘણો વધારો થયો. હમણાં જ સાંપડેલી ફતેહ જેવી બીજી ફત્તેહ હાંસલ થાય તો સિમુરદેન એક જ હરફ ઉચ્ચારીને પ્રજાસત્તાક પાસેથી ગોવેનને એક આખી સેના સોંપાવી શકે તેમ હતો. આશ્ચર્યજનક ફતેહ માણસને જેટલો આંજી નાખે છે તેટલું અને બીજું કાંઇ આંજી શકતું નથી. એ જમાનો એવો હતો કે દરેક માણસના દિલમાં કોઇક ને કોઇક લશ્કરી આકાંક્ષા હતી, દરેક માણસ કોઇકને ને કોઇકને સેનાધિપતિ બનાવવા માગતો હતો. ડાન્ટન એ સ્થાને એકને મૂકવા માગતો હતો, મેરેટ બીજાને, ત્રીજો ત્રીજાને; રોબેસપિયર વળી એ બધાને બાજુએ મૂકવા માગતો હતો. તો પછી ગોવેન શા માટે નહિ? સિમુરદેને પોતાની જાતને જ પૂછયું; અને એ તરંગે ચડયો. એની સન્મુખ દરેક જાતની શકયતાઓ પડી હતી. એક ધારણા ઉપરથી એ બીજી ઉપર કૂદવા માંડયો અને તમામ વિઘ્નો અદૃશ્ય થઇ ગયાં. એ સીડી જ એવી છે કે એકવાર માણસ એની ઉપર પગ મૂકે પછી કયાંય અટકતો નથી. એનું ચઢાણ અનંત છે; માણસ ધરતી ઉપરથી ચઢ● માંડે છે અને એ તારાની સમીપ જઇ પહોંચે છે. સેનાપતિ તો માત્ર સેનાને દોરે છે. પણ આગેવાની તો સાથે સાથે આદર્શોને પણ દોરે છે. ગોવેન આદર્શોનો આગેવાન બને એવું સિમુરદેનનું સ્વપ્ન હતું. તરંગોના વેગને કોઇ સીમા હોતી નથી; એટલે સિમુરદેનની નજર સામે જ જાણે ગોવેન વહાણે ચઢીને અંગ્રેજોને

ડંકો કાઢતો દેખાયો, રૂહાઇન નદી ઉપરના ઓતરાદા રાજાઓને મહાત કરતો, પીરનીઝની પર્વતમાળા ઉપરથી સ્પેઈનને પાછું હઠાવતો, આલ્પ્સના શિખરો ઉપરથી રોમને જગાડતો દેખાયો.

સિમુરદેનની આંખ સામે ગોવેનનું એક ચિત્ર ખડું થયું: અંધકારના દૈત્યોને એ પગ નીચે કચડી રહ્યો હતો; પ્રકાશનું બખ્તર એણે પહેર્યું હતું, અને લલાટે ધૂમકેતુનું તેજ હતું; ઇન્સાફ, સત્ય અને પ્રગતિની પાંખે ચડીને એ ઊડતો હતો; એના હાથમાં સમશેર હતી. જાણે કોઇ ફિરસ્તો—અને સાથેસાથે વિધ્વંસક પણ ખરો!

આવા દિવાસ્વપ્નની પરાકાષ્ટાએ એ પહોંચ્યો ત્યારે અધબીડયા બારણા વાટે બાજુના વિશાળ ઇસ્પિતાલ-ખંડમાંથી આવતો વાર્તાલાપ એને કાને પડ્યો. એણે ગોવેનનો અવાજ ઓળખ્યો. વિયોગનાં આટલાં વર્ષો દરમિયાન પણ એ અવાજ એના કાનમાં ગૂંજતો રહેલો. એને પ્યારા પેલા બાલિશ સાદમાં જે રણકાર હતો તે જ હજી આ પુરુષના અવાજમાં હતો. એણે કાન માંડયા. સૈનિકોના તાલબદ્ધ કદમનો અવાજ સંભળાયો. આવનારાઓમાંથી એકે કહ્યું :-

'સેનાપતિ, આ એ જ શખ્સ કે જેણે તમારી ઉપર ગોળી ચલાવેલી. કોઈનું ધ્યાન નહોતું ત્યારે એ ઘસડાતો ઘસડાતો એક સ્થળે જઈ સંતાઇ ગયેલો. ત્યાંથી એ પકડાયો છે. આ રહ્યો એ.'

તે પછી ગોવેન અને એ કેદી વચ્ચેનો આ સંવાદ સિમુરદેને સાંભળ્યો—

'તું ઘવાયો છે કે ?'

'તમે મને ગોળીએ દઇ શકો એટલો સાજો તો હું છું.'

'એને પથારીએ સુવડાવો. એના જખમને મલમપટ્ટા કરો, એની માવજત કરો; એને સાજો કરો.'

'મારે મરવું છે.'

'ના, તારે જીવવાનું છે. રાજાને નામે તેં મને મારવાનો પ્રયાસ કર્યો. પ્રજાસત્તાકને નામે હું તારી પર રહેમ બતાવું છું.'

સિમુરદેનના લલાટ પર જાણે કોઈ ઓછાયો પડી ગયો. જાણે ઝબકીને જાગી ગયો હોય તેવો એ લાગતો હતો. કોઈ અપશુકન થયાં હોય તેમ એનું મોઢું વીલું પડી ગયું. એ ગણગણ્યો—

'ત્યારે તો એ પણ દયા બતાવનારાઓમાંનો એક છે !'

પ્રકરણ ઓગણત્રીસમું

# કાળજાનો જખમ

જખમ ઝડપભેર રુઝાય છે. પણ બીજા એક માનવીનો જખમ સિમુરદેનના કરતાં પણ ઊંડો હતો. એ હતી પેલી બાઈ, જેને લાન્તેનાકે ગોળીએ દેવરાવી હતી, અને જેને પેલા ભિખારાએ લોહીના ખાબોચિયામાંથી ઉપાડી લીધી હતી.

ભિખારાએ ધારેલું તે કરતાં મિશેલ્લની હાલત વધુ ગંભીર હતી. એની છાતી ઉપરના ઘા જેવો જ બીજો ઘા એના ખભાના હાડકા ઉપર થયો હતો. બે ગોળીઓ એના દેહમાંથી પસાર થઇ હતી, પણ ફેફસાંને એ સ્પર્શી નહોતી તેથી બાઈ બચે તેમ હતી. ભિખારાને એના ગામના ખેડૂતો થોડો થોડો દાક્તર, હાડવૈદ અને જાદુગર સમજતા હતા. ઘાયલ બાઇને એ પોતાના જંગલવાસમાં લઈ ગયો, દરિયાઈ વેલાની પથારી ઉપર એને સૂવરાવી અને જંગલી ઔષધિઓથી એની માવજત કરવા માંડી. એને પ્રતાપે બાઈ બચી ગઈ.

એનું હાડકું સરખું બંધાઇ ગયું તે પછી છાતી અને ખભાના ઘા પણ પુરાવા લાગ્યા થોડાં અઠવાડિયાં પછી એને વળતાં પાણી થયાં. એક દિવસ તો એ ભિખારાને ટેકે ટેકે ગુફાની બહાર પણ નીકળી. ભિખારાએ આનંદથી સ્મિત કર્યું. એ બોલ્યો : 'હવે તો ઘા સાવ રુઝાઇ ગયા !'

બાઈ મૂંગી રહી. એનું મૌન જાણે કહેતું હતું કે, 'હૃદયનો ઘા હજી નથી રુઝાયો.' પછી, ભિખારાએ પળાવેલું કેટલાય દિવસનું મૌન તોડીને અહર્નિશ જે એક જ વિચાર એને આવ્યા કરતો હતો તેને એણે વાચા આપી : 'ત્યારે એ ક્યાં ગયાં એની તમને ખબર નથી ?'

'કોણ?' ભિખારાએ પૂછ્યું.

'મારાં છોકરાં.'

ઘણી ય વાર તાવમાં ને તાવમાં એ લવતી, અને એનાં બાળકોને સાદ કરતી, પણ આ બુઢ્ઢાએ એને કદી કાંઈ જવાબ દીધેલો નહિ.

સાચી વાત તો એ હતી કે એને શું કહેવું તેની ભિખારાને સૂઝ પડતી નહોતી. જનેતાને એમ કહેવું કે એનાં બાળુડાં ખોવાઈ ગયાં છે, એ સહેલું નથી. વળી, એને ખબર પણ શી હતી? કશી જ નહિ. એ તો એટલું જ જાણતો હતો કે એક માતાને ગોળીએ દેવામાં આવી હતી, પોતે એને ભોંય પરથી ઉઠાવી ત્યારે એ અડધું મડું બની ગઈ હતી, એ અર્ધમડાને ત્રણ બાળકો હતાં, અને બાઈને ગોળીએ દેવરાવ્યા બાદ લાન્તેનાક છોકરાંને ઉઠાવી ગયો હતો. એ છોકરાંનું શું થયું હશે? એ જીવતાં હશે કે કેમ? એ એટલું જાણી શક્યો હતો કે એ ત્રણમાંથી બે છોકરા હતા અને એક ધાવણી છોકરી હતી. બસ, એથી વિશેષ કાંઈ નહિ. ગામલોકોને એ સવાલો પૂછતો તેના જવાબમાં એ ડોકાં ધુણાવતાં. લાન્તેનાકનો ડાકોર એવો માણસ હતો કે સ્વેચ્છાએ કોઈ એને વિશે વાત પણ ન કરે.

ઉપરાંત, લોકો ભિખારીને પાગલ ગણતાં. એ એકાંતમાં વસતો અને લોકો પણ એનાથી દૂર જ રહેતાં. કોઈ એને કાંઈ પૂછતું નહિ, અને, એ જો પૂછવા આવે તો, એને ઝાઝા જવાબ દેતું નહિ. એટલે એ કાંઈ વધુ માહિતી મેળવી શક્યો નહોતો. વળી લડાઈ પણ ક્યાંક બીજી દિશામાં વળી ગઈ હતી. લશ્કરો ક્યાંક આઘે આઘે લડવા જતાં રહ્યાં. લાન્તેનાક ક્ષિતિજ ઉપરથી અદૃશ્ય બન્યો હતો.

'મારાં છોકરાં' : બાઈના મોઢામાંથી એ બે શબ્દો નીકળ્યા અને ભિખારાનું સ્મિત ઊડી ગયું. બાઈ વળી પાછી પોતાના વિચારોમાં લીન બની ગઈ. થોડી વારે, એકાએક, ભિખારા તરફ ફરીને

એણે ફરી ચીસ પાડી: 'મારાં છૈયાં !'

ભિખારાનું માથું કોઈ અપરાધીની માફક નીચું ઢળ્યું. એ લાન્તેનાકના ઠાકોરના વિચાર કરતો હતો. જોકે ઠાકોરને તો એના વિચાર નહિ જ આવતા હોય, અને કદાચ ભિખારાની હયાતીનો પણ એને ખ્યાલ નહિ રહ્યો હોય. મનમાં ને મનમાં એ એનો ખુલાસો કરતો હતો: 'ઉમરાવ જ્યારે જોખમમાં આવી પડે ત્યારે તને પિછાને છે. પણ એમાંથી બહાર નીકળી ગયા પછી એ તને ઓળખતો પણ નથી.'

અને એણે પોતાની જાતને સવાલ પૂછયો: 'પણ, તો પછી, શા માટે મેં આ ઉમરાવને બચાવ્યો ?' અને પોતાના સવાલનો પોતે જ જવાબ દેતો : 'કારણ કે ત્યારે એ નર્યો માનવી હતો.' તે પછી થોડી વાર સુધી એમ વિચારોમાં ડૂબેલો રહ્યો અને ફરી મનસા બોલ્યો : 'એની ય તને ખાતરી ખરી છે ખરી કે ?'

ફરી એના મોઢામાંથી એનાં આકરાં વેણ સરી પડયાં : 'મને આવી ખબર હોત—!'

વળી એ વિચારે ચઢયો. સારું કામ પણ કદીક બૂરું બની જાય છે. જે વરુને બચાવે છે તે ઘેટાંને હણે છે. ગીધડાંની પાંખો સમારી દેનાર એના નહોર માટે પણ જવાબદાર બને છે. પોતે સાચે જ અપરાધી હોય એવું એને લાગ્યું. માતાનો રોષ એને વાજબી લાગ્યો. અને છતાં પોતે એને બચાવી શકયો હતો એ વાતમાંથી એણે ઠાકોરને બચાવ્યાનું આશ્વાસન મેળવ્યું.

પણ એનાં છૈયાં ?

માતા પણ વિચાર કરતી હતી. ઉંડાણમાં ઘોર અંધારાં ભરેલી એની આંખો ભિખારા સામે મંડાયેલી હતી.

'ના, ના એમ નહિ ચાલે,' એ બોલી ઊઠી.

'હં–હં–હં–હં !' ભિખારાએ હોઠ ઉપર આંગળી મૂકતાં કહ્યું.

બાઈ આગળ વધી: 'તમે મને બચાવી એ જ ખોટું કર્યું. હવે મને તમારી ઉપર કાળ ચડે છે. હું મરું એ જ વધારે સારું છે. મર્યા પછી તો મારાં બાળુડાં મને નક્કી દેખાશે, એ કયાં છે તેની મને ખબર પડશે. એ મને નહિ દેખે, પણ હું એમની પડખે ને પડખે જ હઈશ. હું ભૂત બનીને એમનાં રખવાળાં કરીશ.'

ભિખારાએ એનું કાંડુ પકડયું, નાડ તપાસી.

'શાંત થા બાઈ, તને પાછો તાવ ચડવા માંડયો છે.'

બાઈએ આકરી બનીને પૂછયું: 'મને હવે અહીંથી કયારે જવા દેવી છે?'

'જો તું ગાંડપણ નહિ છોડ તો કદી નહિ. અને જો ડાહી બનીશ તો કાલે જ.'

'ડાહી કેવી રીતે બનું?'

'ભગવાનમાં શ્રદ્ધા રાખીને.'

'ભગવાન! પણ મારા છોકરાંને એણે શું કર્યું?'

એનું મગજ ભમતું હતું. એનો અવાજ મધુર બન્યો.

'મારાથી આમ ઠરીને બેસી કેમ રહેવાય!' એણે ભિખારાને કહ્યું. 'તમારે છોકરાં નથી, અને મારે છે. બસ ફેર એટલો જ છે. જે ચીજ એક માણસ પાસે નથી તેની એને શી ખબર પડે? તમારે તો કોઈ દી' કાંઈ છોકરાં નહોતાં ને?'

'ના,' ભિખારાએ કહ્યું.

'અને મારે–મારે મારાં છોકરાં સિવાય બીજું કાંઈ નહોતું. છોકરાં ન હોય તો, મારામાં છે શું? મારાં છોકરાં મારી પાસે કેમ નથી, એ તો મને કોઈ કહો! બધું બને છે એ હું જોઉં છું, પણ કાંઇ સમજાતી નથી. મારા ધણીને એમણે મારી નાખ્યો, મને

ગોળીએ દીધી—એ બધું બન્યું, પણ મને કાંઈ સમજ પડતી નથી.'

'જો,' ભિખારો બોલ્યો. 'વળી પાછો તને તાવ ભરાયો છે. હવે કાંઈ બોલીશ મા.'

બાઇએ એની સામે જોયું અને પછી એ મૂંગી બની ગઇ.

તે દિવસથી એ બોલતી બંધ થઇ ગઇ. ભિખારાના ફરમાનનું એણે અક્ષરશઃ પાલન કર્યું. કલાકોના કલાકો સુધી એ પથ્થરના પૂતળા જેવી બેસી રહેતી. તરંગોમાં એ મગ્ન રહેતી અને મૌન પાળતી. અકથ્ય વેદનાઓથી ઘેરાયેલા નિર્દોષ આત્માને માટે મૌન એ સૌથી મોટો આશરો બને છે.

બીજી બાજુ, ભિખારો પણ કાંઇ બોલતો નહિ. આવી વેદના સામે વાચા નિરર્થક છે એટલું એ સમજતો હતો. પોતાનું ગાંડપણ છોડી દેવાનું આ માતાને સમજાવવું પણ કઈ રીતે ? માતૃત્વને સમજાવી શકાતું નથી. તેની સાથે દલીલ થઇ શકતી નથી. એને લીધે જ માતા દિવ્ય બને છે. દલીલથી એ પર બની જાય છે માતાના સ્વભાવમાં દિવ્ય પશુપણું સમાયેલું છે. માતા સ્ત્રી મટી જાય છે, એ રાની પશુ બને છે—સિંહણ બને છે. દલીલને એ ગણકારતી નથી. એ આંધળી હોય છે, પણ એના અંધાપા પાછળ કોઇ દૈવી સમજણ હોય છે.

એક દિવસ ભિખારાએ એને કહ્યું, 'કમનસીબે હું બુઢ્ઢો થયો છું અને લાંબું ચાલી શકતો નથી. પા કલાક ન ચાલું ત્યાં મારી શક્તિ ખૂટી જાય છે; મારે થાક ખાવો પડે છે. એમ ન હોત તો હું તારી સાથે આવ્યો હોત. પણ હું નથી આવી શકતો એય એક રીતે સારું જ છે. હું તને કામ આવવાને બદલે ભારરૂપ થઈ પડયો હોત. અહીંના લોકો મને નભાવી લે છે, પણ ભૂરીઆઓને શક છે કે હું ખેડૂતો સાથે છું. અને બિચારા ખેડૂતો મને જાદુગર સમજીને મારાથી અતડા રહે છે.'

બાઈના જવાબ માટે એણે રાહ જોઈ. પણ બાઈએ તો આંખો પણ ઊંચી ન કરી.

એમને એમ દિવસો વીતતા ગયા. બાઈમાં શક્તિ પાછી આવતી ગઈ, એ ફરી તંદુરસ્ત બનતી ગઈ. એક દિવસ એણે શીંગદાણાની કોથળી ભરી અને બીજી સવારે તો પ્રયાણની તૈયારી કરી. એની આંખો દૂર દૂર જંગલના ઊંડાણ ભણી તાકેલી હતી.

એ જોઈને ભિખારાએ પૂછ્યું, 'ક્યાં જાય છે ?'

એણે જવાબ આપ્યો, 'એમને ગોતવા.'

ભિખારાએ એને રોકવાનો પ્રયાસ ન કર્યો.

પ્રકરણ ત્રીસમું

# તલવાર અને કુહાડો

આંતરવિગ્રહનાં ભરતીઓટવાળાં થોડાં અઠવાડિયાંને અંતે ફ્રાંસના એ પ્રદેશની વસતી એક જ વાત કરતી હતી—વિપ્લવને પક્ષે રહીને, પડખોપડખ ઊભાં રહીને યુદ્ધ ખેલનારા બે સદંતર જુદા જ પ્રકારના માનવીઓની.

ખૂનખાર દ્વંદ્વ યુદ્ધ ચાલુ હતું, પણ વાંડીના પગ નીચેથી જમીન સરકતી જતી હતી. દોલ ગામે રાજાપક્ષી છ હજારની સામે પંદરસો દેશભક્તોને બાથ ભિડાવવાની એક જુવાન સેનાપતિએ હિંમત કરી તેને પરિણામે બળવો શમ્યો નહિ તો પણ, ઘણો નબળો પડી ગયો હતો. બળવાખોરો ઘેરાઇ ગયા હતા. તે પછી પણ કેટલાક ભાગ્યશાળી વિજયો પ્રાપ્ત થયા અને એમાંથી નવી જ પરિસ્થિતિ પેદા થઇ.

સંજોગો બદલાઇ ગયા હતા, પણ સાથે સાથે એક અજોડ ગૂંચ ઊભી થઇ હતી.

સમગ્ર વાંડીમાં પ્રજાસત્તાકે સરસાઇ પ્રાપ્ત કરી હતી, એ ખરું; પણ કયા પ્રજાસત્તાકે? વિજયની ઘડી આવી રહી હતી તેમ તેમ બે પ્રકારનાં પ્રજાસત્તાક સ્વરૂપ ધારણ કરી રહ્યાં હતાં—ત્રાસવાળું પ્રજાસત્તાક અને દયાવાળું પ્રજાસત્તાક: એકને પશુબળ વડે જીતવું હતું, બીજાને મૃદુતાથી એ બેમાંથી કોનું ધાર્યું થવાનું હશે? એક સમાધાનકારી અને બીજું હઠીલું: એ બે ય સ્વરૂપોના બે માનવીઓ પ્રતિનિધિ હતા. એ બન્નેને પોતપોતાની ખાસ સત્તા હતી; એક લશ્કરી સેનાપતિ હતો, બીજો નાગરિક પ્રતિનિધિ હતો. એ બેમાંથી કોનું ધાર્યું થવાનું હશે? એમાંના એક પાસે-પ્રતિનિધિ પાસે, મજબૂત પીઠબળ હતું. 'દયા નહિ! રહમ નહિ!'નો પયગામ લઇને એ

પેરિસના સર્વોચ્ચ સત્તાધીશો પાસેથી ચાલ્યો આવતો હતો. પોતાનાં ફરમાનોનું યોગ્ય પાલન કરાવવા માટે એના હાથમાં પ્રજાસત્તાકનો આ ઠરાવ હતો, કે ' બંડખોર આગેવાનને કેદમાંથી છોડી મૂકી તેને નાસવામાં મદદ કરનાર હર કોઈને મોતની સજા કરવી'. પ્રજાકીય સલામતિની સમિતિએ એને સંપૂર્ણ સત્તાઓ સોંપી હતી. એને પ્રતિનિધિ બનાવતા અને એની પ્રત્યે હુકમપાલન દાખવવાનું ફરમાવતા પ્રજાસત્તાકના આદેશપત્ર ઉપર રોબેસપિયર, ડાન્ટન અને મેરેટની સહીઓ હતી. અને બીજા પાસે—સિપાહી પાસે, એક જ તાકાત હતી —દયાની.

એની પાસે માત્ર એનાં બાવડાં હતાં—જે દુશ્મનોને જેર કરતાં; અને એનું હૃદય—જે એમને ક્ષમા આપતું. એ વિજેતા હતો, અને એ માનતો હતો કે પરાજિતોને ક્ષમા દેવાનો એને અધિકાર હતો.

પરિણામે, આ બે માનવીઓ વચ્ચે અથડામણ ઊભી થઈ હતી; છાની પણ ઊંડી. જુદા જુદા વાતાવરણમાં ઊભા ઊભા એ બન્ને બળવાની સામે લડી રહ્યા હતા. પ્રત્યેકના હાથમાં નિરાળું શસ્ત્ર હતું: એકના હાથમાં વિજયનું; બીજાના હાથમાં ત્રાસનું.

અને છતાં આ બે વિરોધીઓ મિત્રો હતા. આટલી ઊંડી લાગણીપૂર્વક દુનિયામાં બીજા કોઈ બે દિલો નહિ મળ્યાં હોય. બેમાંના કરડા પુરુષે દયાળુના જાન બચાવ્યો હતો, અને એમ કરવા જતાં પોતાના ચહેરા ઉપર શત્રુનો ઘા ઝીલ્યો હતો.

આ બે પુરુષોમાંથી એક જીવનનો અને બીજો મૃત્યુનો અવતાર હતો, એક વિનાશનો ને બીજો શાંતિનો. અને છતાં એ બે એકબીજાને ચાહતા હતા. એ પણ એક વિચિત્ર કોયડો હતો.

પણ અહીં એટલું ઉમેરવું જોઈએ કે, આ જોડીમાંથી જે વિકરાળ ગણાતો હતો તે માણસ પણ બંધુભાવનાથી ભરેલો હતો. એ જખમીઓની માવજત કરતો, માંદાની સારવાર કરતો, દિવસ

અને રાત ઇસ્પિતાલોમાં જ રહેતો, ઉઘાડે પગે ચાલ્યાં જતાં છોકરાં જોઇને એનું હૈયું દ્રવી ઊઠતું, પોતાની પાસે એ કાંઇ રાખતો નહિ—બધું ગરીબોને દઈ દેતો. તમામ ઝપાઝપીઓ વખતે એ હાજર રહેતો; એ ફોજને મોખરે ચાલતો અને ઘોર લડાઈની વચ્ચોવચ્ચ જઇ પહોંચતો, એ સશસ્ત્ર હતો (કારણ કે એના કમરબંધમાં તલવાર અને બે પિસ્તોલો હતી), છતાં એ નિઃશસ્ત્ર હતો, કારણ કે કોઇએ એને કદી તલવાર ખેંચતો કે પિસ્તોલને હાથ અડાડતો પણ જોયો નહોતો. એ ઘાવ ઝીલતો પણ સામો પ્રહાર કદી ન કરતો. લોકો વાતો કરતાં કે અગાઉ એ ધર્મગુરૂ હતો.

આ બે માનવીઓમાંનો એક હતો ગોવેન. બીજો હતો સિમુરદેન.

એ બે માનવીઓ વચ્ચે દોસ્તી હતી, પણ એમના સિદ્ધાંતો વચ્ચે દુશ્મનાવટ હતી. આ સંગ્રામ ઝાઝો વખત દબાયેલો રહી શકે તેમ નહોતું. એક સવારે એ ખુલ્લો થઇ ગયો.

સિમુરદેને ગોવેનને કહ્યુઃ 'આપણે શું હાંસલ કરી શકયા છીએ?'

ગોવેને જવાબ દીધોઃ 'એ તો મારા જેટલી જ તમને પણ ખબર છે. લાન્તેનાકની ફોજોને મેં વેરવિખેર કરી નાખી છે. હવે એની પાસે થોડાક જ માણસો રહ્યા છે. તે ઉપરાંત હવે એ ફુજેર્સના જંગલ ભણી ધકેલાઇ ગયો છે. આઠ દિવસમાં તો એ ઘેરાઈ જશે.'

'અને પંદર દિવસમાં?'

'એ કેદ પકડાશે.'

'અને પછી?'

'મારું જાહેરનામું તો તમે વાંચ્યું છે ને?'

'હા. તેનું શું?'

'એને ગોળીએ દેવાશે.'

'વળી દયા બતાવી! એને તો ગિલોટિન પર ગરદન મારવો જોઇએ.'

'હું તો લશ્કરી મોતમાં માનું છું,' ગોવેને કહ્યું.

'અને હું,' સિમુરદેન બોલ્યો; 'હું વિપ્લવી મોતમાં માનનારો છું.' એણે ગોવેનની સામે જોયું અને પછી ઉમેર્યું : 'પેલા દેવળ-માંથી પકડાયેલી સાધ્વીઓને તેં શા માટે છોડી મૂકેલી ?'

'હું સ્ત્રીઓ સામે યુધ્ધે નથી ચડયો એટલા માટે.' ગોવેને કહ્યું.

'એ સ્ત્રીઓ આમજનતાને ધિક્કારે છે. અને ધિક્કારની બાબ-તમાં એક સ્ત્રી દસ પુરુષો કરતાંય વધુ બૂરી છે. વળી પેલા બુઢ્ઢા ઝનૂની પાદરીઓના ટોળાને વિપ્લવી અદાલત સમક્ષ મોકલવાની તેં ના શા માટે પાડી હતી ?'

'હું વૃદ્ધો સામે યુદ્ધે નથી ચડયો.'

'વૃદ્ધ પાદરી જુવાનના કરતાંય ભૂંડા હોય છે. ધોળા વાળ બળવો ફેલાવે ત્યારે એ બળવો વધુ ભયંકર બને છે. લોકોને તો ચામડીની કરચલીઓમાં શ્રદ્ધા હોય છે. ખોટી દયા નહિ જોઇએ, ગોવેન! રાજ-હત્યારાઓ એ જ મુક્તિદાતા છે. ગોવેન, મહારાણી મારી આન્ટવાનેત જેવી સ્ત્રી હોય તો સ્ત્રીઓ સામે પણ યુધ્ધે ચઢવું જોઇએ, પોપ* જેવા વૃદ્ધ માણસો હોય ત્યાં સુધી વૃધ્ધો સામે પણ યુધ્ધે ચઢવું જોઇએ, અને રાજકુમારો હયાત હોય ત્યાં સુધી બાળકો સામે પણ યુધ્ધે ચઢવું જોઇએ, સમજ્યો ?'

'ગુરુદેવ, હું કાંઇ રાજનીતિજ્ઞ નથી.'

'તું જોખમી માણસ ન બનવાની કોશિશ કર. કોસ્સે ઉપરના હલ્લા વખતે પેલો બળવાખોર ત્રેતોન હારી ગયો અને પછી એકલો હાથમાં તલવાર લઇને આપણી આખી કતાર સામે ધસી આવ્યો, ત્યારે તેં શા માટે હુકમ કરેલો કે, "કતાર ખોલી નાખો! એને જવા દો"?'

---

* ખ્રિસ્તીઓના વરિષ્ઠ ધર્મગુરુ.

'કારણ કે એકની ઉપર પંદરસોથી ન તૂટી પડાય.'

'અને પેલા બીજા પ્રસંગે, જખમી અને પેટઘસતા બંડખોર જોસેફને તારા સૈનિકો મારવા જતા હતા ત્યારે તેં "રહેવા દેજો! એની સાથે હું પતાવી લઈશ," એમ કહીને પછી તારી પિસ્તોલ શા માટે હવામાં ફોડી નાખી હતી?'

'કારણ કે ભૂમિ પર પડેલા માણસને મરાય નહિ.'

'એ જ તારી ભૂલ છે. આજે એ બન્ને માણસો બળવાખોરોની નવી નવી ટુકડીઓના નાયક બન્યા છે. એ બેને બચાવીને તેં પ્રજાસત્તાકને બે શત્રુઓ આપ્યા છે.'

'મારો ઈરાદો તો શત્રુ નહિ પણ મિત્રો આપવાનો જ હતો.'

'લાંદીઆનના વિજય પછી કેદ પકડાયેલા ત્રણસો ખેડૂતોને તેં ઠાર કેમ ન માર્યા?'

'કારણ કે રાજાપક્ષના એક સેનાપતિએ પ્રજાસત્તાકના કેદીઓ ઉપર રહેમ બતાવી હતી. અને પ્રજાસત્તાકે પણ રાજાપક્ષના કેદીઓ ઉપર રહેમ બતાવી છે એવું મારે કહેવરાવવું હતું.'

'પણ તો પછી તું લાન્તેનાકને કેદ પકડીશ તો એને પણ જવા દઈશ?'

'ના.'

'કેમ? આ ત્રણસો ખેડૂતો ઉપર રહેમ બતાવી તો પછી એના ઉપર કેમ નહિ?'

'ખેડૂતો તો અજ્ઞાનીઓ છે. પણ લાન્તેનાકને તો, એ પોતે શું કરી રહ્યો છે તેનો પૂરો ખ્યાલ છે.'

'પણ લાન્તેનાક તારો સ્વજન થાય છે.'

'ફ્રાંસ જેટલું નિકટનું સ્વજન મારે બીજું કોઈ નથી.'

'લાન્તેનાક વૃદ્ધ છે.'

'લાન્તેનાક પરદેશી છે. એને ઉમ્મર જેવું કાંઈ નથી. એ અંગ્રે-

'હું તો લશ્કરી મોતમાં માનું છું,' ગોવેને કહ્યું.

'અને હું,' સિમુરદેન બોલ્યો; 'હું વિપ્લવી મોતમાં માનનારો છું.' એણે ગોવેનની સામે જોયું અને પછી ઉમેર્યું : 'પેલા દેવળ-માંથી પકડાયેલી સાધ્વીઓને તેં શા માટે છોડી મૂકેલી ?'

'હું સ્ત્રીઓ સામે યુધ્ધે નથી ચડ્યો એટલા માટે.' ગોવેને કહ્યું.

'એ સ્ત્રીઓ આમજનતાને ધિક્કારે છે. અને ધિક્કારની બાબ-તમાં એક સ્ત્રી દસ પુરૂષો કરતાંય વધુ બૂરી છે. વળી પેલા બુઢ્ઢા ઝનૂની પાદરીઓના ટોળાને વિપ્લવી અદાલત સમક્ષ મોકલવાની તેં ના શા માટે પાડી હતી ?'

'હું વૃદ્ધો સામે યુદ્ધે નથી ચડ્યો.'

'વૃદ્ધ પાદરી જુવાનના કરતાંય ભૂંડો હોય છે. ધોળા વાળ બળવો ફેલાવે ત્યારે એ બળવો વધુ ભયંકર બને છે. લોકોને તો ચામડીની કરચલીઓમાં શ્રદ્ધા હોય છે. ખોટી દયા નહિ જોઇએ, ગોવેન! રાજ-હત્યારાઓ એ જ મુક્તિદાતા છે. ગોવેન, મહારાણી મારી આન્તવાનેત જેવી સ્ત્રી હોય તો સ્ત્રીઓ સામે પણ યુધ્ધે ચઢવું જોઇએ, પોપ * જેવા વૃદ્ધ માણસો હોય ત્યાં સુધી વૃધ્ધો સામે પણ યુધ્ધે ચઢવું જોઇએ, અને રાજકુમારો હયાત હોય ત્યાં સુધી બાળકો સામે પણ યુધ્ધે ચઢવું જોઇએ, સમજ્યો ?'

'ગુરુદેવ, હું કાંઇ રાજનીતિજ્ઞ નથી.'

'તું જોખમી માણસ ન બનવાની કોશિશ કર. કોસ્સે ઉપરના હલ્લા વખતે પેલો બળવાખોર ત્રેતોન હારી ગયો અને પછી એકલો હાથમાં તલવાર લઇને આપણી આખી કતાર સામે ધસી આવ્યો, ત્યારે તેં શા માટે હુકમ કરેલો કે, "કતાર ખોલી નાખો! એને જવા દો"?'

* ખ્રિસ્તીઓના વરિષ્ઠ ધર્મગુરૂ.

'કારણ કે એકની ઉપર પંદરસોથી ન તૂટી પડાય.'

'અને પેલા બીજા પ્રસંગે, જખમી અને પેટઘસતા બંડખોર જોસેફને તારા સૈનિકો મારવા જતા હતા ત્યારે તેં "રહેવા દેજો! એની સાથે હું પતાવી લઈશ," એમ કહીને પછી તારી પિસ્તોલ શા માટે હવામાં ફોડી નાખી હતી?'

'કારણ કે ભૂમિ પર પડેલા માણસને મરાય નહિ.'

'એ જ તારી ભૂલ છે. આજે એ બન્ને માણસો બળવાખોરોની નવી નવી ટુકડીઓના નાયક બન્યા છે. એ બેને બચાવીને તેં પ્રજાસત્તાકને બે શત્રુઓ આપ્યા છે.'

'મારો ઈરાદો તો શત્રુ નહિ પણ મિત્રો આપવાનો જ હતો.'

'લાંદીઆનના વિજય પછી કેદ પકડાયેલા ત્રણસો ખેડૂતોને તેં ઠાર કેમ ન માર્યા?'

'કારણ કે રાજાપક્ષના એક સેનાપતિએ પ્રજાસત્તાકના કેદીઓ ઉપર રહમ બતાવી હતી. અને પ્રજાસત્તાકે પણ રાજાપક્ષના કેદીઓ ઉપર રહમ બતાવી છે એવું મારે કહેવરાવવું હતું.'

'પણ તો પછી તું લાન્તેનાકને કેદ પકડીશ તો એને પણ જવા દઈશ?'

'ના.'

'કેમ? આ ત્રણસો ખેડૂતો ઉપર રહમ બતાવી તો પછી એના ઉપર કેમ નહિ?'

'ખેડૂતો તો અજ્ઞાનીઓ છે. પણ લાન્તેનાકને તો, એ પોતે શું કરી રહ્યો છે તેનો પૂરો ખ્યાલ છે.'

'પણ લાન્તેનાક તારો સ્વજન થાય છે.'

'ફ્રાંસ જેટલું નિકટનું સ્વજન મારે બીજું કોઈ નથી.'

'લાન્તેનાક વૃદ્ધ છે.'

'લાન્તેનાક પરદેશી છે. એને ઉમ્મર જેવું કાંઈ નથી. એ અંગ્રે-

જેને અહીં લાવી રહ્યો છે. લાન્તેનાક એટલે આક્રમણ ! લાન્તેનાક દેશનો દુશ્મન છે. એની અને મારી વચ્ચેનું યુદ્ધ એના કે મારા મૃત્યુ વિના પૂરું નહિ થાય.'

'ગોવેન, તારી આ પ્રતિજ્ઞા બરાબર યાદ રાખજે.'

'મેં શપથ લીધા છે.'

થોડી પળો શાંતિ રહી. બન્નેએ એકબીજા સામે જોયું. પછી ગોવેન બોલ્યો: 'આ '૯૩ની સાલ લોહીભીની બનીને ઇતિહાસમાં યાદ રહી જશે.'

'તું ગાફેલ ન રહેજે, ગોવેન !' સિમુરદેને કહ્યું. 'આ મહાભયાનક સાલની વિશિષ્ટતા એની નિર્દયતા છે. શા માટે ? કારણ કે વિપ્લવનું આ મહાન વર્ષ છે. આપણે જેમાં જીવીએ છીએ તે વર્ષ વિપ્લવના અવતાર સમું છે. જૂની દુનિયા એ જ વિપ્લવની શત્રુ છે. એને માટે વિપ્લવને જરાય દયા નથી—જેમ ગૂમડું એ તબીબનું દુશ્મન હોય છે અને ગૂમડા માટે એને જરાય દયા નથી હોતી. રાજાની રાજાશાહીનો, ઉમરાવોની અમીરાઈનો, સિપાહીઓની સરમુખત્યારીનો, પાદરીઓની અંધશ્રદ્ધા-જાળનો, ન્યાયાધીશની જંગાલિયતનો—ટૂંકામાં દરેક સિતમગારના દરેક સિતમોનો એ નાશ કરવા માગે છે. કયું ગૂમડું ફોડતી વખતે એમાંથી લોહી નથી નીકળતું ? આગ બુઝાવવી હોય ત્યારે અગ્નિ જેટલી જ પ્રચંડ શક્તિથી એનો સામનો નથી કરવો પડતો ? સફળતાની એ જ ચાવી છે. નસ્તર મૂકનાર તબીબ જલ્લાદ જેવો લાગે છે. વિપ્લવનું પણ એવું જ છે. એ કાપ મૂકે છે, પણ જાન બચાવે છે.'

'તબીબ તો શાંત હોય છે,' ગોવેને કહ્યું, 'પણ મારી નજર સામેના માણસો તો ભયાનક છે.'

'વિપ્લવને ઝનૂની માણસોની મદદની જરૂર છે,' સિમુરદેન બોલ્યો. 'થડકતા હાથને એ બાજુએ ફગાવી દેશે. એને તો જે વિકરાળ

છે તેનામાં જ શ્રદ્ધા છે. ડાન્ટન મહાભયાનક છે, રોબેસપિયર નિશ્ચલ છે, મેરેટ રૂદ્ર છે. ગોવેન, ગાફેલ ન રહેજે! આ નામો આપણે માટે મોટી મોટી ફોજ સમાં છે. યુરોપને એ કમ્પાવશે.'

'અને કદાચ ભાવિને પણ,' ગોવેને કહ્યું. જરા અટકીને એણે આગળ ચલાવ્યું, 'સ્વાધીનતા, સમાનતા અને બંધુતા! શાંતિ અને ઐક્યનાં એ સિદ્ધાંતો છે. એને શા માટે ભયજનક સ્વરૂપ આપો છો? આપણે શેને કાજે મથીએ છીએ? આપણે સર્વ પ્રજાઓને એક વિશ્વવ્યાપી પ્રજાસત્તાક નીચે એકત્ર કરવી છે. ધાકથી આપણો કયો અર્થ સરશે? ખેતરના ચાડિયો જેમ પંખીઓને નસાડે છે તેમ માનવીઓને પણ દૂર રાખશે. ભલાઈ હાંસલ કરવા કાજે બુરાઈ ન કરી શકાય. રાજતખ્તોને ઉખેડીને આપણે વધસ્થભો નથી સ્થાપવા. રાજાઓનો નાશ કરો, પણ રાષ્ટ્રોને અમર બનાવો! રાજમુગટોને ઉડાડી મૂકો, પણ મસ્તકોને બચાવી લ્યો. વિપ્લવ ઐક્યમાં છે, બીકમાં નથી. સુંદર આદર્શોની ઉપાસના કઠોર માનવીઓ નહિ કરી શકે. દયા એ મારે મન માનવીની ભાષાનો સૌથી મધુર શબ્દ છે. મારો જાન પ્રથમ જોખમમાં મૂકીને પછી જ હું બીજાનું લોહી વહાવીશ. ઉપરાંત, હું તો માત્ર લડી જાણું છું. એક સૈનિક સિવાય હું બીજું કાંઈ જ નથી. પણ જો હું રહમ ન બતાવી શકું તો વિજયનું મારે મન મૂલ્ય નથી. યુદ્ધમાં આપણે શત્રુના શત્રુ બનીએ, પણ વિજય પછી એમના બંધુ બનીએ.'

'ગાફેલ ન રહેજે!' સિમુરદેને ત્રીજી વાર કહ્યું. 'ગોવેન, મારે મન તું દીકરા કરતાં પણ વધારે છો; ગાફેલ ન રહેજે!'

પછી એણે વિચારપૂર્વક ઉમેર્યું, 'આવા કાળમાં દયા પણ એક પ્રકારનો દેશદ્રોહ બની જાય છે.'

આ બે માનવીની વાતો સાંભળનાર કોઈ ત્રીજું જણ એમ જ માને કે એણે સૈનિકની તલવાર અને જલ્લાદના કુહાડા વચ્ચેનો કોઈ સંવાદ સાંભળ્યો છે.

પ્રકરણ એકત્રીસમું

# આથમણી દિશામાં

તે દરમિયાન જનેતા એનાં બાળુડાંની શોધ કરતી ભટકતી હતી. એ સીધેસીધી ચાલી જતી હતી. એ શેની ઉપર જીવતી? એને પોતાને પણ એની ખબર નહિ હોય. એ દિવસે ચાલતી અને રાતે પણ ચાલતી; એ ભીખ માગતી, વનસ્પતિ ખાતી, ધરતીની પથારી કરતી; ખુલ્લામાં, ઝાડીઓમાં, તારાઓની નીચે, વરસાદમાં અને વાયરામાં એ સુતી.

ગામેગામ અને ખેતરે ખેતરે એ ભમતી. એનો વેશ ચીથરેહાલ હતો. કોઈ એને આવકારતાં, કોઈ પછી હાંકી કાઢતાં.

એ પ્રદેશમાં એને કોઈ ઓળખતું નહોતું. એક એના સિસ્કોઈનાર્ડ ગામ સિવાય બીજા કશાની એને ગમ નહોતી. કોઈ રસ્તો એ જાણતી નહોતી. પોતાને જ પગેરે એ પાછી નીકળતી; એક વાર કાપેલી વાટે એ ફરી આવી ચડતી; વ્યર્થ દોડાદોડ કરતી. કોઈવાર એ રાજમાર્ગ ઉપર ચાલતી, કોઈ વાર ગાડા-કેડે, કોઈવાર કેડીએ. પ્રથમ એના પગમાં પગરખાં હતા, પછી એ અણુવાણા થયા અને અંતે એ લોહીઆળા બન્યા હતા. લડાઈનાં મેદાનો ઉપર થઈને, બંધૂકોની ગોળીઓ નીચે થઈને, કાંઈ સાંભળ્યા વિના, જોયા વિના, કોઈથી ભાગ્યા વિના એના હૈયાંને શોધતી એ ચાલી જતી હતી. ચારેકોર બળવાનું વાતાવરણ હતું. નહોતા સિપાહી, નહોતા અમલદાર, કોઈ જાતના સત્તાધીશો નહોતા. રડયાખડયા વટેમાર્ગુઓનો એને ભેટો થતો.

એમને એ પૂછતી: 'તમે ક્યાંય ત્રણ નાનાં છોકરાં જોયાં છે?'

સાંભળનારાં એની સામે જોઈ રહેતાં.

'બે દીકરા ને એક દીકરી,' એ કહેતી.

અને પછી એ નામ ગણાવતી : 'જાન, આલેન, જ્યોરજેટ. કોઈએ એને જોયાં નથી ?'

વળી એ બબડયે જતી : 'મોટો સાડાચાર વરસનો છે; નાની છોડી વીસ જ મહિનાની છે.'

પછી વળી એ પૂછતી : 'એ કયાં છે ? ખબર છે કોઈને ? મારાં છૈયાં મારી પારોથી કોણ હરી ગયું છે ?'

પણ સાંભળનારાં એની સામે તાકી રહેવા ઉપરાંત બીજું કાંઈ કરી શકતાં નહિ.

કોઈ એની વાત સમજતું નહિ એ જોઈને એ કહેતી : 'મારાં છૈયાં છે, હા ને ! હા, મારાં છે એટલે જ કહું છું.'

એક દિવસ એક ખેડૂતે એની વાત સાંભળી. એ ભલો આદમી કાંઈક વિચારમાં પડી ગયો.

'ઊભાં રહેજે,' એણે કહ્યું. 'ત્રણ છોકરાં ને ?'

'હા.'

'બે દીકરા ?'

'અને એક દીકરી.'

'તું એમને શોધચ્છ ?'

'હા.'

'એક ઉમરાવ ત્રણ નાનાં છોકરાંને ઉપાડી ગયો છે, એવી વાત મેં સાંભળી છે.'

'એ કયાં છે ?' બાઈ ચીસ પાડી ઊઠી. 'કયાં છે ?'

ખેડૂતે જવાબ આપ્યો : 'તુરગ્યુમાં.'

'મારાં છૈયાં મને ત્યાં મળશે ?'

'ઝાઝે ભાગે તો મળશે.'

'ક્યાં કહ્યું તમે ?'

'તુરગ્યુ.'

'તુરગ્યુ એ શું છે ?'

'એક જગ્યાનું નામ છે.'

'ગામ છે, ગઢ છે કે ખેતર છે ?'

'હું થોડો જ ત્યાં ગયેલો છું !'

'દૂર છે ?'

'નજીક તો નથી જ.'

'કઈ દસ્યમાં ?'

'ફૂજેર્સના જંગલની દસ્યે !'

'હું કઈ બાજુ જાઉં ?'

ખેડૂતે આથમણી દિશામાં આંગળી ચીંધીઃ 'સીધેસીધી, સૂરજ આથમે એ દસ્યમાં.'

એણે હાથ નીચો કર્યો ત્યાં તો બાઈ ચાલી નીકળી હતી.

પ્રકરણ બત્રીસમું

# ગોવેન-કુળનો ગઢ

ફુજેર્સના જંગલને કાંઠે તુરગ્યુના ઊંચા ગઢનો આજે તો માત્ર પડછાયો રહ્યો છે પણ ૧૭૯૩માં એ જીવતો જાગતો હતો. ગોવેન કુળના ઉમરાવોનો એ પુરાણો કિલ્લો હતો નવમી સદીમાં એને બાંધવાની શરૂઆત થઇ હતી અને બારમી સદીમાં એ પૂરો બંધાઇ રહ્યો હતો ત્યાર પછી એની ફરતા અનેક દુશ્મનોએ ઘેરા ઘાલ્યા હતા. ચૌદમી સદીની તોપોના પથ્થરના ગોળાથી માંડીને અઢારમી સદીના લોખંડી ગોળા સુધીનાં તમામ પ્રકારનાં લડાયક શસ્ત્રોએ એની જાડી દીવાલો ઉપર પોતપોતાના વિશિષ્ટ ઉઝરડા પાડ્યા હતા. એ દીવાલો ભોંય પાસે પંદર ફૂટ જાડી હતી અને ટોચે બાર ફૂટ. આજે પણ એ પ્રદેશના લોકો વાતો કરે છે કે ગઢના ઉપલા માળની દીવાલમાં છૂપી નાહાબારીઓ હતી. એક કળ દાબતાં જ દીવાલનો જબ્બર મોટો પથ્થર બાજુએ ખસી જતો અને વળી પાછી બીજી કળ દાબતાં એ ભિડાઇ જતો અને દીવાલની કાંકરી ય ન ખસી હોય તેવી એ બની જતી.

ઊંચી એક ભેખડ ઉપર આ ગઢ બાંધેલો હતો. ભેખડના પગ પાસે એક વોંકળો હતો. ચોમાસામાં એ ગાંડોતૂર બનીને ઘૂઘવતો, અને ઉનાળામાં સુકાઈ જતો. વોંકળાને સામે કાંઠે મેદાનો હતાં. ગઢના આદિસર્જકોએ ગઢ અને સામા કાંઠા વચ્ચે માત્ર એક લાકડિયો ઝૂલતો પૂલ રાખ્યો હતો. કૂહાડાનો એક ઘા એને કાપવા માટે બસ હતો. એ સિવાય ગઢમાં પ્રવેશવાનો બીજો કોઇ રસ્તો નહોતો. ગઢ એ રીતે અભેદ્ય હતો. એની પછીતે ફુજેર્સનું ઘોર જંગલ પડ્યું હતું.

પણ પાછળથી ગોવેન વંશના ઉમરાવોએ એ લાકડિયો પૂલ કાઢીને એને સ્થાને પત્થરનો પૂલ બાંધ્યો. વોંકળાના ઊંડાણમાંથી ચણેલી ત્રણ કમાનોવાળો એ પૂલ હતો. અને એ પૂલની ઉપર જ એ જમાનાની રસમ મુજબ એક નાનોશો મિનારો પણ બાંધ્યો હતો. એ મિનારાના નીચલા ભાગમાં સશસ્ત્ર ચોકીઆતો બેસતા. તેની ઉપરના એક માળમાં ગ્રંથાલય હતું, અને તેની ઉપર કોઠાર હતો. મિનારામાં ઉપર અનાજ, નીચે સૈનિકો અને વચ્ચે ગ્રંથો ભર્યા હતા. ગઢ અને મિનારો બન્ને જુદા જુદા કાળની જાહોજલાલીનાં પ્રતીક સમા હતા. ગઢ ભયાનક હતો, મિનારો રોનકદાર હતો.

લશ્કરી દૃષ્ટિએ આ મિનારાવાળો પૂલ ગઢને છેહ દે તેમ હતો. એણે ગઢની શોભા વધારી હતી પણ તાકાત ઘટાડી હતી. હજી ય ગઢ જંગલની દિશામાંથી અભેદ્ય હતો. પણ મેદાનોની બાજુએથી હવે એ નબળો પડયો હતો. વોંકળાને સામે કાંઠેથી આવતો શત્રુ જોતજોતામાં પૂલનો સ્વામી બની જાય તેમ હતું. વળી, ગ્રંથાલય અને કોઠાર ગઢને નહિ પણ એના દુશ્મનને મદદરૂપ થઇ પડે તેવાં હતાં. ગ્રંથાલય અને કોઠાર, બન્નેમાં સળગી ઊઠે તેવા પદાર્થો હોય છે. અગ્નિનો ઉપયોગ કરનાર શત્રુને મન તો પુરાતન કાવ્યગ્રંથો બાળવા અને ઘાસનો પૂળો સળગાવવો એ સરખું હોય છે એ રીતે આ પૂલ એક ભૂલ સમાન હતો. પણ પૂલ બંધાયા તે વખતના ગઢ-માલિકો એટલા શક્તિશાળી હતા કે કોઈ એમને ઘેરો ઘાલવાની હિંમત કરે તે એમની કલ્પના બહારની વાત હતી. અને તેમ છતાંય પૂલના બાંધનારાએ એકાદ બે સાવચેતીભર્યાં પગલાં લીધેલાં હતાં. આગની શકયતા વિચારી રાખીને એમણે મિનારામાં એક લાંબી નિસરણી રાખી હતી. ઉપરાંત શત્રુના હલ્લાનો ખ્યાલ પણ એમણે કરેલો હતો. મિનારાનો બીજો માળ અને ગઢનો બીજો માળ જ્યાં ભેગા થતા હતા ત્યાં ગઢની દીવાલમાં બેઉ બાજુ છ-છ સાત-સાત ફૂટની કમાન કોરી કાઢીને વચમાં લોઢાનું એક બારણું મૂકવામાં આવ્યું હતું. એને

એક મોટી ચાવી વડે બંધ કરીને એ ચાવી એકલા એના માલિકની જાણવાળા ગુપ્ત સ્થળે સંતાડવામાં આવી હતી. આ બારણું એકવાર બંધ થઈ જાય પછી તોપના ગોળાનો પણ સામનો કરી શકે તેમ હતું. ગઢમાં પ્રવેશવા માટે લોઢાના આ બારણામાં થઇને જ જવું પડે તેમ હતું. બીજો કોઈ રસ્તો નહોતો.

ગઢને ભોંયતળીએથી ઉપરને માળ જવા માટે પંદર ફૂટ જાડી દીવાલમાં જ ગોળાકારે પગથિયાં મૂકવામાં આવ્યાં હતાં. મધ્યયુગમાં શત્રુને શહેર જીતવા માટે શેરીએ શેરીએ લડવું પડતું, શેરી માટે ઘેરઘેર જીતવું પડતું, અને ઘર માટે ઓરડે ઓરડે સંગ્રામ કરવો પડતો. આવી જાતના ગઢનો એક પછી એક માળ જિતાતો એ રીતે તુરગ્યુનો ગઢ જીતવો આકરો હતો. એનાં પગથિયાં ગોળાકારે એક માળેથી બીજે માળે જતાં. દરેક માળમાં પ્રવેશવાનું એક નીચું બારણું હતું. એમાંથી વાંકા વળીને પ્રવેશવા જનાર શત્રુનું ડોકું તલવારને એક જ ઝાટકે ધડથી જુદું થઇ પડતું.

એકદંડિયા મહેલ સમા મિનારામાં પ્રવેશવા માટે વોંકળાને સામે કાંઠે કાઇ રસ્તો નહોતો. માત્ર એક લટકતી સીડી ત્યાં રાખવામાં આવી હતી.

મિનારાને બીજે માળે ગ્રંથાલયનો એક જ ઓરડો હતો. પૂલ જેટલો જ એ લાંબો અને પુલ જેટલો પહોળો હતો. એમાં દાખલ થવાનો એકમાત્ર રસ્તો પેલા લોખંડી બારણાનો હતો. ભોંયથી છત સુધી એ ઓરડો સતરમી સદીની ઢબના ચોપડીઓના ચમકદાર કબાટોથી ભરેલો હતો. એની બે બાજુ ત્રણ-ત્રણ બારીઓ હતી. વોંકળાને સામે કાંઠે ઊંચી સપાટીએ આવેલા મેદાન પર ઊભા ઊભા એ બારીઓ વાટે ગ્રંથાલયનો અંદરનો ભાગ જોઈ શકાતો હતો. બારીઓ વચ્ચેના દીવાલના ભાગને અડીને છ પુરાણાં પૂતળાં પડયાં હતાં. ગ્રંથાલયમા જાતજાતનાં પુસ્તકો હતાં. પણ

એમાંના એક ગ્રંથે ઘણી નામના મેળવી હતી. એની ઉપર મોટા અક્ષરે 'સંત બારથોલોમ્યુ' લખેલું હતું. એની નીચે બીજી એક લીટી આ પ્રમાણે હતીઃ 'સંત બારથોલોમ્યું કૃત બાઇબલ'. એ અપ્રાપ્ય ગ્રંથની આ ઘણી મૂલ્યવાન નકલ ગ્રંથાલયની વચ્ચોવચ્ચ એક મેજ ઉપર પડેલી હતી. અઢારમી સદીમાં ઘણા લોકો ખાસ એનાં દર્શન કરવા માટે ત્યાં આવતાં.

કોઠાર પણ ગ્રંથાલયની ઉપર, બરાબર ગ્રંથાલયના માપનો અને છ બારીઓવાળો ઓરડો હતો. એમાં ઘાસ અને કડબ ભરેલાં હતાં.

આવો હતો ગોવેન-કુળનો તુરગ્યુ નામે ગઢ.

પ્રકરણ તેત્રીસમું

# આખરીનામું

જુલાઈ જોતજોતામાં વીતી ગયો; ઑગસ્ટ આવ્યો. ચારેકોર પરિસ્થિતિની વિકટતા વધતી જતી હતી વાંડીના બળવાખોરોને મોટા મોટા વ્યૂહમાં હંફાવવામાં આવ્યા હતા તેથી એમણે નાના નાના અનેક મોરચા ખોલ્યા હતા. આંતરવિગ્રહ હવે એક વિશાળ પટ ઉપર વેરણછેરણ થઈને પડયો હતો. કેટલાંય સ્થળેથી મારી હઠાવાયેલું વાંડીનું સૈન્ય કોઇ કોઇ જગ્યાએ હજી મચક દેતું નહોતું. વળી, અંગ્રેજ ફોજની કેટલીક રેજિમેન્ટ તથા ફ્રેંચ નૌકાદળના સારા સારા અફસરો લઈને ઈંગ્લંડનો કાફલો ખાડીમાં આવીને ઊભો હતો. કિનારે ઉતરાણ કરવા માટે એને લાન્તેનાકના ઠાકોરના એક જ ઇશારાની વાટ હતી. એ ઉતરાણ થાય તો રાજાપક્ષી બળવો ફરી સફળ થાય તેમ હતું. 'દયા નહિ! રહેમ નહિ!'ના સાદ હજી જોશભેર સંભળાઇ રહ્યા હતા.

આ ઑગસ્ટ માસમાં તુરગ્યુ ફરતો ઘેરો ઘાલવામાં આવ્યો હતો. એક સાંજે, સંધ્યાની નીરવતા વચ્ચે તારા ઊગી રહ્યા હતા, વનમાં પાંદડું ય હલતું નહોતું, મેદાનમાં તરણું ય ફરકતું નહોતું, ત્યારે એક શીંગડું ફૂંકાયું, અને એનો તીણો સાદ ચોપાસની શાંતિ ઉપર છવાઇ ગયો. એ શીંગડું ગઢની ટોચેથી ફૂંકાયું હતું.

શીંગડાના જવાબમાં નીચેથી બ્યૂગલ બજ્યું. ગઢની ટોચે એક શસ્ત્રસજ્જ માનવી ઊભો હતો, અને નીચે તળેટીના અંધારામાં એક પડાવ પડયો હતો. ગઢની આસપાસની એ જગ્યામાં કાળા કાળા ઓળાઓ ફરતા જોઇ શકાતા હતા. જંગલનાં ઝાડ નીચે અહીંતહીં અગ્નિ સળગતો દેખાતો હતો. આ પડાવ એક બાજુ જંગલની ઝાડીઓ

સુધી પથરાયેલો હતો અને બીજી બાજુ વોંકળાના સામા કાંઠા સુધી લંબાયેલો હતો. તુરગ્યુનો ગઢ ઘેરાયો હતો.

ફરી શીંગડું ફૂંકાયું અને ફરી બ્યૂગલ બજ્યું. ગઢમાંથી પુછાણ થઈ રહ્યું હતું: 'અમારી વાત સાંભળવી છે?' છાવણીમાંથી જવાબ અપાઈ રહ્યો હતો: 'હા.'

બ્યૂગલે હકારમાં ઉત્તર વાળ્યો હોવાથી ગઢની ટોચે ઊભેલો માણસ બોલ્યો. એના આ શબ્દો નીચે સંભળાયા—

'સાંભળનારાઓ! હું ઇમાનસ બોલું છું. ઇમાનસ, કે જેને તમે 'ભૂરીઆ-ભાંગનારા' કહો છો, કારણ કે આજ પૂર્વે હું તમારામાંના ઘણાને ખલ્લાસ કરી ચૂક્યો છું, અને એવી જ રીતે બીજાને હું હજી મારવા ધારું છું. લડાઈમાં તમારી તલવારે મારી એક આંગળી વાઢી નાખી છે. મારી મા, મારો બાપ અને અઢાર વરસની મારી બહેનને એને ગામ જઈને તમે ગિલોટીન પર ગરદન મારેલ છે. એ જ હું ઇમાનસ.

'મારા માલિક બ્રિટનીના રાજા અને સાત જંગલોના સ્વામી લાન્તેનાકના ઠાકોર વતી હું આ બોલી રહ્યો છું.

'પહેલાં તો તમે એ જાણી લ્યો કે તમે ઘેરેલા આ ગઢમાં ઉમરાવ સાહેબે આશરો લીધો તે અગાઉ તેમણે પોતાની નીચેના છ નાયકોના હાથમાં આખા સૈન્યની વહેંચણી કરી દીધેલી છે. એટલે આ ગઢ જીતવાથી તમારો આરો આવવાનો નથી. અને, ઠાકોર સાહેબનું મોત થાય તો પણ, ઇશ્વરનું અને મહારાજાનું વાંઢી તો જીવતું જ રહેવાનું છે.

'તમે ધ્યાન રાખજો કે હું તમને આ બધું કહીને વેળાસર ચેતવી રહ્યો છું. ઠાકોર સાહેબ અહીં મારી પડખે જ ઊભા છે. આ એમના જ શબ્દો છે. માટે શાંતિ રાખીને સાંભળજો.

'તમારે ખાસ તો આ સાંભળવાનું છે—

'એટલું ન ભૂલજો કે અમારી સામેની તમારી લડાઈ ઇન્સાફ વગરની છે. અમે અમારા દેશના રહેવાસી છીએ, અને એને માટે અમે ખુલ્લા દિલથી લડીએ છીએ. અમે સાદા અને સીધા માનવીઓ છીએ. ઇશ્વરની ઇચ્છાને અમે આધીન હોઈએ. અમારી ઉપર હુમલો પ્રજાસત્તાકે કરેલો છે; અમારાં ખેતરમાં એ અમને હેરાન કરવા આવે છે; એણે અમારાં ઘર બાળ્યાં છે, અમારી મોલાત સળગાવી દીધી છે, અમારી વાડીઓ મેદાનમેદાન કરી મૂકી છે. શિયાળાની ટાઢમાં અમારાં બાળબચ્ચાંને ઉઘાડે પગે વનવન ભટકવું પડયું છે તે પણ પ્રજાસત્તાકને પ્રતાપે જ.

'નીચે રહીને મને સાભળનારાઓ! તમે અમને આ જંગલ બાજુએથી ઘેરી લીધા છે અને આ ગઢમાં પૂરી દીધા છે; અમારી સાથેના માણસોને તમે મારી નાખ્યા છે યા તો વિખેરી નાખ્યા છે; તમારી પાસે તોપ છે; તમારી ફોજમાં બીજી જુદી જુદી ટુકડીઓ આવી મળી છે એટલે તમે બધા મળીને ચાર હજાર પાંચસો સૈનિકો છો, અને અમારી ઉપર—ઓગણીસ માણસો ઉપર–તમે હલ્લો કરી રહ્યા છો.

'તમારી પાસે ખાવા ખોરાકી છે, દારુગોળો છે.

'અમારા ગઢ નીચેની ભેખડના એક ખૂણાને અને ગઢની દીવાલના એક કટકાને સુરંગ ચાંપીને તમે ઉડાડી મૂકયા છે.

'તેનાથી આ ગઢમાં ગાબડું પડયું છે, અને એ ગાબડા વાટે તમે અંદર પ્રવેશી શકો છો. જો કે એમ ગાબડા છતાંય આ ગઢ તો મજબૂત અને અણનમ બનીને ઊભો છે

'હવે તમે હલ્લાની તૈયારીઓ કરી રહ્યા છો.

'અને અમારે—ઠાકોર સાહેબને, ગઢનો બચાવ કરનારા મારા શૂરા સાથીઓને અને મારે—અમારે સહુએ તમને એક વાત કહેવાની છે.

'આ ગઢની તળેટીમાં પડેલા માનવીઓ, સાંભળજો !

'અમારા હાથમાં ત્રણ કેદીઓ છે, એ ત્રણેય બાળકો છે. આ બાળકોને તમારી એક પલટને દત્તક લીધેલાં અને એમની ઉપર તમારી માલિકી છે. આ બાળકો અમે તમને સોંપી દેવા તૈયાર છીએ.

'પણ એક શરતે.

'શરત એટલી જ કે તમારે અમને અહીંથી હેમખેમ જવા દેવા.

'તમે જો આ મંજૂર નહિ રાખો તો,—ધ્યાન દઈને સાંભળજો—તો પછી અમારી ઉપર હલ્લો કરવાના તમારે માટે બે જ રસ્તા રહે છેઃ કાંતો જંગલ તરફના ગાબડા વાટે, અથવા મેદાન તરફના પુલ ઉપર થઈને. પૂલ ઉપરના મકાનને ત્રણ માળ છે. નીચલા માળની અંદર મેં, ઇમાનસે પોતે, ડામરનાં છ પીપડાં અને સૂકા ઘાસના એકસો પૂળા મૂકેલા છે; સૌથી ઉપલા માળમાં કડબ ભરી છે; વચલા માળમા ચોપડીઓ અને કાગળો છે. પુલ અને ગઢની વચ્ચેનું લોખંડનું બારણું બંધ છે, એની કળ વાસેલી છે, અને એની ચાવી ખુદ ઠાકોર સાહેબની પાસ છે. એ બારણાની નીચે મેં પોતે એક કાણું પાડયું છે, અને એ કાણામાંથી એક ગંધક પાયેલી દોરી પસાર થાય છે. એનો એક છેડો પેલા ડામરમાં છે અને બીજો અહીં ગઢમાં મારા હાથ પાસે જ છે. હું ધારું ત્યારે એને સળગાવી શકું તેમ છું. તમે જો અમારી શરત નામંજૂર ઠરાવશો તો પછી આ ત્રણ છોકરાંને પુલ ઉપરના મકાનના વચલા માળમાં પૂરીને લોખંડનું બારણું વાસી દેવાશે. પછી તમે જો પૂલને રસ્તે હલ્લો લાવશો તો તો આ મકાનમાં તમારે હાથે જ આગ ચંપાશે; અને તમે જો આ ગાબડા વાટે આવશો તો અમે એને સળગાવી મૂકશું. એટલે, બેય વાતે આ છોકરાં તો ખાખ થઈ જવાનાં જ છે.

'હવે શરત મંજૂર કરો યા નામંજૂર.

'મંજૂર હશે તો અમે બહાર નીકળશું.

'નામંજૂર હશે તો છોકરાં મરશે.

'બસ, મારું કહેવાનું પૂરું થાય છે.'

ગઢની ટોચેથી બોલતો માણસ મૂંગો બન્યો.

પછી નીચેથી એક અવાજ આવ્યો—

'ના—મં—જૂ—ર.'

એ અવાજમાં કરડાઈ હતી. તે પછી બીજા એક ઓછા કરડા, અને છતાં મક્કમ, અવાજે ઉમેર્યું—

'શરણે આવવા માટે અમે તમને ચોવીસ કલાકની મહેતલ આપીએ છીએ.'

થોડી શાંતિ: અને પછી એ જ અવાજે આગળ ચલાવ્યું: 'આવતી કાલે, આ સમયે, જો તમે શરણે નહિ થઈ ગયા હો તો, અમે હલ્લો શરૂ કરશું.'

અને પહેલા અવાજે ફરી કહ્યું: 'અને પછી તો દયા નહિ, રહેમ નહિ!'

આ ઝનૂની અવાજને ગઢની ટોચેથી બીજા એક અવાજે જવાબ દીધો. બે કાંગરા વચ્ચેથી એક કદાવર દેહ વાંકો વળ્યો, અને તારાના તેજમાં લાન્તનાકના દાકારનો કરડો ચહેરો કળી શકાયો. એની તીણી નજર અંધારાં ભેદીને નીચે ગઈ અને કોઈને પિછાની ગઈ. એણે ત્રાડ પાડી: 'ચૂપ! એ કોણ, તું પાદરી કે?'

'હા, દેશદ્રોહી, એ હું જ છું,' નીચેના કરડા અવાજે જવાબ વાળ્યો.

પ્રકરણ ચોત્રીસમું

# ઈન્સાન અને ઈમારત

પોતે સિમુરદેનને ઓળખી કાઢ્યો છે એમ માનવામાં લાન્તેનાકના ઠાકોરે ભૂલ નહોતી ખાધી.

આંતરલિયુહનાં થોડાં લોહીઆળાં અઠવાડિયાંએ સિમુરદેનને એ પ્રદેશમાં નામચીન બનાવ્યો હતો. લોકો કહેતાં કે, 'પેરિસમાં મેરેટ, વાંડીમાં સિમુરદેન.' ધર્મગુરૂ તરીકે લોકોને સિમુરદેન માટે અગાઉ જે માન હતું તે બધું ઊતરી ગયું હતું. સિમુરદેનનું નામ માણસને થરથરાવી મૂકતું થયું. લાન્તેનાકનો ઠાકોર અને સિમુરદેન પાદરી ધિક્કારનાં ત્રાજવે તોલમાં એક સરખાં ઊભા હતા. એ બે માનવીઓ સામસામા પક્ષના માણસોને મન રાક્ષસો જેવા હતા. પ્રજાસત્તાકે લાન્તેનાકના માથા સાટે ઈનામ જાહેર કર્યું હતું, તેમ રાજપક્ષે સિમુરદેનના મસ્તક માટે પણ જાહેરાત કરી હતી. અમુક હદ સુધી આ ઠાકોર અને પાદરી એક સરખા માનવીઓ હતા. ફરક માત્ર આટલો હતો: લાન્તેનાકની કરડી નજરમાં રાત્રિનો અંધકાર હતો, અને સિમુરદેનના કારમા લલાટે પ્રભાતનો ચળકાટ હતો.

તુરગ્યુમાં પુરાયેલાઓને હવે વિસામો મળ્યો હતો. ગોવેન વચમાં પડ્યો તેને પ્રતાપે ચોવીસ કલાકનો યુદ્ધવિરામ જાહેર થયો હતો.

ઈમાનસની માહિતી સાચી હતી. સિમુરદેને મગાવી આપેલી વધારાની ટુકડીઓના મળીને ગોવેનના હાથ નીચે હવે ચાર હજાર પાંચસો સૈનિકો હતા. એમને લઈને એણે તુરગ્યુમાંના લાન્તેનાકને ઘેરી લીધો હતો. ગઢ સામે એણે બાર તોપો માંડી દીધી હતી. ૭ તોપો એણે જંગલને કાંઠે છુપાવીને ગોઠવી હતી અને બીજી ૭ સામેના મેદાનમાં ખુલ્લી રાખી હતી.

સૂરંગ ગોઠવીને ગઢને તળીએ એ એક ગાબડું પણ પાડી શક્યો હતો.

એટલે ચોવીસ કલાકનો વિરામ પૂરો થાય ત્યારે આ પ્રકારની પરિસ્થિતિ વચ્ચે હલ્લો શરૂ થવાનો હતો :

મેદાનમાં અને જંગલમાં ચાર હજાર ને પાંચસો સૈનિકો.

ગઢમાં, ઓગણીસ !

ગોવેનના હાથ નીચે ચાર હજાર ને પાંચસોની મોટી ફોજ મુકાઇ હોવાથી સિમુરદેન એને હજી વિશેષ ઊંચા અફસરપદે મૂકવા માગતો હતો. પણ ગોવેને જ ના પાડી: 'લાન્તેનાક કેદ પકડાય પછી જોશું. હજી તો મેં શું કરી દેખાડયું છે?'

ગોવેનોના ગઢનું ભાવિ પણ અજબ હતું. એક ગોવેન એની ઉપર હલ્લો કરતો હતો, બીજો ગોવેન એનું રક્ષણ કરતો હતો. એને પરિણામે હલ્લો કરનાર કાંઇક સંયમ જાળવતો હતો ખરો, પણ રક્ષણ કરનારના દિલમાં એવું કાંઈ મમત્વ નહોતું. લાન્તેનાક એવો માણસ હતો કે જે કોઈ જાતની પરવા ન કરે. ઉપરાંત, એ ઘણુંખરું પાટનગરમાં જ રહ્યો હતો: તુરગ્યુ સાથેનું કોઇ મમત્વ એના દિલમાં પેદા થયું નહોતું. એને તો બીજે કયાંય આશરો ન મળ્યો એટલે એ ત્યાં આવી ભરાયો હતો—બસ, એટલું જ. લેશમાત્ર પણ ખટકા વિના એ એને ખંડિયેર બનાવી દે તેમ હતો. જ્યારે ગોવેનને એ સ્થળ માટે કાંઇક માનની લાગણી હતી

ગઢની નબળી કડી પૂલમાં હતી. પણ પૂલની ઉપરના મકાનમાંના ગ્રંથાલયમાં એના કુળનાં પુરાણાં લખાણો પડયાં હતાં. એ દિશામાંથી જો હલ્લો થાય તો પૂલ અચૂકપણે સળગી ઊઠે. અને એ લખાણોને બાળવા એ ગોવેનને મન એનાં પૂર્વજો ઉપર હલ્લો કરવા સમાન હતું. તુરગ્યુનો ગઢ ગોવેન કુળનું પુરાણું નિવાસસ્થાન હતું. ગોવેનના દિલમાં એની સ્મૃતિઓ સંઘરાયેલી પડી હતી. એની ચાર દીવાલો વચ્ચે એનો જન્મ થયો હતો. બાળકરૂપે એ જ્યાં આશરો પામ્યો હતો તેની જ ઉપર મોટા થઈ ને હલ્લો કરવાની

ફરજ એને જીવનની કારમી વિધિવક્રતાએ પાડી હતી. એ ઘરને ખાક બનાવી દેવાનું પાતક એ કેમ કરી શકે ? કોને ખબર છે, એનું જ ઘોડિયું હજી આ ગ્રંથાલયની ઉપરના કોઠારને એક ખૂણે નહિ પડયું હોય ! પોતાના કુટુંબના આ પુરાણા ઘરને જોઇને ગોવેનનું હૈયું ભરાઇ આવ્યું. એટલે જ એણે પૂલને પડતો મૂકીને બીજી દિશાએથી હલ્લો ગોઠવ્યો હતો, અને ગઢને તળીએ સુરંગ મૂકીને ગાબડું પાડયું હતું.

સિમુરદેને એને ઠીક પડે તેમ કરવા દીધું. પણ એણે પોતાની જાતને એ બદલ ઠબકો આપ્યો હતો. આ બધી ભૂતકાળની ઇમારતો સામે એનું દિલ બંડ કરતું હતું. માનવી માટે કે મકાનો માટે એનામાં દયા નહોતી. એક ગઢને અખંડિત રાખવો એમાં દયાની શરૂઆત હતી. અને દયા એ ગોવેનની નબળાઇ હતી એમ સિમુરદેન માનતો, અને એને એનાથી દૂર રાખવા મથતો. તે છતાંય, તુરગ્યુને જોતાં જ એણે એક છાનો આંચકો અનુભવ્યો હતો— જો કે પોતાના આત્મા પાસે આટલું કબૂલ કરવામાં પણ એ ભારે રોષ અનુભવતો હતો. જે અભ્યાસખંડમાં બેસીને એણે ગોવેનને પહેલવહેલી ચોપડીઓ વાંચતાં શીખવ્યું હતું તે જોઈને એનું હૃદય પોચું પડી ગયું હતું. નજીકના જ ગામમાં એ પાદરી તરીકે વસ્યો હતો. પૂલ ઉપરના મિનારામાં એણે દિવસો ગાળ્યા હતા. આ એ જ ગ્રંથાલય હતું કે જેમાં બાળ ગોવેનને ખોળામાં બેસાડીને એણે કક્કો ગોખાવ્યો હતો; એની જ ચાર દીવાલો વચ્ચે એણે એના પ્યારા શિષ્યને વિકસતો જોયો હતો, એના અંતરના સંતાનનું શરીર અને મન મજબૂત બનતાં જોયાં હતાં. આ ગ્રંથાલય, આ મિનારો, બાળ-શિષ્ય માટેની એની અંતરની આશિષોથી ભરેલી આ દીવાલો—એને શું એ જમીંદોસ્ત અને ભસ્મીભૂત બનાવવાનો હતો ? એવી અનુકમ્પા એના દિલમાં જન્મી હતી. પણ એને માટે ય એને પસ્તાવો થયા વિના રહ્યો નહોતો.

પ્રકરણ પાંત્રીસમું

# આખરી તયારીઓ

ગઢની ટોચ પરના માનવી સાથેનો વાર્તાલાપ પૂરો થયો કે તરત જ ગોવેને પહેલું કામ તેના નાયબને બોલાવવાનું કર્યું. એ આવ્યો અને ઘડીનાય વિલંબ વિના ગોવેને કહ્યું : 'એક નિસરણીની જરૂર છે.'

'સેનાપતિ, આપણી પાસે એકેય નથી.'

'પણ તમે ત્યાંથી એક મેળવવી જ જોઇએ.'

'ઊપર ચઢવા માટે?'

'ના, ઉપરથી ઊતરીને ભાગવા માટે.'

નાયબ પળવાળ વિચારમાં પડી ગયો, અને પછી બોલ્યો: 'સમજ્યો પણ એ કામ માટે તો બહુ લાંબી નિસરણી જોઇએ.'

'ત્રણેક માળ જેટલી તો ખરી જ.'

'જી હા, એટલી ઉંચાઇ તો હશે જ.'

'તમારી પાસે નિસરણી નથી એમ કેમ બન્યું?'

'સેનાપતિ, તુરગ્યુને આ બાજુએથી ઘેરવાની આપની યોજના નહોતી. આપ પૂલ ઉપર નહિ પણ ગઢ ઉપર જ હલ્લો કરવા માગતા હતા. એટલે અમે સૂરંગ માટેની તૈયારીઓ કરી રાખેલી. પૂલ ઉપર ચઢવાની યોજના નહોતી તેથી અમે નિસરણીઓ તૈયાર નહોતી રાખી.'

'તો એક નિસરણી તાબડતોબ બનાવરાવી લ્યો.'

'ત્રણ માળ જેટલી ઊંચી નિસરણી બનાવરાવી શકાય તેમ નથી.'

'તો નાની નાની નિસરણીઓના સાંધા કરો.'

'પણ એય આપણી પાસે હોવી જોઇએ ને?'

'શોધી કાઢો.'

'એ ક્યાંયથી મળે તેમ નથી. આખા પ્રદેશના ખેડૂત જેમ પુલ કાપી નાખે છે ને ગાડાં ભાંગી નાખે છે, તેમ નિસરણીઓ પણ તોડી નાખે છે.'

'હા, એ સાચું છે: એ લોકો પ્રજાસત્તાકને અપંગ બનાવી દેવા માગે છે.'

'આપણે સરસામાન ફેરવી ન શકીએ, નદીઓ ઓળંગી ન શકીએ અને દીવાલો કુદાવી ન શકીએ તેને માટે એમણે આ પેંતરો રચ્યો છે.'

'છતાંય મારે તો નિસરણી મેળવ્યા વિના છૂટકો જ નથી.'

'હવે મને સાંભરે છે: જાવેન ગામમાં સુથારની એક મોટી કોઢ છે. એમની પાસે કદાચ એકાદ હોય.'

'તો પછી એક ઘડીય ગુમાવવી પાલવે તેમ નથી.'

'આપને નિસરણી કયારે જોઇએ?'

'કાલે જ—મોડામાં મોડી કાલે આ સમયે.'

'હું માણસ તાબડતોબ રવાના કરાવું છું; જાવેનમાં આપણું એક થાણું છે. નિસરણી સાથે આવવા ત્યાંથી રક્ષકો મળી શકશે. કાલે સૂર્યાસ્ત પહેલાં નિસરણી અહીં પહોંચી જશે.'

દસ મિનિટ પછી નાયબે પાછા ફરીને ગોવેનને કહ્યું: 'માણસ જાવેન ભણી રવાના થઈ ગયો છે.'

વોંકળાને સામે કાંઠે ચડીને ગોવેને ગઢનું ફરી નિરીક્ષણ કરી લીધું. એમ નક્કી થયું કે એકબાજુ ગઢમાંના ગાબડા વાટે ગોવેને હલ્લો કરવો અને બીજી બાજુ પુલ અને વોંકળા ઉપર તોપોનાં નિશાન લઇને સિમુરદેને સળગતી જામગરી રાખી ચોકી કરવી.

આમ, બહાર હલ્લા માટે તૈયારીઓ થઇ રહી હતી ત્યારે અંદર દરેક માણસ સામનાની તૈયારીમાં પડી ગયો હતો.

બસો–ત્રણસો રતલ દારૂ ઠાંસીને શત્રુએ ચાંપેલી સુરંગે તુરગ્યુની પ્રચંડ દીવાલ સોંસરવું એક ગાબડું પાડી દીધું હતું ગાબડું કોઇ આકારહીન કમાન જેવું દેખાતું હતું. એ ગાબડા વાટે જેમાં પ્રવેશ થતો હતો તે ભોંયતળિયાનો વિશાળ ગોળાકાર ખંડ સાવ ખાલી હતો. એની મધ્યમાં એક થાંભલો હતો; ઉપલા માળને એ ટેકો આપતો હતો. આખા ગઢમાં આ ખંડ સૌથી મોટો હતો. એનો વ્યાસ ચાલીસ ફૂટથી ઓછો નહિ હોય. ગઢના દરેક માળે આવો જ એક–એક ઓરડો હતો; પણ એ બધા નાના હતા અને એની દીવાલોમાં બંધૂકો ગોઠવવાનાં બાંકાં હતા. ભોંયતળિયાના ખંડમાં બંધૂકો માટે કે હવા માટે એક પણ બાંકોરું નહોતું. કબરમાં હોઈ શકે એટલાં હવા–પ્રકાશ એ ખંડમાં હતાં. અહીં થઇને દીવાલમાં કોરેલી એક સીડી ઉપર જતી હતી.

પોતે પાડેલા ગાબડા વાટે શત્રુ આ ખંડમાં પ્રવેશી શકે તેમ હતો. આ ખંડ એ જીતી લ્યે તે પછી પણ એણે બાકીનો આખો ગઢ જીતવો બાકી રહે.

અત્યાર સુધી તો એ ખંડમાં ઝાઝી વાર સુધી શ્વાસ લેવો એ પણ અશકય હતું. ત્યાં ચોવીસ કલાક ગાળનાર કોઇ ગૂંગળાયા વિના રહેતું નહિ.

પણ હવે ગાબડાને પ્રતાપે માણસથી ત્યાં રહી શકાય તેમ હતું.

એ કારણે જ ગઢવાળાઓએ એ ગાબડું પૂર્યું નહોતું. વળી એનો અર્થ પણ શો હતો? એવું પુરાયેલું ગાબડું તોપ વડે તરત ખુલ્લું કરી શકાય તેમ હતું.

દીવાલમાં એક ખીંતી ખોડીને એમણે એમાં એક મશાલ ભરાવી હતી. આખા ખંડમાં એથી પ્રકાશ પડતો હતો..

હવે, બચાવ કઈ રીતે કરવો ?

બહારનું ગાબડું તો એમણે ઉઘાડું જ રહેવા દીધું, પણ અંદરના ભાગમાં મોરચા બાંધ્યા, જેથી શત્રુ ઉપર બંધૂકાનો બરાબરનો મારો ચલાવી શકાય. મોરચાનું બાંધકામ ઠાકોરની અંગત દેખરેખ નીચે ચાલ્યું. પ્રેરણામૂર્તિ, સેનાપતિ, માર્ગદર્શક અને માલિક—એવું એનું ચતુર્વિધ સ્વરુપ હતું.

અઢારમી સદીના યોદ્ધાઓ એંશી વર્ષની વયે પણ નગરની રક્ષા કાજે ઝઝૂમતા. લાન્તેનાક એ જમાત માંહેલો પુરૂષ હતો.

ભોંયતળિયે અને પહેલા માળે એમણે આ જાતના મોરચા ઊભા કર્યા. પણ પોતાને ઉપરનીચે જવા માટે જેનો આધાર હતો તે સીડીમાં એમણે કાંઈ અવરોધો મૂક્યા નહિ. શત્રુ માટે એમાં અવરોધ મૂકે તો એ વખત આવ્યે એમને જ નડતરરૂપ બને તેમ હતા. કોઈ પણ સ્થળનો બચાવ કરવામાં આવી કોઈક નબળી કડી હોય છે જ.

જુવાનજોધ સિપાહી જેવો સશક્ત ઠાકોર અથાકપણે શ્રમ કરતો જતો હતો. એ લાકડાં ઉઠાવતો, પથ્થર અહીંથી તહીં ખસેડતો, દરેક કામમાં હાથ દેતો, દાખલો બેસાડતો, સૂચનાઓ આપતો, મદદ કરતો, બંધુભાવ દાખવતો, સૌની સાથે હસતો—અને છતાં પોતાનું ઉચ્ચ ઉમરાવપદ છોડતો નહિ.

પોતાના ફરમાન સામે કાંઈ પણ જવાબ એ સાંખી લેતો નહિ. સાથીઓને એણે કહી દીધું હતું કે: 'તમારામાંથી અડધા જો બંડ કરો તો બીજા અડધાની મદદ લઈને પણ હું તમને ઠાર મરાવું, અને પછી જે બાકી રહે તેની સાથે રહીને આ સ્થળનો બચાવ કરું એવો છું.'

ઠાકોર જ્યારે ગઢમાં કામ કરી રહ્યો હતો ત્યારે ઈમાનસ પૂલ ઉપરના એના કામમાં મશગૂલ હતો. બીજા માળની બારીઓ બહાર નીચેના ભાગમાં નાઠાસીડી લટકતી હતી તે ત્યાંથી ઉપાડી

લઇને એણે ગ્રંથાલયની અંદર મૂકી દીધી હતી. કદાચ આ સીડીની કામગરી બજાવી શકે તેવી બીજી સીડી મેળવવાનો ગોવેનનો ઇરાદો હશે. નીચલા માળની બારી ઉપર પથ્થરમાં જડેલા લોઢાના સળીઆની ત્રેવડી જાળી હતી. એટલે એમાંથી અંદર આવવું કે બહાર જવું અશકય હતું. ગ્રંથાલયની બારીઓ આડા સળીઆ નહોતા, પણ એ ઘણી ઊંચી હતી.

ઇમાનસે સૌથી ઉપલા માળની છેલ્લી મુલાકાત લીધી. એમાં કડબ અને ઘાસ ભર્યાં હતાં. પછી એ ડામરનાં પીપડાંવાળા નીચલા માળે આવ્યો. ઘાસના પૂળા એણે બગોબર પીપડાંની અડોઅડ ગોઠવ્યા. ગંધકવાળી દોરી સારી હાલતમાં છે કે નહિ તેની એણે ખાતરી કરી લીધી. પીપડાં અને ઘાસના પૂળાની નીચે એણે ડામરનું એક ખાબોચિયું રેલાવી દીધું. ગંધકવાળી દોરીનો છેડો એણે એમાં ઝબોળ્યો પછી ઉપલા અને નીચલા માળની વચ્ચેના ગ્રંથાલયમાં એણે ત્રણે ય ઊંઘતા બાળકોને પથારીઓ સહિત લાવીને મૂકયાં. દરેક પથારી નજીક એણે એક એક છાલિયું રાબનું અને એક એક લાકડાનો ચમચો મૂકયાં. નાઠારીડી ભીંત પાસે પડી હતી તેની પાસે જ એ ત્રણ પથારીઓ એણે ગોઠવી દીધી. પછી વળી એને થયું કે પવન હશે તો કામ આવશે, એટલે એણે છએ છ બારીઓ ઉઘાડી નાખી. માણસો મોકલીને એણે ઊપલા અને નીચલા માળની બારીઓ પણ ઊઘડાવી નાખી. બધા બંદોબસ્ત ઉપર એક આખરી નજર નાખીને પછી એ ચાલ્યો ગયો. ભારેખમ લોખંડી બારણાને એણે બેવડી કળ ચડાવી, જંગી આગળિયાનું નિરીક્ષણ કર્યું, અને બારણા નીચેના કાણામાથી પસાર થતી ગંધકની દોરી સામે જોઇને સંતોષપૂર્વક માથું ધુણાવ્યું. ગઢ અને પૂલ વચ્ચેના સંપર્કનું હવે એ એકમાત્ર સાધન હતું. એની લંબાઇને આધારે ઇમાનસે એવી ગણતરી કરી હતી કે ગઢમાનો એનો છેડો પોતે સળગાવે તે પછીથી ગ્રંથાલય નીચેના ઓરડાનો ડામર સળગતાં પંદરેક મિનિટ લાગશે. તમામ

તૈયારીઓ સંપૂર્ણ બનેલી જોઇને એ ચાવી પાછી ઠાકોર પાસે લઈ ગયો. ઠાકોરે એને સાચવીને પોતાના ખીસામાં મૂકી.

શત્રુની દરેક હીલચાલથી માહિતગાર રહેવું જરૂરી હતું, તેથી પટ્ટામાં રણશીંગુ ભરાવેલું રાખીને ઈમાનસ ગઢની ટોચે ગયો ને સંત્રીની માફક ગોઠવાઇ ગયો. એની એક આંખ જંગલ ભણી હતી, બીજી મેદાનો ભણી.

સૂરજ ઊગ્યો અને અવનિ ઉપર એનાં કિરણો ઊતર્યાં ત્યારે જંગલમાં આઠ પલટનો પડી હતી, એના સૈનિકોની કમરે તલવારો હતી, ખભે કારતૂસોની પેટીઓ હતી, બંધૂકોમાં સંગીન ચડાવેલાં હતાં, હલ્લા માટે એ તૈયાર હતા; વોંકળાને સામે કાંઠે તોપો મંડાયેલી હતી, એના ગોળાઓ એની પડખે જ પડયા હતા; ગઢની અંદર ઓગણીસ માનવીઓ બંધૂકો, જોટાળીઓ અને પિસ્તોલો ભર્યે જતા હતા— અને ત્રણ બાળકો એમની નાની નાની પથારીઓમાં ઊંઘતાં હતાં.

પ્રકરણ છત્રીસમું

# બાળકોની દિનચર્યા

નાની છોકરીની આંખ સૌથી પહેલી ઊઘડી.

ઊંઘમાંથી ઊઠતાં બાળકોની અને ઊઘડતાં ફૂલની સુવાસ અને તાજગી એકસરખાં હોય છે. ત્રણમાં સૌથી નાની, વીસ મહિનાની જ્યારજ્યેટ, માથું ઊંચું કરીને પછી બેઠી થઇ અને પોતાના પગ સામે જોઇને કિલકિલાટ કરવા માંડી.

બીજા બે હજી ઊંઘતા હતા. છોકરાઓની નીંદર વધુ ઘેરી હોય છે. જાન ઊંધો પડીને સૂતો હતો. હાથની બે મૂઠીઓ વાળીને એણે એની ઉપર પોતાની આંખો દાબી દીધેલી હતી. આલેનના પગ પથારીની બહાર જઈ પડયા હતા.

ત્રણેય ચીંથરેહાલ હતા. લાલ ટોપીની પલટને એમને આપેલાં લૂગડાંના લીરા થઇ ગયા હતા. છોકરાઓ તો લગભગ નાગડા જેવા હતા. આ બાળકોની સંભાળ કોણ રાખતું હશે? એમની મા તો નહિ જ. આ જંગલી ખેડુ-લડવૈયાઓ એમને એક જંગલથી બીજે જંગલ ઘસડતા આવ્યા હતા. એમના ભાગની રાબડી એમને રોજ પહોંચાડવાની દરકાર એમણે રાખી હતી. તે સિવાય આ બાળકો આપ મેળે જ જીવતાં હતાં. સહુ એમની ઉપર ધણીપદું કરતા, પણ કોઇએ પિતૃત્વ દાખવ્યું નહોતું.

પણ બાળકના તો-ચીંથરામાં ય એક પ્રકારનો દિવ્ય પ્રકાશ હોય છે.

જ્યોરજ્યેટ પછી ઊઠયો સૌથી મોટો, ચાર વરસનો જાન. એ બેઠો થયો, મરદની માફક પથારીમાંથી ઠેકડો મારીને નીકળી ગયો,

રાબડીનું છાલિયું એણે શોધી કાઢયું, અને જાણે એ નિત્યનો ક્રમ હોય તેમ પીવા લાગ્યો.

જ્યોરજેટના કલબલાટથી ન જાગેલો આલેન છાલિયામાં ચમચો ખખડયો તેથી ઝબકીને જાગી ઊઠયો. એને ત્રણ વરસ થયાં હતાં. એણે આંખો ઉઘાડી અને પોતાનું છાલિયું ગોતી લીધું. એ હાથવેંતમાં જ હતું, તેથી પથારીમાં બેઠા બેઠા જ એણે જાનનુ અનુકરણ કરવા માંડયું. છાલિયું એણે ખોળામાં મૂકયું, અને નાનકડી આંગળીઓ વચ્ચે ચમચો પકડીને એ ખાવા માંડયો.

હજી જ્યોરજેટનું ધ્યાન એમની તરફ દોરાયું નહોતું.

જાને પોતાનો ભાગ પૂરો કરીને છાલિયામાં ચમચો ઢરડયો, એક આછો નિસાસો નાખ્યો અને સ્વમાનપૂર્વક કહ્યું : 'મેં ખાઈ લીધું.'

એ શબ્દોએ જ્યોરજેટને દિવાસ્વપ્નમાંથી જગાડી.

'લાબ !' એ બોલી.

એણે જોયું કે જાને ખાઈ લીધું હતું અને આલેન ખાવા માંડયો હતો, એટલે પોતાની પથારી પડખે પડેલુ છાલિયું ઉઠાવીને એણે પણ શરુ કરી દીધું. વખતોવખત એનો હાથ ચમચાને મોઢાને બદલે કાન પાસે લઇ જતો. '

પાછળથી તો એણે સંસ્કૃતિને તિલાંજલી આપી અને હાથેથી જ ખાવા માંડયું.

પોતાના છાલિયાનું તળિયું સાફ કરીને આલેન પણ પથારીમાંથી ઊભો થયો અને પોતાના ભાઇ પાસે ગયો.

એકાએક, બહાર નીચાણમાંથી, જંગલની દિશામાંથી બ્યૂગલની તીણી ગર્જના સંભળાઇ.

એના જવાબમાં ગઢની ટોચેથી એક શીંગડું ફુંકાયું.

બ્યૂગલ બીજી વાર બજ્યું, અને ફરી શીંગડાએ જવાબ વાળ્યો.

પછી, જંગલની કિનારી પરથી એક સ્પષ્ટ અવાજ ઊઠયો: 'ડાકુઓ, સાંભળો ! આજે સૂર્યાસ્ત સુધીમાં તમે શરણે નહિ આવો તો પછી અમે હલ્લો શરૂ કરશું.'

હિંસક પશુના ઘુરકાટ જેવો એક અવાજ ગઢ ઉપરથી ઊતર્યો: 'કરજો હલ્લો ! '

નીચેવાળો અવાજ ફરી સંભળાયો: 'આખરી ચેતવણી તરીકે અમે હલ્લો શરૂ કરતાં પહેલાં અરધા કલાકે એક તોપ ફોડશું.'

ઉપરવાળા અવાજે ફરી કહ્યું: 'કરજો હલ્લો ! '

એ મોટા છોકરાનું ધ્યાન આ અવાજો ખેંચી શકયા નહોતા. ગ્રંથાલયની લાકડાની ફરસબંધી ઉપર ચાલ્યા જતા એક જીવડાને નિરખવામાં એ મશગૂલ બની ગયા હતા. થોડી વારે જ્યોરજેટ પણ આવીને એમને મળી. થોડીવાર પછી જીવડું કોઈ તીરાડ વચ્ચે અદૃશ્ય બન્યું. ત્યાં વળી ઉઘાડી બારી વાટે એમણે ઊડતાં પંખીઓનું ટોળું જોયું. ત્યાર બાદ ઓરડામાં પ્રવેશેલી એક ભમરીએ એમનું ધ્યાન ખેંચ્યું. એમ એક પછી એક વસ્તુમાં ધ્યાન પરોવતાં પરોવતાં બાળકો રમતે ચડી ગયાં, અને કલાક પછી કલાક વીતવા માંડયો.

એવામાં ચકોર જાનની નજર ઓરડામાં પડેલા મોટા એક પુરાણા મેજ ઉપર જઈ પહોંચી. એ મેજ ઉપર સંત બારથોલોમ્યુનો મશહૂર ગ્રંથ પડયો હતો. એ એક અમૂલ્ય પુસ્તક હતું. સામાન્ય પુસ્તકોમાં વપરાતા હોલેન્ડની બનાવટના કાગળને બદલે રેશમ અને રૂમાંથી બનેલા અરબી કાગળ ઉપર એ ગ્રંથ છાપેલો હતો. એ કાગળ કદી પીળો પડતો નહિ. ગ્રંથને ચામડાથી બાંધવામાં આવ્યો હતો અને ચાંદીના ખૂણીઆથી એ મઢેલો હતો. એમાં અનેક ચિત્રો અને દેશદેશના નકશાઓ હતા. પુસ્તક દેખાવમાં પણ એટલું બધું રૂપકડું હતું કે જાન એની સામે

ક્યાંય સુધી જોઇ રહ્યો. ગ્રંથ ઉઘાડો પડયો હતો અને સંત બારથોલોમ્યુનું એક ચિત્ર જાન ઊભો હતો ત્યાંથી જોઇ શકાતું હતું. એ જોઈને જાનના મોંમાં પાણી છૂટયું.

અંતે ગ્રંથાલયના ખૂણામાં પડેલી એક મોટી ખુરસીને ધકેલતો ધકેલતો એ મેજ સુધી લઇ ગયો. એની ઉપર ચઢીને ગ્રંથ ઉપર એણે પોતાના બે હાથ મૂકયા.

આમ, આટલી ઉંચાઇએ પહોંચ્યા પછી એનામાં ઔદાર્ય પ્રગટયું. ચિત્રનો એક છેડો પકડીને એણે એને કાળજીપૂર્વક ફાડયું: સંતના દેહનાં એણે બે ભાગ ફાડીઆં કર્યાં. એક ભાગ પુસ્તકમાં જ રહ્યો; બીજો લઇને એણે જ્યોરજેટને આપ્યો.

'મને!' આલેન બોલી ઊઠયો.

જાને પાનું ફેરવ્યું. સંતની પછી જે ભાગ્યશાળી વ્યક્તિ એના હાથમાં આવી તેની એણે આલેનને ભેટ ધરી.

તે દરમિયાન જ્યોરજેટે એના હાથમાંના મોટા કટકાના બે ભાગ કર્યાં, બેના ચાર કર્યાં; અને એ રીતે સંત, બારથોલોમ્યુનાં અંગેઅંગ વિખૂટાં પડી ગયાં ત્યાં સુધી એની ક્રિયા ચાલુ રહી.

છેવટે એણે હાથ ખંખેરીને જાન સામે જોયું, અને કહ્યું, 'હજી!'

સંતના મૂળ ગ્રંથ પર મીમાંસાઓ રચનારા વિવિધ વિદ્વાનોની છબીઓમાંથી એક કાઢીને જાને જ્યોરજેટના હાથમાં મૂકી. બાકીનાઓની પણ તે પછી એ જ દશા થતી ચાલી.

દેનારના દિમાગમાં એક જાતની ખુમારી આવી જાય છે. જાને પોતાને માટે કાંઇ ન રાખ્યું. પોતાની સામે ઊભેલા સમાજની નજરમાં એને માટે પ્રશંસાબુદ્ધિ હતી તેનાથી એ પરમ સંતોષ પામતો હતો.

પણ જાનની ઉદારતા અપાર હતી. એક આલેનને તો, એક જ્યોરજેટને, એમ અપરંપાર સોગાદો એને હાથે અપાતી ચાલી.

છેવટે નકશાઓ પણ એણે વહેંચી દીધા. તે પછી એણે પોતાનું બધું જોર વાપરીને ગ્રંથને એક હડસેલો દીધો અને મેજ ઉપરથી એને નીચે પાડયો.

ત્યાર બાદ જાન ખુરશી ઉપરથી નીચે ઊતર્યો.

નીચે પડેલા ગ્રંથે ધૂળનો એક ગોટો ઉડાડયો ત્રણેય છોકરાં આઘાં ખસીને એની સામે જોઈ રહ્યાં. વિજયની ઘડીએ શાંતિ અને બીક છવાઈ ગઇ. પણ થોડી વારે આલેને ઝટઝટ ગ્રંથની નજીક જઇને એને એક લાત લગાવી દીધી. ભાંગફોડની ભૂખ ઝડપભેર વધે છે. પછી તો જાને પણ એને લાત મારી. જ્યોરજેટે પોતાની ટચૂકડી પગલી વડે એને લાત મારવાનો પ્રયાસ કર્યો, પણ એમ કરવા જતાં એ પોતે જ ગ્રંથ ઉપર ગબડી પડી.

પછી તો જાન અને આલેન એ સંતકૃતિ ઉપર કૂદી પડયા અને નિર્દય દ્વંદ્વયુદ્ધમાં ઊતર્યા હોય તેમ તેનાં એક પછી એક પાનાં ફાડવા માંડયા, પાનેપાનાંની કરચો ઉડાડવા માંડયા. કાગળની કોઈ મોટી કતલ થઇ રહી હતી. એમાં એ એટલા બધા મશગૂલ બની ગયા કે બાજુમાંથી એક ઊંદર પસાર થઈ ગયો તેનું પણ એમને ભાન ન રહ્યું.

કલાકો વીતી ગયા, પણ આખરે એમનું કામ એમણે પૂરું કર્યું. સૌથી છેલ્લું પાનું ફાડીને જાન ટકટો મારીને ઊભો થઈ ગયો. કાગળિયાથી છવાઇ ગયેલી ફરસબંધી ઉપર નજર નાખીને એણે વિજયની તાળીઓ પાડી.

એની માફક આલેને પણ તાળીઓ પાડી.

બાળકોની છેલ્લી શોધ એ કાગળિયાની કટકી કટકી કરીને ઉઘાડી બારીમાંથી નીચે ઉડાડવાની હતી.

એ રીતે સંતની કતલ બાદ એમના આત્માના કણેકણને ય નીલા આકાશમાં ઉડાડી મૂકવામાં આવ્યા પછી દિવસના કાર્યની સમાપ્તિ થઈ.

બપોર નમ્યા, અને સાંજ પડી. વાતાવરણમાં બફારો વધ્યો,

બાળકોનાં પોપચાં ભારે થઈ ગયાં. જ્યોરજેટની આંખ પહેલી વિંચાઇ, અને એ ઢળી પડી. જાન સમયસર ચેતી ગયો અને પોતાની પથારી બારી પાસે ઢસડી જઈ, એની ઉપર લંબાવીને બોલ્યો : ' ચાલો સૂઇ જઇએ. ' આલેને પણ જાનની બાજુએ લંબાવ્યું. અને એ ત્રણેય ડાકુઓએ નીંદર કરવા માંડી.

સૂરજ ઝડપભેર ઢળવા માંડયો હતો. ઘરભણી જતાં પંખી તુરગ્યુ પાસે થઇને ઊડતાં હતાં અને જાણે બાળકો બરાબર પોઢયાં છે કે નહિ તે બારીમાંથી જોતાં જતાં હતાં.

ઊંઘમાં પરીઓનાં રૂડાં સ્વપ્નાં જોતાં બાળકોના ગુલાબી હોઠ ઉપર આછાં સ્મિત વેરાતાં હતાં. આસપાસ અખંડ નીરવતા હતી. જાણે કે આખું બ્રહ્માંડ આ કુમળા કલેજાના ધબકારા સાંભળવા થંભી ગયું હતું. પાંદડાં પણ ફફડતા નહોતાં, ઘાસનાં તરણાં સૂસવતાં નહોતાં. આ ફિરસ્તાઓની નીંદરને ખલેલ ન પહોંચે તે માટે જાણે કે આકાશના તારાઓ પણ ટમટમતા બંધ થઇ ગયા હતા.

આખરે સૂરજ ક્ષિતિજને અડી ગયો.

એકાએક આ નીરવતા વચ્ચે એક વીજળીનો ચમકારો ભભૂકી ઊઠયો, તેની પાછળ પાછળ જંગલમાંથી ઘોર ગર્જના સંભળાઈ: તોપ ફૂટી. દસેય દિશામાં એના ધડાકા ગાજી ઊઠયા. ડુંગરે ડુંગરે ઘણેણાટી બોલી ગઈ. જ્યોરજેટ એનાથી જાગી ગઈ.

એણે ડોક જરાક લંબાવી પોતાની નાની આંગળી ઊંચી કરી, અને પછી એ બોલી: 'ભમ્'......?

પડઘા શમ્યા, શાંતિ પાછી ફરી વળી અને જ્યોરજેટ ફરીવાર પોઢી ગઈ

પ્રકરણ સાડત્રીસમું

# માતાનો મારગ

એ સાંજ પડી ત્યારે ભટકતી માતાએ વિસામા વગર આખા દિવસનો પંથ કાપેલો હતો. રોજેરોજની એની એ જ કથા હતી. થંભ્યા વિના એ નાકની દાંડી પધોર ચાલી જતી હતી. એ થાકીને લોથ બનતી ત્યારે જે કોઈ ખૂણો હાથ આવે તેમાં જઈને દેહ લંબાવતી. ઊડતા પંખીની માફક અન્નના જે ટુકડા હાથ આવે તે એ ખાતી. એના દેહમાં પ્રાણ ટકી રહેવા માટે જરૂરી તેટલાં ઊંઘ અને ખોરાક એને મળી રહેતાં.

આગલી રાત એણે એક નધણિયાતા ખોરડામાં ગાળી હતી. આંતરવિગ્રહે કેટલાંય ખોરડાંને નધણિયાતાં બનાવ્યાં હતાં. એની ચાર દીવાલો ખાલી હતી, બારણું ઉઘાડું હતું અને છજું ભાંગ્યુતૂટયું હતું. ભોંય પર પડેલા ઘાસની પથારી કરીને એ સૂતી ત્યારે એની આસપાસ ઉંદરડા દોડતા હતા અને ભાંગેલા છજામાંથી તારા દેખાતા હતા. થોડા કલાક સુધી એ સૂતી, અરધી રાતે જાગી ગઈ, અને તડકા ચડી જાય તે પહેલાં બને તેટલો પંથ કાપવા એણે ચાલવા માંડયું.

ઉનાળમાં ઉઘાડે પગે મજલ કાપનારને બપોર કરતાં મધરાતની મુસાફરી વધુ ફાવે છે.

ખેડૂતે આપેલી સૂચનાનું એણે બરાબર પાલન કર્યું હતું. આથમણી દિશામાં જવાય ત્યાં સુધી એ જઈ રહી હતી. કોઈ એની પાસે હોત તો એને 'તુરગ્યુ' 'તુરગ્યુ' ગણગણતી સાંભળી હોત. પોતાનાં બાળકોનાં નામ સિવાયનો આ એક જ શબ્દ એને યાદ રહી ગયો હતો.

તે દિવસે સવાર પડી ત્યારે એ એક ગામમાં પહોંચી ગઈ હતી. ગામની મોટી શેરીઓમાં કેટલાંક બારણાં ઊઘડી ચૂકયાં હતાં, અને

કુતૂહલ ભર્યાં મોઢાં બારી બહાર જોઇ રહ્યાં હતાં. મધપૂડામાં કોઈએ ઘા કર્યો હોય એના જેવી એ ગામની દશા હતી. પૈડાં અને સાંકળોનો એક અવાજ સંભળાતો હતો તેનું એ પરિણામ હતુ.

દેવળ પાસેના ચોકમાં એક ભયભીત ટોળું ગામભણી આવતા ડુંગરાળ રસ્તા સામે ઊંચી ડોકે તાકી રહ્યું હતું. ચાર પૈડાનું એક ગાડું રસ્તાનો ઢાળ ઊતરી રહ્યું હતું. લોઢાની સાંકળો વડે જોતરેલા પાંચ ઘોડા એ ગાડાને ખેંચતા હતા. ગાડામાં લાંબા લાંબા મોભના ખડકલા જેવું કાંઇક કળાતું હતુ. એની વચ્ચે કોઈક આકારહીન વસ્તુ પડી હતી અને એની ઉપર મોટું બુંગણુ ઢાંકેલું હતું. દસ ઘોડેસ્વાર ગાડાની આગળ અને દસ પાછળ ચાલ્યા આવતા હતા. એમણે ત્રણ ખૂણાળી ટોપીઓ પહેરેલી હતી અને એમના ખભા ઉપરના ભાગમાંથી ઉઘાડી તલવારના ઝગારા દેખાતા હતા. આખો રસાલો ધીમે ધીમે ચાલ્યો આવતો હતો અને એની આકૃતિ સ્પષ્ટ બનતી જતી હતી.

ગામમાં પ્રવેશીને એ ચોક ભણી ચાલ્યો. સુરજનાં તેજમાં એ કાફલો પડછાયાના કોઈ સન્ધસ જેવો લાગતો હતો, કારણ કે એમાંનો એક પણ માણસ મોઢામાંથી હરફ સુદ્ધાં ઉચ્ચારતો નહોતો.

બીજી બાજુથી ભટકતી માતા પણ ગામમાં આવી પહોંચી અને ઘોડેસ્વારો અને ગાડું ચોકમાં પહોચ્યાં તે વખતે ત્યાં ભેગા ખેડૂતોના ટોળામાં એ પણ ભળી ગઈ. ટોળામાં ગૂસપૂસ ગૂસપૂસ પ્રશ્નોત્તરી ચાલતી હતી—

'છે શું આ?'

'ગિલોટીન.'

'ક્યાંથી આવે છે?'

'કોને ખબર!'

'ક્યાં જતાં હશે?'

'કહે છે કે કોઈ ગઢ બાજુ જાય છે.'

'ગઢ બાજુ!'

'ભલે ને જાય એને જાવું હોય ત્યાં. અહીં ન રોકાય નો ઉપકાર એનો.'

કાફલો મૂંગો મૂંગો ચોક વટાવી ગયો અને ગામની બહાર પણ નીકળી ગયો. એક ટેકરી ઊતરીને એ આવ્યો હતો અને હવે જતી વેળા એના માર્ગમાં બીજી ટેકરી ચઢવાનુ આવ્યું હતું. આથમણી દિશાની એ ટેકરીની ટોચે એ પહોંચ્યું ત્યાં સુધી ગામના ખેડૂતો પથ્થરનાં પૂતળાં જેવાં થઈને એને જોયા કરતા હતા. એનાં પૈડાંનો કિચૂડાટ અને એની સાંકળોનો ખણખણાટ સવારના વાયરામાં સંભળાતો હતો, ઊગતા સૂરજમાં તલવારો ચમકારા કરતી હતી. છેવટે રસ્તાએ વળાંક લીધો અને કાફલો અદૃશ્ય બન્યો.

આ એ જ સવાર હતી કે જ્યારે જ્યોરજેટ પોતાંના ઊંઘતા ભાઈ રેમાની પહેલાં જાગી ગઈ હતી.

આ બેદી કાફલાને નિરખી રહેલી માતા કાંઈ સમજી નહિ, કાંઈ સમજવાનો પ્રયાસ પણ એણે કર્યો નહિ. એની આંખો સામે તો એનાં બાળુડાં તરવરતાં હતાં.

કાફલો ગયો હતો એ દિશામાં, એનાથી થોડે અંતરે એણે પણ ચાલવા માંડયું. પણ કાફલાને જોઈને એનામાં એક જાતની ધ્રુજારી આવી ગઈ હતી. કોણ જાણે કેમ પણ એની પાછળ પાછળ જવાની એની હિંમત ચાલી નહિ. એટલે મુખ્ય રસ્તો છોડી દઈ ને એ ડાબી બાજુ તરી ગઈ અને એક જંગલમાં પ્રવેશી એ હતું. ફુજેરનું જંગલ.

થોડી વાર સુધી ભમ્યા પછી એણે દૂર થોડાં ખોરડાં જોયાં. જંગલને કાંઠે પથરાયેલાં ગામડાંઓમાંનું એ એક હતું. એણે ગામની દિશામાં ચાલવા માંડયું. એ ભૂખી થઈ હતી.

ગામમાં પ્રજાસત્તાકવાળાઓએ લશ્કરી થાણું નાખ્યું હતું. આ ગામમાં પણ બીક અને ચિંતાનું વાતાવરણ હતું. મુખીના મકાનની સામેના ચોકમાં એ આવી પહોંચી ત્યારે એ મકાનનાં પગથિયાં પાસે નાની શી ઠઠ જામી હતી. સૌથી ઉપલા પગથિયા ઉપર એક માણસ ઊભો હતો. એની સાથે સશસ્ત્ર સૈનિકો હતા. એના હાથમાં એક મોટું ભીંતપત્ર હતું. એની જમણી બાજુ એક નગારચી હતો, ડાબી બાજુ ભીંતપત્રો ચોટાડનારો એક માણસ ડબલું અને કૂચડો લઈને ઊભો હતો.

બારણા ઉપરના ઝરૂખામાં ગામનો મુખી ઊભો હતો. એના ખેડુવેશ ઉપર ત્રિરંગી કમરબંધ બાંધેલો હતો. હાથમાં ભીંતપત્ર લઈને ઊભેલા માણસના દીદાર ઉપરથી લાગે કે આ જિલ્લાને ગામડે ગામડે ફરતો એ કાંઈક જાહેરાત કરતો આવતો હશે.

છોકરાંની મા મિશેલ્લ આવી પહોંચી ત્યારે ભીતપત્ર ઉઘાડીને એ વાંચવાની શરૂઆત કરતો હતો, ઊંચા સાદે એણે વાંચ્યું:—

'એક અને અખંડ ફ્રેંચ પ્રજાસત્તાક.'

નગારું વાગ્યું. ટોળામાંથી થોડાએ પોતાની ટોપીઓ ઉતારીને સન્માન દર્શાવ્યું, બીજા થોડાએ પોતાના ટોપા માથામાં વિશેષ દાબ્યા. એ કાળે, એ પ્રદેશમાં માણસે માથે શું પહેર્યું છે તે જોઈને તેની રાજકીય માન્યતાઓ કળી શકાતી: ટોપાવાળા રાજાપક્ષે હતા, ટોપીવાળા પ્રજાસત્તાકને પક્ષે હતા. ગણગણાટ શમ્યો અને સહુએ કાન માંડયા. વાંચનારે આગળ ચલાવ્યું:—

'અમને મળેલા ફરમાનો મુજબ, અને પ્રજાકીય સલામતીની સમિતિએ અમને સોંપેલી સત્તાની રુઈએ, અને હાથમાં હથિયાર સહિત પકડાતા બળવાખોરોને બહારવટિયા ઠરાવતા તેમ જ એમને આશરો આપનાર અથવા મદદ કરનાર માણસને દેહાંતદંડની સજા ફરમાવતા કાનૂન અનુસાર—'

એક ખેડૂતે ઝીણા સાદે તેના પાડોશીને પૂછ્યું, 'દેહાંતદંડ—એ વળી શું છે?'

પાડોશીએ જવાબ આપ્યો: 'ખબર નથી.'

વાંચનારે ભીંતપત્ર ખખડાવ્યું—

'તારીખ ૩૦મો એપ્રિલના કાયદાની ૧૭મી કલમ પ્રમાણે અમે નીચેનાઓને બહારવટિયા તરીકે જાહેર કરીએ છીએ—'

આખું ટોળું ખડે પગે સાંભળી રહ્યું.

વાંચનાર બોલ્યો—

'લાન્તેનાક, ડાકુ.'

'આ તો ઠાકોર સાહેબ,' એક ખેડૂત બબડ્યો. અને આખા ટોળામાં ગણગણાટ પ્રસરી ગયો: 'ઠાકોર સાહેબ!' 'ઠાકોર સાહેબ!'

વાંચનાર બોલ્યો: 'ઈમાનસ, ડાકુ.'

બે ખેડૂતોએ એકબીજા સામે તિરછી નજર નાખી લીધી. 'ભૂરીઆ ભાંગનારોને?' 'હા, એ જ.'

એમ એક પછી એક, લાન્તેનાક અને તેની સાથે તુરગુના ગઢમાં લપાયેલા સાથીઓનાં મળીને ઓગણીસેયનાં નામ વંચાઈ ગયાં. ખેડુસમૂહ ગુસપુસ અવાજે એમાંના પ્રત્યેકને અમુક ઉમરાવ, અમુક અમીર, અમુક ગામનો પાદરી, ઇત્યાદિ વિશિષ્ટતાઓ વડે અંદરોઅંદર ઓળખાવતો ગયો. બધાં નામ પૂરાં થયાં અને ફરી નગારું વાગ્યું અને ફરી પાછો વાંચનાર આગળ ચાલ્યો: 'ઉપર જણાવેલા શખ્સો કોઈ પણ સ્થળેથી પકડાશે અને ઓળખી શકાશે કે તરત જ એમને જાનથી મારવામાં આવશે. કોઈ એમને આશરો આપશે કે ભાગવામાં મદદ કરશે તો તેને પણ લશ્કરી અદાલત સમક્ષ રજૂ કરીને જાનથી મારવામાં આવશે. સહી કરનાર—'

ટોળાના શ્વાસ થંભી ગયા.

'સહી કરનાર : પ્રજાકીય સલામતી સમિતિના પ્રતિનિધિ : સિમુરદેન.'

'પાદરી,' એક ખેડૂત બોલ્યો.

'પાદરી ખરો, પણ ભૂરિયો પાદરી;' બીજાએ કહ્યું.

'ઘણા ધોળીઆ થઈ ગયા છે, ને કો'ક વળી આની જેમ ભૂરીઆ.'

'બધાય એકસરખા કાળા છે.' બીજો ગામડિયો બોલ્યો.

ઝરૂખામાં ઊભેલા મુખીએ પોતાની ટોપી ઊંચી કરી અને સાદ પાડયો: 'પ્રજાસત્તાક અમર રહો!'

પણ ફરી નગારું વાગ્યું. જાહેરનામું હજી અધૂરું હતું. વાંચનારે હાથ ઊંચો કરીને કહ્યું; 'સાંભળો! સરકારી જાહેરાતની છેલ્લી ચાર લીટીઓ હજી બાકી છે. એની નીચે ઓતરાદા કિનારા પરની ફોજના સેનાપતિ ગોવેનની સહી છે.'

'સાંભળો! સાંભળો!' ટોળામાંથી અવાજ ઊઠ્યા.

'તુરગ્યુના ગઢમાં—

સર્વત્ર શાંતિ છવાઈ ગઈ.

'અત્યારે તુરગ્યુના ગઢમાં પુરાયેલા અને ઘેરાઈ ગયેલા ઉપરના ઓગણીસ બંડખોરોને મદદ કે સહાય કરવાની ઉપલા ફરમાન અનુસાર મનાઈ ફરમાવવામાં આવે છે. મનાઈ હુકમનો ભંગ કરનાર મોતની સજાને પાત્ર ઠરશે.'

તુરગ્યુ શબ્દ સંભળાતાં જ એક માનવી બોલી ઊઠયું હતું. 'શું?'

બોલનાર સ્ત્રી હતી—માતા હતી. *

મિશેલ્લ ટોળામાં ભળી ગઈ હતી. એણે કાંઇ સાભંળવાની દરકાર કરી નહોતી. પણ દરકાર ન કરવા છતાં ય કેટલીક વસ્તુઓ માણસને સંભળાય છે. તુરગ્યુ શબ્દ એના કાને પકડી લીધો. એનું માથું ઊંચું થયું.

'શું ?' એ ફરી બોલી. 'તુરગ્યુ ?'

લોકો એની સામે જોઇ રહ્યા. એમને એ ગાંડી લાગી. એનો વેશ ચીંથરેહાલ હતો.

'ચોર જેવી લાગે છે કોઇ,' એવા અવાજ આવ્યા.

બિસ્કિટની ટોપલી લઇને જતી એક ખેડુ-સ્ત્રી એની પાસે ગઇ અને ધીમા સાદે બોલી : 'મૂંગી રહે !'

ચક્રમની માફક મિશેલ્લ એ બાઇ સામે તાકી રહી. એ શું બોલી એ કાંઈ એને સમજાયું નહિ. તુરગ્યુનું નામ એના મગજમાં વીજળીના ચમકારાની જેમ આવી ગયું, અને ફરી પાછો એમાં અંધકાર ફરી વળ્યો.

નગારું છેલ્લી વાર બજી ચૂક્યું હતું જાહેરનામું ચોડાઈ ગયું, મુખી ઘરની અંદર જતો રહ્યો, સાદ પાડનાર બીજે ગામ જવા રવાના થયો, અને ટોળું વિખરાવા માંડયું.

પાંચ-સાત જણા ભીંત પર ચોડેલા જાહેરનામાની પાસે ઊભા રહ્યા. મિશેલ્લ પણ એમની સાથે ઊભી રહી. બહારવટિયા તરીકે જાહેર થયેલાં નામો અંગે ત્યાં ચર્ચા થઈ રહી હતી. એમાં ખેડૂતો પણ હતા અને નગરવાસીઓ પણ હતા : એટલે કે ધોળીઆ અને ભૂરીઆ બન્ને હતા

એક ખેડૂત બોલ્યો, 'ત્યારે તો હજી બધાને એમણે સપડાવ્યા નથી. ઓગણીસ તો ઓગણીસ જ કહેવાય ને ! હજી તો રિયોન, બેન્જામિન, ગુપિલ, કોઈ એમને હાથ નથી પડયું.'

તે પછી તો હજી ન સપડાયેલાઓનાં નામ એક પછી એક સહુને મોઢેથી નીકળવા માંડયાં.

'અબુધો !' એક બુઢ્ઢો બોલી ઊઠયો. 'એક લાન્તેનાક એમના હાથમાં આવ્યો એટલે પછી બધું ય આવી ગયું સમજો ને !'

'પણ હજી ક્યાં એ પકડાયો છે!' બીજાએ કહ્યું.

'લાન્તેનાક જાય એટલે આત્મા જતો રહ્યો માનવો. લાન્તેનાક મર્યો એટલે વાંડીનું ય મોત આવ્યું જાણજો.' બુઢ્ઢાએ ઉમેર્યું.

'ત્યારે આ લાન્તેનાક છે કોણ?' એક નગરજને પૂછ્યું.

બીજા નગરજને જવાબ આપ્યો: 'ઠાકોર છે.'

ત્રીજાએ ઉમેર્યું: 'સ્ત્રીઓને પણ એ ગોળીએ દેતો ફરે છે.'

મિશેલ્લે એ સાંભળ્યું: એ બોલી ઊઠી: 'સાચું.'

સહુની નજર એની ઉપર મંડાઇ.

એણે ઉમેર્યું; 'કારણ કે મને જ એણે ગોળીએ દીધેલી.'

આ અજબ શબ્દો હતા: જાણે કોઈ જીવતી બાઇ એમ કહેતી હોય કે એ મરેલી છે! લોકો એની સામે શંકાની નજરે જોવા લાગ્યા. કોઈએ કહ્યું: 'જાસૂસ લાગે છે.'

'મોઢું બંધ રાખ અને અહીંથી રવાના થઇ જા.' પેલી ભલી ખેડુ-સ્ત્રીએ એના કાનમાં કહ્યું.

મિશેલ્લે જવાબ દીધો: 'હું કોઈને નડતી નથી. હું તો મારા છોકરાં ગોતું છું.'

બાઈએ એને એક બાજુ લઇ જઇને એક બિસ્કિટ દીધું.

કાંઇ આનાકાની કર્યા વિના, કે આભારવશતાના કાંઇ હાવભાવ દર્શાવ્યા વિના મિશેલ્લ ભુખાળવાની માફક એ ખાવા મંડી.

'ગાંડી લાગે છે,' ખેડૂતો બોલતા ગયા. 'જુઓને, ઢોરની જેમ ખાય છે,' કહીને લોકો સહુ સહુને રસ્તે પડયા.

બિસ્કિટ પૂરું કરીને મિશેલ્લે ખેડુ-સ્ત્રીને કહ્યું, 'મજાનું છે. મેં ખાઇ લીધું. હવે બોલો, તુરગ્યુ ક્યાં છે?'

'વળી પાછી ઘૂરી આવી!' ખેડુ-બાઇ બોલી ઊઠી.

'મારે તુરગ્યુ જવું છે! મને કોઈ તુરગ્યુનો મારગ દેખાડો!'

'ત્યાં જવાય જ નહિ,' બાઈએ કહ્યું. 'મરવું છે તારે? વળી, મને તો એના મારગની ખબરે ય નથી. અરેરે! તું તો સાવ ગાંડી છો. સાંભળ, બાઈ, તને થાક ચડયો લાગે છે. ચાલ મારે ઘરે અને જરા વિસામો ખા.'

'હું વિસામો ખાતી જ નથી,' માતા બોલી.

'તારા પગ તો જો, ફાટીને ચિરાડિયાં થઈ ગયા છે!'

મિશેલ્લે કહ્યું, 'કહું છું નહિ કે મારાં છોકરાં ચોરાઈ ગયાં છે? એક દીકરી ને બે દીકરા. હું કાંઠાના જંગલ બાજુથી આવું છું. એમાં ભિખારો રહે છે એને પણ તમે પૂછી જોજો. એ મને ઓળખે છે. ભિખારાએ જ મારી માવજત કરેલી. મારી અંદર કાંઈક હાડકું ભાંગી ગયેલું. તે ઉપરાંત નાયક રાદુબ પણ છે. એને ય તમે પૂછી જોજો. એ તમને સમજાવશે. હા, એ જ અમને જંગલમાં મળેલો. ત્રણ! કહું છું, ત્રણ છોકરાં!! મોટાનું નામ છે જાન હું તમને ખાતરી કરાવી દઉં તેમ છું. બીજાનું નામ આલેન, અને નાની છોડીનું નામ જ્યોરજેટ. મારો ધણી મરી ગયો છે. એ લોકોએ એને મારી નાખ્યો. સિરકાઈનાર્ડમાં અમારી ખેતી છે. તું કો'ક ભલી બાઈ લાગ છ. મને મારગ બતાવ, બેન! હુ ગાંડી નથી— હું મા છું! મારાં પેટનાં જણ્યાં ખોવાણાં છે! હુ એને ગોતતી ફરું છું. હું કયે રસ્તે આવી છું એની ય મને ખબર નથી. કાલ રાતે એક ઉઘાડા ઘરમાં ઘાસ ઉપર હુ સૂતી હતી. મારે તુરગ્યુ પહોંચવું છે. હું કાંઈ ચોર નથી. હું સાચું બોલું છુ. મને કાંઈક તો મદદ કર, બાઈ. આ મારો દેશ નથી, હુ અંહી અજાણી છુ.'

ખેડુ-સ્ત્રીએ ડોકું ધુણાવ્યું, અને કહ્યું, 'જો બાઈ, આ તો બળવાનો વખત છે. તારે એલફેલ ન બોલવું જોઈએ: નહિતર કોઈક ઉડાડી મૂકશે.'

'પણ તુરગ્યુ !' માતા બોલી. 'ભગવાનને ખાતર બાઈ, હું તારે પગે પડીને વિનવું છું, તુરગ્યુનો મારગ મને દેખાડ !'

ખેડુ-સ્ત્રી ઉશ્કેરાઈ ગઈ: 'હું કાંઇ જાણતી નથી ! અને જાણતી હોત તો ય કહેત નહિ ! એ બહુ ભૂંડી જગ્યા છે. કોઈ ત્યાં જતું નથી.'

'પણ હું જાઉં છું.' માતા બોલી.

અને એ ચાલવા માંડી. બાઈ એને જતી જોઈને ગણગણી: 'પણ એને પેટમાં નાખવા તો કાંઇક જોઈશેને !'

એ મિશેલની પાછળ દોડી અને એના હાથમાં એણે એક કાળી રોટી મૂકી.

મિશેલે રોટી લઈ લીધી, એ કાંઈ બોલી નહિ; એમણે પાછું વાળીને જોયું પણ નહિ; અને એ આગળ ચાલી.

એ ગામની બહાર પહોંચી. છેવાડાના ઘર પાસે ત્રણ ચીથરેહાલ છોકરાં ઉઘાડે પગે ઊભાં હતાં. એ એમની નજીક ગઈ અને બોલી. 'આ બે છોકરા ને એક છોડી છે.'

છોકરાં રોટી સામે તાકી રહ્યાં હતાં એ એણે જોયું, અને રોટી એમને આપી દીધી.

છોકરાંએ રોટી તો લઈ લીધી, પણ પછી એમને બીક લાગી.

દરમ્યાન બાઇ જંગલમાં પ્રવેશી ચૂકી હતી.

પ્રકરણ આડત્રીસમું

# ગિલોટીન-શત્રુઓની ગફલત

**એ** જ દિવસે પ્રભાતના પહોરમાં જંગલના બીજા એક ભાગમાં બીજું કાંઈક બની રહ્યું હતું.

ઝાડી નાળ્યમાં થઈને રસ્તો વાંકોચૂંકો ચાલ્યો જતો હતો. એની જમણી અને ડાબી બાજુએ કાંટાની વાડ હતી. છાપો મારવા માટે એ ઉત્તમ સ્થળ હતું.

એ સવારે મિશેલલે પેલા ગામમાં વીસ ઘોડેસ્વાર વોળાવિયા સાથેનું પેલું ગાડું જોયું તે પૂર્વે એક કલાકે આ સ્થળની આસપાસ કુંડીબંધ માણસો ગોઠવાઈ ગયા હતા; ઝાંખરાં પાછળ એ લપાયેલા હતા. એ તમામ ખેડૂતો હતા અને એમણે ગામડાનાં જાકીટ પહેરેલાં હતાં. એ હથિયારબંધ હતા: કોઈને હાથમાં બંદૂકો હતી ને કોઈના હાથમાં કુહાડીઓ. કુહાડીવાળા માણસોએ એક ખુલ્લી જગ્યામાં સૂકાં સાંઠીકાં અને ડાંખળાં ગોઠવીને ચિતા જેવો ખડકલો બનાવ્યો હતો. બંદૂકવાળાઓ રસ્તાની બેઉ બાજુએ ગોઠવાઈને મારગ ઉપર નજર નાખતા બેઠા હતા. એમની આંગળીઓ બંદૂકના ઘોડા ઉપર દાબેલી હતી, અને બંદૂકો મારગ ભણી તાકેલી હતી. રસ્તા ઉપર પ્રભાતનાં પ્રથમ કિરણો પડવા માંડયાં હતાં.

અર્ધ-ઉજાસમાં ઝીણા સાદે વાતો થતી હતી—

'તને બરાબર ખાતરી છે ને?'

'હા ભાઈ, બધાય કહે છે તો ખરા'

'એ અહીંથી નીકળવાની છે?'

'આટલામાં જ ક્યાંક આવી છે એમ સાંભળ્યું છે.'

'અહીંથી હવે બહાર ન નીકળવા પામે હો !'

'અરે, બાળી જ મૂકવી છે ને !'

'પણ વેળાવિયાનું શું ?'

'એને મારી નાખવાના'

'પણ એ અહીંથી નીકળશે ખરી ?'

'સહુ એમ કહે છે.'

'કયે છે કે એ પુન્જેર્સ બાજુથી આવવાની છે ?'

'જ્યાંથી આવતી હોય ત્યાંથી, આપણી પાસે તો જમરાજાને ઘેરથી આવે છે.'

'હા.'

'અને એને ત્યાં જ પાછી મોકલવાની છે.'

'હં.'

'અહીંથી જવા નથી દેવી હો !'

'ના.'

'ના, ના, ના, નહિ જ.'

'જો હવે ધ્યાન રાખ !'

દિવસ ઊગી રહ્યો હતો એટલે હવે મૂંગા રહેવામાં ડહાપણ હતું.

એકાએક, લપાયેલા માણસોના શ્વાસ થંભી ગયા. ગાડાનાં પૈડાંનો અને ઘોડાના ડાબલાનો અવાજ એમને કાને પડયો. એમણે ડાળીઓ વચ્ચેથી નજર કરી તો એક લાંબું ગાડું, ગાડા ઉપરની કોઈ વસ્તુ અને ઘોડેસ્વાર વેળાવિયા દૂરથી એમની નજરે પડયાં. આખો કાફલો એમની દિશામાં ચાલ્યો આવતો હતો.

આગેવાન જેવા દેખાતા એકે કહ્યું : 'એ આવે !'

'હા' બીજાએ કહ્યું; 'વેળાવિયા પણ સાથે છે.'

'કેટલા જણ ?'

'બાર.'

'આપણને તો કીધું'તું ને કે વીસ છે ?'

'બાર હોય કે વીસ, આપણે તો બધાયને ઠાર મારવાના છે.'

'હજી ઓરા આવવા દેજો.'

થોડીવારમાં જ ગાડું અને વોળાવિયા રસ્તાના પહેલા વળાંકમાં આવી પહોંચ્યા.

'મહારાજાનો જય હો !' મુખ્ય ખેડૂતે સાદ પાડયો.

એક સામટી સો બંધૂકો ફૂટી.

એનો ધુમાડો વિખરાયો ત્યારે વોળાવિયા પણ વેરવિખેર થઇ ગયા હતા. સાત ઘોડેસ્વાર ધૂળ ચાટતા પડયા હતા; પાંચ નાસી છૂટયા હતા. ખેડૂતો ગાડા પાસે પહોંચી ગયા.

'રહેજો !' આગેવાન બોલી ઊઠયો. 'આ તો ગિલોટીન નથી ! નિસરણી છે !'

ગાડામાં લાંબી એક નિસરણી સિવાય બીજું કાંઈ જ નહોતું. ગાડું ખેંચતા બે ઘોડા ઘવાયા હતા, ગાડીવાન મરી ગયો હતો.

'કાંઈ વાંધો નહિ,' આગેવાન બોલ્યો. 'વોળાવિયા સાથે નિસરણી જાય તેમાં ય કાંઈક ભેદ હોવો જોઈએ. મોટે ભાગે તો તુરંગુ ઉપર ચઢવા માટે જ એ મગાવી હશે.'

'તો પછી નિસરણીને બાળી મૂકીએ ! ખેડૂતોએ પોકાર કર્યો.

અને એમણે નિસરણી બાળી મૂકી.

જે ગાડાની વાટ જોઇને એ ઊભા હતા તે તો બે ગાઉ દૂરના બીજા રસ્તા ઉપર થઇને આગળ જઇ રહ્યું હતું. સૂર્યોદય વખતે મિશેલ્લે એને પેલા ગામડામાંથી પસાર થતું જોયું હતું

પ્રકરણ ઓગણચાલીસમું

# વેરાનમાં

ત્રણ છોકરાંને રોટી આપી દઈને ચાલી નીકળેલી મિશેલ્લ આંધળી બનીને વનવાટ કાપી રહી હતી. કોઈએ એને રસ્તો બતાવ્યો નહિ એટલે પછી એ એણે જાતે જ શોધી લેવો રહ્યો હતો. કોઈ કોઈ વાર એ બેસી જતી, પાછી ઊભી થતી અને ફરી બેસી જતી. થાકીને એ લોથ બની ગઈ હતી. એનો થાક લોહીમાંસને વટાવીને અંદર ઠેઠ હાડકાં સુધી પહોંચ્યો હતો—ચોવીસે કલાક વૈતરું કર્યા કરનાર ગુલામના જેવો એ થાક હતો. એ પણ ગુલામ જ હતી ને—એના બાળકોની ગુલામ! એમને શોધ્યા વિના એને ચાલે તેમ નહોતું. જેટલી ઘડી વીતતી હતી તેટલું કદાચ એમને નુકશાન થતું હશે. શ્વાસ લેવા થંભવાની પણ એને મનાઈ હતી. પણ એનો થાક સહનશીલતાની સીમા વટાવી ગયો હતો: બીજું ડગલું ભરી શકાશે કે કેમ તે પણ એક સવાલ બની ગયો હતો. આખો દિવસ એ ચાલેલી. એકેય ગામ, કે એક ઘર સુદ્ધાં એની વાટમાં આવ્યું નહોતું પહેલાં એણે સાચો રસ્તો લીધો હતો, પણ પાછળથી એ આડે મારગે ચડી ગઈ અને એકબીજીને મળતી આવતી વૃક્ષઝાડીઓમાં અટવાઈ ગઈ. એના મુકામે એનાથી પહોંચાશે? કે વાટમાં જ એનો દેહ પડવાનો હશે?

એવી એક ઘડી આવી કે જ્યારે આગળ વધવું સાવ અશક્ય બની ગયું. સૂરજ નમી રહ્યો હતો વનમાં અંધકાર વધી રહ્યો હતો.

વગડાઉ ઘાસે વાટ ઢાંકી દીધી હતી, એ નિઃસહાય હતી. ઈશ્વર વિના એને કોઈનો આધાર નહોતો. એણે ચીસો પાડી જોઈ, પણ કોઈએ જવાબ ન આપ્યો.

એણે આસપાસ જોયું. ઝાડીઓ વચ્ચે એક ખુલ્લી જગ્યા હતી. એ દિશામાં એણે ડગલાં ભર્યાં અને એકાએક એ જંગલને છેડે આવી પહોંચી. સામે જ એક ઝરણું વહેતું હતું એ જોઈને એને યાદ આવ્યું કે એના કંઠમાં શોષ પડયો છે. ઝરણા પાસે જઈ નીચી નમીને એણે પાણી પીધું.

પછી એ જ ઘૂંટણભર દશામાં એણે પ્રભુપ્રાર્થના કરી. ઝરણું ઓળંગીને એ આગળ ચાલી. જંગલ હવે પુરું થયું હતું. એની સામે નજર પહોંચે ત્યાં સુધી ચઢાણ વાળું નિર્જન મેદાન પડયું હતુ. બીકના માર્યા ભાગતાં હોય તેવાં થોડાં ગેડતાં પંખી સિવાય કોઈ ત્યાં નજરે ચઢતું નહોતું.

આવી અસહ્ય નિરાધારતા વચ્ચે એના પગ નીચેની જમીન સરી જતી હોય તેવું એને લાગ્યું, એ એકાએક ગાંડા જેવી બની ગઈ, અને અખંડ નીરવતામાં એણે એક કારમી ચીસ પાડીઃ 'અહીં કોઈ છે કે નહિ?'

જવાબની વાટ જોતી એ ઊભી રહી અને જવાબ આવ્યો પણ ખરો. એક આછો ઊંડો ધબકારો સંભળાયો. ક્ષિતિજની કોર ઉપરથી પડઘાની પાંખે ચડીને એ આવ્યો હતો. કાં તો એ મેઘ-ગર્જના હતી, અને કાં તો કોઈ તોપનો ધડાકો હતો. એણે માતાના સવાલનો જાણે કે જવાબ દીધો, અને બોલ્યો, 'હા.'

ફરી પાછી નીરવતા ફરી વળી.

માના ઊભી થઈ. એનામાં ચેતન આવ્યું હતું. નજીકમાં જ કોઈ હતું. એને લાગ્યું કે એની સાથે કોઈક ત્યાં હતું. એણે પાણી પીધું હતું અને પ્રભુપ્રાર્થના કરી હતી; એનામાં શક્તિ આવી. મેદાનના ચઢાણ ઉપર એણે ડગલાં ભરવા માંડયાં. પેલો દૂરદૂરનો અવાજ જ્યાંથી આવ્યો હતો એ દિશામાં એ આગળ વધી.

એકાએક, ક્ષિતિજની કોર ઉપર એણે ઊંચા એક ગઢનો ટોચ

ભાળી ચોપાસના રણવગડામાં એ એક જ વસ્તુ ઉપર નજર ચોંટે તેમ હતી. આથમતા સૂર્યનું એક કિરણ એની ટોચને ગુલાબી રંગે રંગતું જતું હતું. હજી એ સ્થળ દોઢેક ગાઉ દૂર હતું. એની પછીતે વૃક્ષઝાડીઓનો એક વિશાળ પટ ધુમ્મસ નીચે ઢંકાયેલો પડયો હતો. એ હતું ફુજેર્સનું જંગલ.

એને સાદ કરનાર પેલી ગર્જના આ ગઢમાંથી આવી હશે એમ માતાએ માન્યું.

એમ કરતાં કરતાં એ મેદાનની ટોચે પહોંચી. એની નજર સામે હવે થોડી ખુલ્લી જગ્યા જ બાકી રહી હતી

અને એ ગઢ ભણી ચાલી.

પ્રકરણ ચાલીસમું

# કાળઘડી

**આ**ખરે એ ઘડી આવી પહોંચી. નિષ્ઠુરના હાથમાં નિર્દય—સિમુરદેનના હાથમાં લાન્તેનાક સપડાયો હતો.

રાજાપક્ષનો આ વૃદ્ધ અંધેર હવે છટકી શકે તેમ નહોતો, અને સિમુરદેનની યોજના એ ઠાકોરને ત્યાંને ત્યાં જ—એની પોતાની ધરતી ઉપર અને એના પુરાણા નિવાસસ્થાનની નજર સામે જ—ગરદન મારવાની હતી.

આ ઇરાદાથી જ એણે ગિલોટીન મગાવી હતી. એ ગિલોટીન હજી હમણાં જ આપણે વાટમાં જોઈ ગયા છીએ.

લાન્તેનાકને મારવો એટલે વાંડીને સંહારવું. વાંડીનો સંહાર એટલે ફ્રાંસનો બચાવ. સિમુરદેન અડગ હતો. એનો આત્મા શાંત હતો. એની કર્તવ્યબુદ્ધિ એને વિકરાળ બનાવતી હતી.

ઠાકોર હવે હારેલો દેખાતો હતો. એ વિશે સિમુરદેનનું ચિત્ત નિશ્ચિત હતું. પણ બીજી એક ચિંતા એને થઈ રહી હતી. લડાઈ અતિ વિકટ બનવાની હતી. ગોવેન એનું સંચાલન કરનાર હતો, અને કદાચ એ એમાં જાતે ભાગ પણ લે. એ જુવાન સેનાપતિનું હૈયું સિપાહીનું હતું. આ હાથોહાથનીઝપાઝપીમાં ઝંપલાવે એવો એ માણસ હતો. અને જો એમાં એનું મોત થાય તો—ગોવેનનું, એના સંતાનનું! એનું વાત્સલ્ય ઠાલવવા માટે પૃથ્વી ઉપર એ એક જ સ્થળ હતું. આજ સુધી તો વિધાતાએ એની રક્ષા કરી હતી, પરંતુ વિધાતા તો થાકી પણ જાય. સિમુરદેન ધ્રુજી ઊઠ્યો. વિધિએ એને લાવીને બે ગોવેનોની વચ્ચે મૂક્યો હતો: એમાંના એક માટે એ મોત અને બીજા કાજે જીવન માગતો હતો.

જે તોપના ધડાકાએ જ્યોરજેટને એની કાચી ઊંઘમાંથી જગાડી હતી, અને એકલતાના ઉંડાણમાંથી માતાને બહાર નીકળવાનો સાદ પાડયો હતો, તેણે એથી વિશેષ પણ કાંઈક કર્યું હતું. અજાણતાં, કે પછી તોપચીના ઈરાદાને કારણે, માત્ર ચેતવણીરૂપે ફોડાયેલી એ તોપના ગોળાએ ગઢના પહેલા માળે આવેલી ઉજાસબારીને ઢાંકતું લોખંડી સળીઆનું જાળીઉં તોડી નાખ્યું હતું. એની મરામત કરવાની વેળા હવે રહી નહોતી.

ગઢમાં ઘેરાયેલાઓએ શેખી તો ઘણી કરેલી, પણ એમની પાસે દારૂગોળો બહુ થોડો હતો. બહારવાળાઓ ધારતા હતા તેના કરતાં પણ એમની હાલત ઘણી વધુ કફોડી હતી. એમની પાસે જો પૂરતો દારૂગોળો હોત તો તો શત્રુ અંદર આવે પછી આખો ગઢ ઉડાવી મૂકીને પોતાની સાથે દુશ્મનને પણ એ દાટતા જાત. એ એમનું સ્વપ્ન હતુ, પણ દારૂગોળાનો સઘરાયેલો જથ્થો ખલાસ થઈ ગયો હતો. માણસ દીઠ ત્રીસ ગોળીઓ આવે એટલો જ જથ્થો એમની પાસે રહ્યો હતો. બંધૂકો અને પિસ્તોલો એમની પાસે ઘણી હતી, પણ કારતૂસો થોડાક જ હતા. તમામ બંધૂકો–પિસ્તોલો એમણે ભરીને તૈયાર રાખી હતી, જેથી એકધારા ગોળીબાર ચાલુ રાખી શકાય. પણ એ ગોળીબારોનો પ્રવાહ કેટલેક સુધી ચાલુ રહી શકે? સદ્‌ભાગ્યે, લડાઈ મોટે ભાગે તો હાથોહાથની થવાની હતી. એટલે બંધૂકો ને પિસ્તોલો કરતાં તલવાર અને ખંજરની જરૂર વધારે રહેવાની હતી. ગઢમાં ઘેરાયેલાઓ બંધૂકાની તડાફડીને બદલે છૂરીના દ્વંદ્વયુદ્ધની આશા ધરી રહ્યા હતા.

અંદરખાનેથી ગઢ અભેદ્ય બન્યો લાગતો હતો. સુરંગે પાડેલા ગાબડાવાળા ભોંયતળિયે કુશળતાપૂર્વક બંધાયેલા મોરચા એ પ્રવેશદ્વારનું રક્ષણ કરતા હતા. મોરચાની પછવાડે એક લાંબુ ટેબલ પડયું હતુ. તેની ઉપર ભરેલી પિસ્તોલો–બંધૂકો, તલવારો, કુહાડીઓ અને છૂરીઓ ગોઠવાયેલી હતી. ભોંયતળિયાની ઉપરના માળના ગોળ

ઓરડા સુધી પહોંચવા માટે સાંકડા વાંકાચૂંકાં પગથિયાં સિવાય બીજો કોઈ રસ્તો નહોતો. એ ઓરડામાં પણ તૈયાર શસ્ત્રોથી છવાયેલું બીજું એક ટેબલ પડયું હતું. એમાં પ્રકાશ પાથરતી ઉજાસબારીનું જાળિયું હજી હમણાં જ તૂટી ગયું હતું. અહીંથી સીડીનાં પગથિયાં બીજા માળના ઓરડામાં જતાં હતાં. પૂલ ઉપરના મિનારામાં જવાનું લોખંડી બારણું પણ આ ઓરડામાં હતું. આ ખંડ લોઢાના બારણાવાળા કે આભલાંવાળા ઓરડા તરીકે ઓળખાતો, કારણ કે એની દીવાલના ખુલ્લા પથ્થરોમાં ખોડાયેલા કાટેલા ખીલાઓ ઉપર અનેક નાનાં નાનાં આભલાં ટિંગાતાં હતાં.

એની ઉપરના માળનું રક્ષણ થઇ શકે તેમ નહોતું. એટલે યુદ્ધનો આખરી ફેંસલો આ બીજા માળ ઉપર જ થઇ જવાનો હતો. આ ઓરડામાં ઉજાસબારીઓ વાટે પ્રકાશ આવતો હતો, છતાં એક મશાલ પણ એમાં સળગતી હતી. નીચલા માળની માફક અહીં પણ લોઢાની એક ખીતીમાં ભરાવાયેલી આ મશાલ ઈમાનસે સળગાવેલી હતી. અને પેલી ગંધકવાળી દોરીનો છેડો એની નજીક જ મૂકેલો હતો. કેવી ભયાનક કાળજી !

ભોંયતળિયાને એક છેડે બે પાયા ઉપર ટેકવેલું પાટિયું હતું. એની ઉપર ભાતની રકાબીઓ, રાબડીનાં છાલિયાં, બિસ્કિટ, મુરબ્બા અને પીણાંઓ મુકાએલાં હતાં: જેની ઇચ્છા થાય તે ખાઈ શકે તેમ હતું.

આખરે તોપ ફૂટી અને સહુ એકધ્યાન બની ગયા. માત્ર અરધા કલાકની જ શાંતિ હવે બાકી રહી હતી.

ગઢની ટોચેથી ઈમાંનસ શત્રુના હલ્લાની આખરી તૈયારીઓ જોઈ રહ્યો હતો. હલ્લો ચાલુ થાય તે વખતે શત્રુ ઉપર ગોળીબાર ન કરવાની સૂચના લાન્તેનાકે એના માણસોને આપી રાખી હતી. એણે કહેલું કે: ' એ છે ચાર હજાર ને પાંચસો, બહાર એને મારવા એ

નકામું છે. એ ગઢમાં પ્રવેશવા જશે ત્યારે પછી એનું અને આપણું જોર સરખું હશે.'

પછી હસીને એણે ઉમેર્યું હતું, 'સમાનતા, બંધુતા !'

શત્રુ જ્યારે હલ્લો શરૂ કરે ત્યારે પ્રમાનસે શીંગડું ફૂંકવું એમ નક્કી થયું હતું.

દરમિયાન આ નાનીશી ફોજ મોરચા પછવાડે અને પગથિયાં ઉપર ગોઠવાઇને વાટ જોતી હતી. એનો એક હાથ બંધૂક ઉપર અને બીજો માળા ઉપર હતો.

એટલે આખી વાતનો સરવાળો આ હતો:

હલ્લો કરનારાઓએ ગામડું પાર કરવાનું હતું, મોરચાબંધી તોડી પાડવાની હતી, એક ઉપર બીજો, બીજા ઉપર ત્રીજો, એમ એક પછી એક ત્રણ ઓરડાઓ જીતવાના હતા, ગોળીઓના વરસાદ વચ્ચેથી બે વાંકીચૂંકી સીડીઓનું પગથિયે પગથિયું સર કરવાનું હતું;

અને, અને ઘેરાયેલાઓને—મરવાનું હતું...

પ્રકરણ એકતાલીસમું

## 'અમારાં બચ્ચાં'

પોતાને પક્ષે ગોવેન પણ હલ્લા અંગેની ગોઠવણો કરી રહ્યો હતો. સિમુરદેનને એણે છેવટની સૂચનાઓ આપી દીધી. સિમુરદેનનું કામ વાંકળાની સામી બાજુ તોપો સહિત ઊભા રહીને ચોકી રાખવાનું હતું. એ જ પ્રમાણે ગોવેનના નાયબે ફોજનો મુખ્ય જથ્થો સાચવીને જંગલમાંની છાવણીમાં રહેવાનું હતું. જંગલમાંની છૂપી તોપો કે વાંકળાને સામે કાંઠે પડેલી ઉઘાડી તોપો દુશ્મન ભાગવાનો પ્રયાસ ન કરે ત્યાં સુધી વાપરવાની નથી એવી સમજણ થઈ ગઈ હતી. ગઢ ઉપર હલ્લો કરનારાઓની આગેવાની લેવાનું કાર્ય ગોવેને પોતાને માટે રાખ્યું હતું. સિમુરદેનને એની જ ચિંતા થઇ રહી હતી.

સૂર્ય હમણાં જ આથમ્યો હતો.

ગઢ સામે તોપનો ઉપયોગ કરવાનો નહોતો. પંદર ફૂટ જાડી દીવાલો ઉપર તોપગોળા વેડફી દેવાનો શો અર્થ? ગાબડું: એની એક બાજુથી માણસોનો હલ્લો, બીજી બાજુથી માણસોનો સામનો; કુહાડીઓ, છૂરીઓ, પિસ્તોલો, ઢીંકાપાટુ, બટકાં: એવા પ્રકારનું એ યુદ્ધ થવાનું હતું. ગોવેનને લાગ્યું કે તુરગ્યુ જીતવા માટે બીજો કોઈ રસ્તો નથી. સામસામા લડવૈયા જેમાં એક બીજાની આંખો જોઈ શકે એટલા નજીક હોય એ જંગ ભારે ખૂનખાર બને છે.

ગોવેન ઊભો ઊભો વિચાર કરતો હતો. એનાથી થોડાં ડગલાં દૂર એનો નાયબ હાથમાં દૂરબીન લઇને ક્ષિતિજ ઉપર નજર કરતો હતો. એકાએક એ બૂમ પાડી ઊઠયો: 'આવી! આખરે આવી!'

એ બૂમથી ગોવેનની વિચારમાળામાં ભંગ પડયો. 'કોણ આવી?' એણે પૂછ્યું.

'સેનાપતિ, નિસરણી આવી રહી છે.'

'કેમ! હજી સુધી એ આવી નહોતી?'

'ના જી. મને એની જ ફિકર થતી હતી. જાવેન ગામે મેં મોકલેલો સવાર તો પાછો આવી ગયેલો.'

'એ મને ખબર છે.'

'એણે મને કહ્યું કે જાવેનના સુથારની કોડમાં આપણે જોઈતી હતી એ માપની જ નિસરણી તૈયાર હતી. એણે એ લઈને ગાડે ચડાવી દીધી હતી. ત્યાંની છાવણીમાંથી એણે બાર ઘોડેસ્વારો વોળાવિયા તરીકે માગેલા. અને પછી ગાડું, વોળાવિયા ને નિસરણીને રવાના કરીને એ પોતે મારતે ઘોડે અહીં વહેલો આવીને સંદેશો આપી ગયેલો; એણે એમ પણ કહેલું કે ઘોડા સારા હતા અને સવારના એએક વાગે ત્યાંથી રવાના થઈ ગયા હોવાથી એ અહીં સૂર્યાસ્ત પહેલાં તો આવી પહોંચશે.'

'એ બધું હું જાણું છું, પણ હવે શું છે?'

'હમણાં જ હું દૂરબીનમાંથી એના આવવાના મારગ ઉપર નજર ફેરવતો હતો ત્યાં મેં ગાડું અને વોળાવિયા જોયાં; એટલે મારાથી બૂમ પડાઈ ગઈ. એ આવે! સામેના ટેકરા ઉપરથી હવે ઉતરતાં દેખાય છે.'

ગોવેને દૂરબીન લઈને જોયું. 'હા, છે તો ખરાં. અંધારું થવા માંડ્યું છે એટલે સ્પષ્ટ નથી દેખાતાં, પણ વોળાવિયાને હું બરાબર જોઈ શકું છું. એમાં કાંઈ શંકા નથી. માત્ર તમે કહ્યા તેના કરતા વોળાવિયા કાંઈક વધારે સંખ્યામાં લાગે છે.'

'મને પણ એવું લાગેલું.'

'હજી એ અરધો'ક ગાઉ દૂર છે.'

'જી હા, હવે પા કલાકમાં નિસરણી અહીં પહોંચી જશે.'

'ત્યારે તો આપણે હલ્લો શરૂ કરી દઈ શકીએ તેમ છીએ.'

એમણે ગાડું આવતું જોયું ખરું, પણ એ જે ધારતા હતા તે ગાડું આ નહોતું.

ગોવેન બીજી બાજુ ફર્યો ત્યાં નાયક રાદુબ ટટ્ટાર ઊભો હતો, એની આંખો નીચી ઢળેલી હતી.

'શું છે નાયક રાદુબ ?'

'નાગરિક સેનાપતિ, અમારી ઉપર, લાલ ટોપીની પલટનના સિપાહીઓ ઉપર, એક ઉપકાર કરશો ?'

'શું ?'

'અમને મારી નાખો !'

'હા !' ગોવેને કહ્યું.

'એટલી દયા અમારી ઉપર બતાવશો ?'

'એ તો સંજોગો ઉપર આધાર રાખે છે.'

'જુઓ સેનાપતિ, દોલવાળી લડાઈ પછી તમે અમને બહુ સાચવ્યા છે. હજી અમે બારના બાર જ રહ્યા છીએ.'

'તેથી શું ?'

'એની અમને ભારે શરમ આવે છે.'

'પણ તમારે અનામત દળોમાં રહેવાનું છે.'

'અમને મોખરાની ટુકડીમાં રાખો તો સારું.'

'પણ લડાઈની અંતવેળાએ વિજય મેળવવામાં તમારી જરૂર પડશે એમ માનીને જ મેં તમને પાછળ રાખ્યા છે.'

'પણ અમારે પાછળ નથી રહેવું. પેરિસને મોખરે રહેવાનો હક્ક છે.'

'હું વિચાર કરી જોઇશ, નાયક રાદુબ.'

'આજે જ વિચાર કરો, સેનાપતિ. આજ અમારે માટે તક છે. આજ સામસામા આકરા ઘા પડવાના છે. આજનો જંગ અનેરો હશે. તુરગ્યુનો ગઢ એને અડનારાઓનાં આંગળાં દઝાડવાનો છે. અમારે એમાં શામિલ થવું છે. એટલી કૃપા કરો.'

નાયક જરા થંભી ગયો. મૂછને થોડો વળ દઇને પછી એ બદલાયેલા અવાજે બોલ્યો, 'ઉપરાંત, સાંભળો સેનાપતિ, અમારાં છૈયાં આ ગઢમાં છે. એ અમારાં બચ્ચાં છે—આખી પલટનનાં બચ્ચાં છે એ ત્રણેય. પેલા જંગલી પશુ ઇમાનસે, પેલા દૈત્યે, અમારાં બચ્ચાંને હેરાન કરવાની ધમકી આપી છે. એ બચ્ચાંથી વિશેષ મહોબ્બત અમને કોઇની ઉપર નથી, સેનાપતિ. આભ તૂટી પડે તોય એને અમે આંચ નહિ આવવા દઇએ. સાંભળો છો ને સેનાપતિ? આ બાબતમાં કોઇની સત્તા અમને રોકી નહિ શકે. થોડી વાર પહેલાં જ વોંકળાના સામા કાંઠાની ભેખડ ઉપર ચડીને મેં ઊંચી બારીએ નજર કરી અને મને એ દેખાયેલાં. એ ત્યાં જ છે. સામી ભેખડ ઉપરથી એ ચોખ્ખાં દેખાય છે. સેનાપતિ, એમનાં રૂપાળાં માથાંનો એક વાળ પણ જો વાંકો થયો છે તો, હું કસમ ખાઇને કહું છું કે, હું, નાયક રાદુબ, એનું વેર લીધા વિના જંપીશ નહિ. અને અમારી આખી પલટન પણ એમ જ કહે છે. કાં તો અમારે એ બચ્ચાંને બચાવવાં છે, અને કાં તો અમારે જ ખતમ થઈ જવું છે. એટલો અમારો અધિકાર છે—હા, અમે બધા ખતમ થઈ જશું. સલામ, સેનાપતિ; બેઅદબી માફ કરજો.'

ગોવેને રાદુબના ખભા ઉપર હાથ મૂક્યો, અને કહ્યું, 'તમે સાચા શૂરવીરો છો. હલ્લો કરનાર ટુકડીમાં તમને જરૂર સ્થાન મળશે. હું તમને બે ભાગમાં વહેંચી નાખવા માગું છું તમારામાંથી

છ મોખરે રહે અ[illegible]ની આગેકૂચ ચાલુ રખાવે, અને બીજા છ પાછળ રહે અને કોઈ પીછેહઠ ન કરે તેનું ધ્યાન રાખે.'

'મહેરબાની, સેનાપતિ! પણ હું તો મોખરે જ રહીશ.'

સલામ કરીને રાહુબ પોતાના અગિયાર સાથીઓ પાસે ગયો. ગોવેને ખીસામાંથી ઘડિયાળ કાઢીને એમાં જોયું, પોતાના નાયબના કાનમાં એણે થોડા શબ્દો કહ્યા; અને હલ્લો કરનારી ટુકડી એકત્રિત થવા માંડી.

પ્રકરણ બેંતાલીસમું

# ધર્મગુરુનો આત્મા

વાંકળાને સામે કાંઠેના પોતાના સ્થાને હજી સુધી ન ગયેલા સિમુરદેને એક બ્યૂગલચીને બોલાવ્યો.

'મારે વાત કરવી છે,' એણે ગઢની ટોચ સામે જોઈને કહ્યું.

બ્યૂગલ બજ્યું; શીંગડાએ જવાબ આપ્યો. ફરી બન્નેએ ફૂંફાડાની આપલે કરી.

'આ શું?' ગોવેને નાયબને પૂછ્યું. 'સિમુરદેનને હવે શું કામ છે?'

ત્યાં તો હાથમાં એક સફેદ રૂમાલ ફરકાવતો ફરકાવતો સિમુરદેન ગઢ ભણી આગળ વધ્યો.

ઊંચા સાદે એ બોલ્યો : 'ગઢમાંના માનવીઓ, ઓળખો છો મને?'

ટોચ ઉપરથી એક અવાજ—ઇમાનસનો અવાજ—આવ્યો, 'હા.'

પછી એ બે અવાજો વચ્ચેનો આ સંવાદ નજીક ઊભેલાઓના કાન સુધી પહોંચ્યો —

'હું પ્રજાસત્તાકનો દૂત છું.'

'તું એક વખતનો પાદરી છો.'

'પ્રજાકીય સલામતી સમિતિનો હું પ્રતિનિધિ છું.'

'તું ધર્મગુરુ છો.'

'હું કાનૂનનો પ્રતિનિધિ છું.'

'તું રાજહત્યારો છો.'

'વિપ્લવનો હું સૈનિક છું.'

'તું ધર્મદ્રોહી છો.'

'હું સિમુરદેન છું.'

'તું દૈત્ય છો.'

'તમે મને ઓળખો છો ?'

'અમે તને ધિક્કારીએ છીએ.'

'હું જો તમારે હાથ પડું તો તમને સંતોષ થાય ખરો ?'

'તારું ડોકું જો અમારે હાથ આવતું હોય તો અમે અઢારે અઢાર અમારાં માથાં વઢાવવા તૈયાર છીએ.'

'ભલે ત્યારે, હું તમારા હાથમાં સોંપાઈ જવા આવું છું.'

ગઢની ટોચેથી એક જંગલી અટ્ટહાસ્ય ગરજી ઊઠ્યું. અને પછી આ ત્રાડ સંભળાઈ—

'આવ !'

આખી છાવણીના શ્વાસ થંભી ગયા.

સિમુરદેને આગળ ચલાવ્યું: 'એક શરતે.'

'શી ?'

'સાંભળો.'

'બોલ !'

'મને તમે ધિક્કારો છો ?'

'બેશક.'

'હું તમને ચાહું છું. હું તમારો ભાઈ છું.'

'હા, દંભી !'

સિમુરદેને એના એ જ ઊંચા મધુર સાદે બોલવાનું ચાલુ રાખ્યું: 'ભલે મને અપમાનો; પણ મને સાંભળજો. હું સંધિની ધજા લઈને આવ્યો છું. હા, તમે મારા ભાઈઓ છો. તમે ઊંધે મારગે દોરવાયેલા છો. હું તમારો મિત્ર છું. હું પ્રકાશ છું, અને અજ્ઞાનના અંધકાર સાથે હું વાત કરું છું. પ્રકાશમાં સદાય ભાઈચારો હોય છે.

વળી, આપણે બધા એક જ માતાના, આપણી ભૂમિના, બાળકો નથી ? તો પછી મારી વાત સાંભળો. એક દિવસ તમને સમજાશે, તમને નહિ તો તમારાં છોકરાંને, તમારાં છોકરાંનાં છોકરાંને સમજાશે કે, આજે જે બની રહ્યું છે એ માલિકના કાનૂન મુજબ બની રહ્યું છે, કે વિપ્લવ એ ઈશ્વરનું જ સર્જન છે. એવો સમય આવશે કે જ્યારે તમામ આત્માઓ. તમારા પણ, આટલું સમજશે; જ્યારે તમામ વેરઝનૂન, તમારાં પણ, ઓગળી જશે. એવો મહા-જ્યોતિ એક વેળા પ્રકાશશે. પણ ત્યાં સુધી તમારાં અંતરના અંધકારની કોઈ દયા નહિ ખાય ? હું તમારી પાસે આવું છું. મારું શિર હું તમારી પાસે ધરું છું. તમારી જાતને બચાવવા માટે તમે મને ખતમ કરી નાખો એટલું હું તમારી પાસે યાચું છું. મારી સત્તા અસીમ છે. હું જે બોલું છું તે કરી શકું તેમ છું. આ કટો-કટીની ઘડી છે. હું એક છેલ્લો પ્રયત્ન કરી રહ્યો છું. હા, તમારી સાથે વાત કરે છે તે એક નાગરિક છે, એ નાગરિકમાં—હા એનામાં—ધર્મગુરુનો આત્મા છે. નાગરિક તમારી સામે થાય છે, પણ ધર્મગુરુ તમને વિનવે છે. મારી વાત સાંભળો. તમારામાંના ઘણાયને ઘેર સ્ત્રીઓ અને બાળકો છે. તમારાં સ્ત્રી બાળકોને હું બચાવી રહ્યો છું—ખુદ તમારાથી જ હું એમને બચાવી રહ્યો છું. મારા ભાઈઓ—'

'ચલાવે રાખ તારો ઉપદેશ !' ઇમાનસ ઘુરક્યો.

'બાંધવો, રણશીંગુ ન બજવા દેશો. આજ અહીં ગળાં કપાવાનાં છે. અહીં આજે તમારી સામે ઊભેલાઓમાંથી ઘણા આવતી કાલનો સૂરજ દેખવાના નથી, હા, અમારામાંથી ઘણાય પડશે અને તમે—તમે બધાય મરશો; તમારી જાત ઉપર રહમ બતાવો. આટલું બધું લોહી નાહક શીદને વહાવો છો ? બેના મરવાથી જો પતી જતું હોય તો આટલા બધાની હત્યા શીદ કરાવો છો ?'

'બે ?' ઇમાનસે પૂછ્યું.

'હા, બે.'

'કોણ કોણ ?'

'લાન્તેનાક અને હું.'

અને સિમુરદેને હજી ઊંચા અવાજે ઉમેર્યું : 'અમે બે જણ પૂરતા છીએ. લાન્તેનાક અમારે માટે પૂરતો છે, હું તમારે માટે પૂરતો છું. હું તમારી સામે આ દરખાસ્ત મૂકું છું. એનાથી તમારા બધાની જિંદગી બચી જશે. લાન્તેનાક અમને સોંપી દો, અને તમે મને લઇ લ્યો. લાન્તેનાકને ગિલોટીન પર ગરદન મારવામાં આવશે, અને મારું તમને ઠીક પડે તે કરજો.'

'પાદરી!' ઇમાનસ બાંબર્યો, 'તું જો અમારે હાથ પડ તો તો અમે તને ધીમા તાપે શેકીએ તેમ છીએ.'

'કબૂલ,' સિમુરદેને કહ્યું. 'તમે, મોતની સન્મુખ ઊભેલાઓ, ધારો તો એક કલાકમાં જ જીવતદાન પામી અને મુક્ત બની શકો છો. હું તમને સલામતી આપવા આવ્યો છું. તમારે એ મંજૂર છે?'

ઇમાનસ તડૂકી ઊઠયો, 'તું માત્ર હેવાન જ નથી, તું દીવાનો છો. શા માટે તું અમારી શાંતિમાં ભંગ પડાવે છે? અહીં આવીને અમારી સાથે વાત કરવાનું તને કોણે કહ્યું હતું? અમે ઠાકોર સાહેબને સોંપી દઇએ, એમ ને? તું શું માગે છે?'

'એનું માથું. અને બદલામાં હું મારું—'

'તારું ચામડું આપે છે! અરે, સિમુરદેન પાદરી, તારું તો અમે કૂતરાની જેમ ચામડું ઉતરડી લઇએ તેવા છીએ. પણ તારા ચામડાનીય એના માથા જેટલી કિંમત નથી. ચાલ્યો જા અહીંથી.'

'ભયાનક કતલ થશે. છેલ્લી વાર કહું છું—વિચાર કરો.'

આ અજબ વાર્તાલાપ ચાલતો હતો તે દરમિયાન રાત પડી ચૂકી હતી. ગઢની બહાર અને અંદર આ સંવાદ સંભળાતો હતો. લાન્તેનાકના ઠાકોરે મૂંગા મૂંગા પરિસ્થિતિને એની મેળે ઘાટ લેવા દીધો.

ઇમાનસે હવે સિમુરદેનને સંબોધીને બોલવાનું છોડી દીધું. એણે રાડ પાડીઃ 'અમારી ઉપર હલ્લો કરનારા માનવીઓ, અમારી શરતો અમે તમારી સામે કયારનીય રજૂ કરી દીધેલી છે. એમાં કાંઇ ફેરફાર થઈ શકે તેમ નથી. એનો સ્વીકાર કરો—અને નહીં તો સહુ જહાન્નમમાં જાવ. બોલો છે કબૂલ ? અમારે તમને ત્રણ છોકરાં સોંપી દેવાં, અને તમારે અમને બધાને અહીંથી જીવતા જવા દેવા.'

'બધાને,' સિમુરદેને કહ્યું, 'સિવાય એકને.'

'કોને ?'

'લાન્તેનાકને.'

'ઠાકોર સાહેબને ? અમે ઠાકોર સાહેબને છોડ દઇએ! કદી નહિ!'

'એ એક જ શરતે અમે તમને જવા દઇ શકીએ.'

'તો પછી શરૂ કરો હલ્લો તમારો.'

શાંતિ છવાઈ ગઇ. રણશીંગ બજાવીને ઇમાનસ ગઢમાં નીચે ઊતર્યો. ઠાકોરે હાથમાં તલવાર ઉઠાવી. ભોંયતળિયા પરની મોરચાબંધીની પાછળ ઓગણીસેય કેદીઓ ભેગા મળ્યા, અને પ્રભુપ્રાર્થના કરવા ઘૂંટણિયે પડયા. હલ્લા માટે ગઢ ભણી કૂચ કરવા માંડેલી ટુકડીનાં તાલબદ્ધ કદમ એમને સંભળાતાં હતાં, અવાજ નજીક ને નજીક આવતો જતો હતો; એકાએક એ એમની સાવ નજીક, ગાબડાના મુખ આગળ, આવી પહોંચ્યો. પછી ઘૂંટણભર બેઠેલા એ સહુએ પોતાની બંધૂકો અને પિસ્તોલોને ગાબડા ઉપર તાકી, અને એમનામાંથી એક પાદરી એક હાથમાં તલવાર અને બીજા હાથમાં ક્રૉસ લઇને ઊભો થયો; એણે ઘોષણા કરી—

'સર્વશક્તિમાન પરમેશ્વરને નામે!'

સહુની બંધૂકો એકસામટી ગરજી ઊઠી, અને સંગ્રામ શરૂ થયો.

પ્રકરણ તેંતાલીસમું

# સમવડીઆનો સંગ્રામ

ઘોર કલ્પનામાં પણ ન આવે એવું ભયાનક એ યુદ્ધ હતું.

જેની વાટે હલ્લો થઇ રહ્યો હતો એ ગાબડું પણ યુદ્ધની ભયાનકતામાં વધારો કરતું હતું. પ્રચંડ કોઇ સારડીની માફક સુરંગે ગઢની દીવાલની આરપાર બાંકોરું પાડી નાખ્યું હતું. તે ઉપરાંત, સુરંગે એવો મોટો ભડાકો કર્યો હતો કે તેને લીધે ગઢમ. ચાલીસ ફુટની ઉંચાઈ સુધી મોટી એક તીરાડ પડી ગઇ હતી. પણ ગમે તેવી તો ય એ તીરાડ જ હતી. અંદર પ્રવેશવા માટે તો એ સાંકડું ગાબડું જ કામમાં આવી શકે તેમ હતું. ગઢના દેહમાં ભાલો પરોવાઇ ગયો હોય એવું એ ગાબડું હતું. કૂવાના મોઢા જેવી સાંકડી અને લાંબી એ એક નાળ હતી. નાળ વાંકીચૂકી હતી, એમાં અનેક નડતરો, ઝટકાં અને સુરંગે તોડી પાડેલા પથ્થરો પથરાયેલાં હતાં. એમાં સંપૂર્ણ અંધકાર હતો; એમાં દાખલ થનારનું માથું દીવાલમાંના પથ્થરો સાથે અથડાતું.

હલ્લો કરનારાઓ માત્ર આ કાળું ઘોર બાંકું જોઇ શકતા હતા. એનાં બે જડબાંમાં ભાંગેલી દીવાલના તીણા પથ્થરો જડાયેલા હતા. શાર્ક માછલીના મોઢામાં પણ એટલા દાંત નહિ હોય. આક્રમણકારોને આ ગાબડામાં પ્રવેશવાનું હતું, અને એને સામે છેડેથી બહાર નીકળવાનું હતું.

સામસામા યોદ્ધાઓ જાણે કે કોઇ વિરાટ કબરને તળિયે લડી રહ્યા હતા! આવી સાંકડી નાળમાં લડાતું જીવસટોસટનું યુદ્ધ એની ભયાનકતાની પરાકાષ્ટાએ પહોંચ્યું હતું. હલ્લો કરનારાઓનો પ્રથમ

ધસારો આવ્યો ત્યારે આખી મોરચાબંધી વીજળીઓથી ભભૂકી ઊઠી —જાણે ભૂગર્ભમાંથી કોઇ વજ્ર ફાટી નીકળ્યું ! હલ્લો કરનારાઓએ પણ એનો એવો જ વજ્ર જેવો જવાબ વાળ્યો. ગોવેનનો સાદ સંભળાતો હતો કે : ' તોડી પાડો એમને ! ' લાન્તેનાક ત્રાડ પાડતો હતો કે: 'ડગલું પણ પાછા હટશો નહિ !' અને ઇમાનસના રીડિયા સંભળાતા કે ' આ લ્યો, લેતા જાવ ! ' અને વળી પાછો તલવારોનો કારમો ખણખણાટ અને દિશાના ભાન વગર ફોડાતી બંધૂકોનો ગડગડાટ સંભળાતો. દીવાલમાં ખીતી ઉપર ભરાવેલી મશાલ આ દૃશ્ય ઉપર આછો ઉજાસ પાથરતી હતી. કોઈ પણ વસ્તુ સ્પષ્ટપણે કળી શકાતી નહોતી. અર્ધ-અંધકારમાં ઝપાઝપી ચાલતી હતી. ગઢની અંદર દાખલ થનાર કોલાહલથી બહેરો અને ધુમાડાથી આંધળો બનતો.

નીચે પડેલી લાશો ઉપર થઇને લડવૈયાઓ આમથી તેમ ઘૂમતા હતા. જમીન પરના ભંગાર-ઢગલામાં અસહાય બનીને પડેલા જખમીઓના જખમ લડવૈયાઓના કદમોથી ચિરાતા હતા; ભાંગેલા અવયવો ચેપાતા હતા. ઘવાયેલાઓની દર્દભરી કિકિયારીઓ સંભળાતી હતી. મરતાં મરતાં એ પોતાની ઉપરથી ચાલનારાઓના પગમાં પોતાના દાંત ભરાવતા જતા હતાં. પછી પલવાર માટે એ કોલાહલ કરતાં ય ભયાનક શાંતિ પ્રસરી જતી. શત્રુઓ એકબીજાને જકડી લેતા, એમના શ્વાસના સૂસવાટા સંભળાતા, દાંતની કચડાટી બોલતી, મૃત્યુના ઊંહકારા ઊઠતા. અને વળી પાછી મેઘગર્જના શરુ થઈ જતી. ગઢમાં રેડાયેલા રુધિરનો એક રેલો ગાબડા વાટે વહેતો વહેતો બહારના અંધકારમાં પ્રસરતો હતો અને ઘાસમાં ખાબોચિયાં બનાવતો હતો. જાણે કે ગઢ જેવડો કોઇ રાક્ષસ ઘવાયો હતો, અને એના ઘામાંથી લોહી વહેતું હતું.

અજાયબીની વાત તો એ હતી કે આ યુદ્ધનો અવાજ સરખો પણ બહાર સંભળાતો નહોતો. રાત કાળી હતી અને ગઢની આસપાસનાં મેદાનો અને જંગલોમાં સ્મશાનશાંતિ છવાયેલી હતી. ગઢની

અંદર રૌરવ નરક હતું, બહાર કબ્રસ્તાન હતું. અંધારામાં એકબીજાની કતલ કરી રહેલા આ માનવીઓનો શોરબકોર, બંધૂકોની રમઝટ, યુદ્ધનાદો અને બરાડાઓ : એ તમામનો કોલાહલ ધીંગી દીવાલોને ભેદી શકતો નહોતો. અંદર પૂરી હવા પણ નહોતી અને કતલમાં ગૂંગળામણનો ઉમેરો થતો હતો. બહારનાઓને કાને તો ભાગ્યે જ કોઈ અવાજ પહોંચતો. ત્રણેય નાનાં બાળકો ઘસઘસાટ ઊંઘતાં હતાં.

જાપાની યુદ્ધ ગાડુંતૂર બની રહ્યું હતું. મોરચાબંધી અડગપણે ઊભી હતી. એને તોડી પાડવી એ ભારે આકરું કામ હતું. ઘેરા-ઘાલાઓની સંખ્યા ઓછી હતી, પણ એમને સ્થળ ઘણું સગવડદાર મળી ગયું હતું. હલકા ફરનારી ટુકડીએ ઘણાં સૈનિકો ગમાવ્યા હતા. ગઢની બહાર લાંબી કતારે ઊભેલી એ ટુકડી ગાબડા વાટે થઈને ધીમે ધીમે ગઢમાં પ્રવેશ કરી રહી હતી. જાણે કોઈ ભોરીંગ એના દરમાં જઈ રહ્યો હતો!

જુવાન સેનાપતિમાં કુદરતી રીતે જ હોય છે એવા ગેરડહાપણને લીધે ગોર્ડન ગઢની અંદર, બરાબર મધ્યમાં જ, આવીને ઊભો હતો. ચારે દિશામાંથી ઝપાઝપીની ગોળીઓ એના મસ્તક પાસેથી સુસવતી જતી હતી. જોખમો ઉઠાવવાની એની વૃત્તિ એ કદી ધરાયો ન હોવાથી વિશેષ જોરદાર બનેલી હતી. કાંઈક ફરમાન દેવા એણે મોઢું ફેરવ્યું તે જ ઘડીએ એકસામટી છૂટેલી બંધૂકોના ઝળહળાટમાં એણે એની નજીક એક પરિચિત ચહેરો જોયો.

'સિમુરદેન!' એ બોલી ઊઠ્યો; 'તમે અહીં શું કરો છો?'

એ સિમુરદેન પોતે જ હતો. એણે જવાબ દીધો: 'હું તારી પડખે રહેવા આવ્યો છું.'

'પણ આમાં ક્યાંક તમારું મોત થશે!'

'ભલે—પણ તો પછી તું શું કરી રહ્યો છે?'

'મારી તો અહીં જરૂર છે, તમારી નથી.'

'તું અહીં છો તેથી મારી પણ અહીં જ જરૂર છે.'

'નથી, ગુરુદેવ.'

'છે, બેટા.'

અને સિમુરદેન ગોવેનની પડખે જ રહ્યો.

એ ઓરડાની જમીન ઉપર મરેલાઓનો ગંજ ખડકાયો હતો. મોરચાબંધી હજી બેદાઈ નહોતી, પણ આખરે તો સંખ્યાબળને જ સરસાઈ મળવાની હતી. હલ્લો કરનારાઓમાંથી દસ પડતા, ત્યારે સામેથી એક શત્રુ ઓછો થતો. પણ હલ્લો કરનારાઓની સંખ્યામાં નવો નવો ઉમેરો થઈ રહ્યો હતો. હલ્લો ખાળનારાઓ ઘટતે જ જતા હતા.

ઘેરાયેલા ઓગણીસે ઓગણીસ મોરચાબંધીની પાછળ જ હતા. એમનામાંથી પણ થોડાક મર્યા હતા અને જખમાયા હતા. લડી શકે એવી હાલતમાં હવે પંદર જણ રહ્યા હતા. એમાંના એક, શાંતે નામનો ભારે ઝનૂની યોદ્ધો, અનેક જખમોથી પિંખાઈને બિહામણો બન્યો હતો. એની એક આંખ બહાર નીકળી આવી હતી અને એનું એક જડબું ભાંગી ગયું હતું. છતાં એ ચાલી શકે તેમ હતો. ઘસડાતો ઘસડાતો એ વાંકાચૂંકા સીડીનાં પગથિયાં ચડયો અને પહેલે માળે પહોંચ્યો. ત્યાં છેલ્લી વારની પ્રભુપ્રાર્થના કરીને પછી શાંતિથી મરી જવાની એની ઇચ્છા હતી. પહેલા માળની ઉજાસબારીને ટેકે એ ઊભો રહ્યો અને કાંઇક ચોખ્ખી હવાનો શ્વાસ એ લઇ શકયો.

નીચે, મોરચાબંધીની સન્મુખ જલ્લાદગીરીનું સ્વરૂપ વધુ ને વધુ ભયાનક બનતું જતું હતું. સામસામા ભડાકાઓ વચ્ચે ઓચિંતાના આવી જતા વિરામકાળ દરમિયાન એક વાર સિમુરદેને સાદ પાડયો કે, 'હવે વધુ લોહી શીદ વહાવો છો? તમે હાર્યા છો. શરણે થઈ જાવ! જરા વિચાર તો કરો, ઓગણીસની સામે અમે ચાર હજાર ને પાંચસો છીએ—એકની સામે બસોથીય વધારે છીએ. શરણે થાવ!'

'આ દંભી બડબડાટ હવે બંધ કરાય તો સારૂં,' લાન્તેનાકના ઠાકારે એને જવાબ દીધો.

અને એક સામટી વીસ ગોળીઓ વછૂટી.

ઘેરાયેલાઓએ બાંધેલી મોરચાબંધી ઠેઠ છત સુધી નહોતી પહોંચતી. હલ્લો કરનારાઓ એની ઉપર ચડી શકે તેમ હતું.

'હવે આ મોરચાબંધી ઉપર તૂટી પડો!' ગોવેને સાદ પાડયો. 'છે કોઇ તૈયાર એની ઉપર ચડી જવા?'

'હાજર!' નાયક રાદૂબ બોલ્યો.

પ્રકરણ ચુંમાલીસમું

## રાદુબનું સાહસ

હલ્લો કરનારાઓ આશ્ચર્યચકિત બની ગયા. ટુકડીને મોખરે રહીને રાદુબે ગાબડા વાટે પ્રવેશ કર્યો હતો. પેરિસવાળી પલટનના ૭ સૈનિકોમાંનો એ એક હતો. એના સાથીઓમાંથી ચાર ખતમ થઈ ચૂકયા હતા. 'હાજર!' એટલું કહીને આગળ આવવાને બદલે એ પાછો ફર્યો. વાંકો વળીને યોદ્ધાઓના પગ વચ્ચે થઈને એ ગાબડા વાટે દોડાદોડ બહાર નીકળી ગયો. નાસી છૂટયો કે શું? એના જેવો માણસ નાસે ખરો? તો પછી થયું શું?

ધુમાડાથી આંધળા જેવા બનેલા રાદુબે બહાર નીકળીને આંખો ચોળી અને તારોડિયાના તેજમાં ગઢની દીવાલ ઉપર નજર ફેરવી. સંતોષપૂર્વક માથું હલાવીને એ બોલ્યો, 'મારી ધારણા ખોટી નહોતી!'

સુરંગના ધડાકાએ ગઢની દીવાલના બહારના ભાગમાં જે લાંબી ચીરાડ પાડી હતી એ રાદુબના ધ્યાનમાં હતી. પહેલા માળની ઉજાસ-બારી સુધી એ ચીરાડ પહોંચતી હતી, અને એ ઉજાસબારીનું લોઢાનું જાળિયું એક તોપગોળાએ તોડી નાખેલું હતું એ પણ એના ખ્યાલમાં હતું. એણે જોઈ લીધું કે એ જાળીના પિંખાયેલા સળીઆ વચ્ચે થઈને માણસથી જઈ શકાય તેમ હતું.

પણ ઉપર ચડવું કઈ રીતે? બિલાડી હોય તો એ ચીરાડમાં પગ ભરાવી ભરાવીને ઉપર જઈ શકે. રાદુબ પણ એના જેવો જ હતો. વયમાં એ ચાલીસની નજીક પહોંચ્યો હતો છતાં જુવાનજોધ હતો.

રાદુબે એની બંધૂક જમીન પર ફગાવી દીધી, ખભા ઉપરથી પટ્ટા ઉતારી નાખ્યા, કોટ અને જાકીટ કાઢી નાખ્યાં, બે પિસ્તોલો

એના કમરબંધમાં ખોસી દીધી અને નાગી તલવાર દાંત વચ્ચે કચ-કચાવીને પકડી પિસ્તોલના બે હાથા એના કમરબંધમાંથી બહાર ડોકિયાં કરતા હતા.

આમ બધી નકામી વસ્તુઓનો ભાર હળવો કરીને જાણે કોઇ સીડી ઉપર પગ માંડતો હોય તેમ સડસડાટ એ ચીરાડવાળી દીવાલ ઉપર ચડવા માંડ્યો. ગાબડાની અંદર હજી ન પ્રવેશેલા સૈનિકોની કતાર અંધકાર વચ્ચે એની સામે તાકી રહી. એના પગમાં જોડા નહોતા તેથી એને લાભ થયો. પથ્થરો વચ્ચેના ઝીણા ઝીણા ખાડામાં એ અંગૂઠા ભરાવતો જતો હતો. ચઢાણ ઘણું જોખમી હતું. કોઇ વિરાટ કરન્તના દાંતા પકડીને જાણે એ ચડી રહ્યો હતો. એ મનમાં વિચારતો હતો કે, ' સદ્‌ભાગ્યે પહેલા માળના ઓરડામાં કોઇ લાગતું નથી, નહિતર મને આમ ચડવા કોણ દેતું'તું ? '

એને હજી ચાળીસેક ફૂટ જેટલું અંતર કાપવાનું બાકી હતું. એની પિસ્તોલના બહાર દેખાતા હાથા એને થોડા ઘણા નડતરરૂપ બનતા હતા. જેમ જેમ એ ઊંચે ચડતો જતો હતો તેમ તેમ ચઢાણ કપરું બનતું હતું, અને નીચે પડવાનું જોખમ વધતું જતું હતું.

આખરે એ ઉજાસબારી સુધી પહોંચી ગયો. મચડાઇને ભાંગી ગયેલું લોઢાનું જાળિયું એણે એક બાજુ હઠાવ્યું. હવે એ ઉજાસ-બારીમાંથી અંદર પ્રવેશી શકે તેમ હતો. હતી એટલી બધી શક્તિ વાપરીને એણે એક હાથેથી જાળિયાના ડાબી બાજુનો સળિયો પકડયો, બીજે હાથેથી જમણી બાજુનો સળિયો પકડયો અને પોતાની આખી કાયાને તોળી : એના દાંત વચ્ચે તલવાર હતી અને નીચેના ઊંડાણ ઉપર એ લટકતો હતો.

હવે એ એક જ આંચકો મારીને પોતાના દેહ ઓરડાની અંદર વીંઝી શકે તેમ હતો.

પણ એ જ વખતે બારીમાં કોઇનો ચહેરો દેખાયો. અંધકાર

વચ્ચેથી રાદુબે પોતાની સમક્ષ એક ભયાનક દૃશ્ય જોયું—બહાર નીકળી આવેલી એક આંખ, ભાંગેલું જડબું અને લોહી નીતરતો ચહેરો.

ચહેરા ઉપર બાકી રહેલી એક આંખ એની સામે તગતગતી હતી.

પણ એ ચહેરાને બે હાથ હતા. અંધારી ઉજાસ-બારીની બહાર એ હાથ નીકળ્યા અને રાદુબ ભણી લંબાયા; એકે એના કમરબંધમાંથી બેય પિસ્તોલો કાઢી લીધી, અને બીજાએ એના દાંત વચ્ચેથી તલવાર સરકાવી લીધી.

રાદુબ નિઃશસ્ત્ર બન્યો. એનો પગ લપસ્યો. જાળિયાના સળિયા ફરતી વળેલી એના હાથની મૂઠીઓ ઉપર એનો દેહ લટકી પડ્યો, અને નીચે ચાલીસ ફૂટનું સીધું ઉતરાણ જાણે કે એની આંખમાં તરવરી ગયું.

એ ચહેરો અને એ હાથ શાંતેના હતા.

નીચેના ઓરડાના ધુમાડાથી ગૂંગળાયેલો જખમી શાંતે ઉજાસ-બારી પાસે આવીને ઊભો હતો. બહારની હવાએ એનામાં પ્રાણ પૂર્યા હતા. રાત્રિના ઠંડા વાતાવરણે એના જખમોમાંથી વહેતાં લોહીને થિજાવી દીધું હતું. એની શક્તિ થોડીઘણી પાછી ફરી હતી. એકાએક એણે રાદુબને બારી બહાર જોયો. રાદુબના હાથ તો જાળીઆના સળિયા ફરતા વિંટળાયેલા હતા એટલે, કાં તો એ પોતાની જાતને નિઃશસ્ત્ર બનવા દે અને કાં તો નીચે જઇ પડે તેમ હતું. તેથી શાંતેએ ભયાનક શાંતિપૂર્વક એના કમરબંધમાંની પિસ્તોલો અને એના દાંત વચ્ચેની તલવાર ખૂંચવી લીધી હતી.

પછી એ શસ્ત્રહીન અને જખમીની વચ્ચેનું યુદ્ધ શરૂ થયું. મરતા માણસના હાથમાં વિજય હતો એ સ્પષ્ટ દેખાતું હતુ. એક જ ભડાકો રાદુબને નીચેના ઊંડાણમાં ફગાવી દેવા માટે પૂરતો હતો.

રાદુબને સદ્‌ભાગ્યે શાંતેએ બેઉ પિસ્તોલો એક જ હાથમાં પકડી હતી, એટલે એ એકેયને ફોડી શકે તેમ નહોતો. એનાથી તલવારનો જ

ઉપયોગ થઈ શકે તેમ હતું. તલવારની પીંછીથી એણે રાહુબના ખભા ઉપર પ્રહાર કર્યો. તલવારે રાહુબને ઘાયલ કર્યો, પણ મરતો બચાવ્યો.

સિપાહી શસ્ત્રહીન હતો, પણ એનાં બાવડાં સાબૂત હતાં. એના ખભા ઉપરના લસરકાની પરવા કર્યા વિના એણે જોર કરીને પોતાની કાયા બારીની અંદર વીંઝી સળિયાની પકડ છોડી દીધી, અને એ ઓરડામાં આવી પડ્યો.

ત્યાં એની સામે જ શાંતે ઊભો હતો. તરતજ તલવાર ફગાવી દઈને એણે બેઉ હાથમાં એક–એક પિસ્તોલ પકડી હતી.

શાંતેએ નિશાન લીધું. રાહુબ પિસ્તોલની નળીની સાવ નજીક જ હતો, પણ જખમને કારણે નબળો પડેલો શાંતેનો હાથ ધ્રૂજ્યો; એ તુરતાતુરત ઘોડો દાબી શક્યો નહિ.

પળવાર પછી શાંતેએ ફરી નિશાન લીધું, અને ઘોડો દાબ્યો. રાહુબના મોઢાને ઘસીને ગોળી ચાલી ગઈ અને એના કાનનો છેડો ઉડાવતી ગઈ. શત્રુએ બીજા હાથની પિસ્તોલ પણ તોળી. પણ રાહુબે એને નિશાન લેવાની વેળા રહેવા દીધી નહિ.

'એક કાન ગયો તે ઘણો છે,' એ બોલ્યો. 'તેં મને બે વાર ઘાયલ કર્યો છે. હવે મારો વારો આવ્યો છે.'

શાંતે ઉપર એ કૂદી પડ્યો. એના હાથને એણે એવો ફટકો માર્યો કે પિસ્તોલ ઊડી પડી અને ગોળી સનસનાટ કરતી છત સાથે અફળાઈ. રાહુબે દુશ્મનનું ભાંગેલું જડબું બે હાથે પકડીને મરડ્યું. શાંતે યાતનાભરી ચીસ પાડીને બેહોશ બન્યો. રાહુબ એના દેહને કચડીને આગળ વધ્યો.

'હવે ત્યાંથી આંગળું ય હલાવતો નહિ,' જતાં જતાં એ કહેતો ગયો. 'કાળમુખા સાપ! હવે ત્યાં જ પડ્યો રહેજે. હવે તું મોતમાંથી બચવાનો નથી.'

એક આંગળને અંતરે શું છે તે પણ જોઈ શકાતું નહોતું.

ભોંય પર પડ્યો પડ્યો શાંતે વેદનાના બરાડા નાખતો હતો.

રાદુએ પાછું વળીને કહ્યું, 'મૂગો રહેજે. તને પડેલાને કોણ મારે ? પણ શાંતિ રાખજે હવે.'

નીચેના ઓરડામાંથી આવતો અવાજ વધુ ભયાનક બન્યો હતો, યુદ્ધ વધુ ઘોર બન્યું હતું. 'શાહરાજાનો જય હો !' ના પોકારો સંભળાતા હતા. રાદુને લાગ્યું કે દુશ્મન પણ બહાદુરીપૂર્વક મરી રહ્યા છે.

એના પગ સાથે એક તલવાર અટકી. એ ઉપાડીને અંધારા ઓરડામાં એ આગળ વધ્યો. એકાએક, એ રસ્તાની વચ્ચોવચ આવેલા થાંભલાની બાજુમાં એને એક લાંબુ મેજ ગોઠવેલું દેખાયું. એની ઉપર કાંઈક ચળકતું હતું. એણે મેજ ઉપર હાથ ફેરવી જોયા. પિસ્તોલો, બંદૂકો, જોટાળીઓ વગેરેની ત્યાં આખી હાર પડી હતી. શત્રુએ શસ્ત્રોનો વધારાનો જથ્થો અહીં રાખેલો હતો. નીચેનો ઓરડો જિતાઈ જાય ત્યાર બાદ એ અહીંથી સામનો કરવાના હતા.

'આ તો આખો શસ્ત્રભંડાર છે !' રાદુ બોલી ઊઠ્યો. એના હર્ષનો પાર ન રહ્યો. મેજની પછવાડે જ ગઢમાં ઉપરનીચે જતી સીડીનું પ્રવેશદ્વાર હતું એ એને દેખાયું. રાદુએ મેજ પરથી બે પિસ્તોલો ઉઠાવી અને એ ખુલ્લા દ્વારમાંથી આંધળા ભડાકા કર્યા. પછી એક જોટાળી લઈને એણે એ ફોડી, પછી એક બંદૂકનો ભડાકો કરી નાખ્યો. છેવટે નવી એક બંદૂક હાથમાં લઈને સીડી ઉપરથી એણે ત્રાડ નાખી, 'પેરિસનો જય હો !'

બંદૂક તાકેલી રાખીને એ ત્યાં ઊભો રહ્યો.

નીચેના ઓરડામાં અવર્ણનીય અરાજકતા વ્યાપી ગઈ. પાછલી બાજુએથી આવેલા આ હલ્લાએ શત્રુને મૂઢ બનાવી દીધા. રાદુએ કરેલા આંધળા ભડાકાઓએ બે શત્રુના પ્રાણ હર્યા હતા.

'ઉપલા માળે પણ એ પહોંચ્યા લાગે છે,' ઠાકોર બોલ્યો.

એ સાંભળીને એના માણસો મોરચાબંધી પડતી મૂકીને ભાગ્યા. પંખીની ટોળી પણ એટલી ઝડપથી ન ભાગી શકે. એ સહુ ગાંડા બનીને સીડી ભણી દોડયા. ઠાકોરે એમને ઉત્તેજન આપ્યું.

'જલદી! જલદી!' એણે રાડ પાડી. 'અત્યારે તો ભાગવામાં જ શૂરવીરતા છે. આપણે બીજે માળ પહોંચી જઇએ. ત્યાંથી ફરી સામનો શરૂ કરશું.' સહુ સલામત નીકળી ગયા પછી ઠાકોરે મોરચાબંધી છોડી. આ બહાદુરીએ એનો જાન બચાવ્યો. સીડીને સામે છેડે બંધૂકના ઘોડા ઉપર આંગળી રાખીને રાદુખ ઊભો હતો. જે પહેલા આવ્યા એ એની ગોળીઓને સપાટે ચડી ગયા, અને ગબડયા. ઠાકોર જો એમાં હોત તો એનું પણ મોત થયું હોત

ખાલી બંદૂક મૂકીને રાદુખ બીજી ઉપાડે તે પહેલાં બાકીનાઓ સડસડાટ પસાર થઇ ગયા. પહેલા માળના ઓરડામાં શત્રુઓ ભરાયા હશે એમ માનીને એ ઘડીભર પણ થંભ્યા નહિ. એક શ્વાસે એ બીજે માળ જઇ પહોંચ્યા. આ માળ એ જ આભલાવાળો ઓરડો હતો; પેલું લોખંડી બારણું એમાં હતું, ગંધકવાળી દોરી પણ ત્યાં જ હતી. ભાગનારાઓએ ત્યાં શરણાગતી અને મોત વચ્ચે પસંદગી કરવાની હતી.

સીડી ઉપરથી થયેલા ભડાકાઓથી ગોવેન પણ એટલો જ આભો બની ગયો હતો. એ બાજુથી એને મદદ કઇ રીતે મળી હશે તેના વિચારમાં એ પડી ગયો હતો. પણ વિચાર પડતા મૂકીને એ દોડયો. મોરચો કુદાવીને એ પહેલે માળે આવી પહોંચ્યો. એની પાછળ પાછળ સૈનિકો પણ આવ્યા. ત્યાં એમને રાદુખ મળ્યો.

નાયક રાદુખે ગોવેનને સલામ કરી અને કહ્યું, 'દાલ શહેરમાં તમે શીખવ્યું હતું તેમ મેં દુશ્મનને આગળપાછળથી ગોળીબારની સાંપટમાં લીધા. તમારી જ યોજના મેં ફરી અજમાવી.'

'ઘણો સારો નિશાળીઓ!' ગોવેને સ્મિત કરતાં કહ્યું.

રાદૂબે એકલે હાથે જિતેલા પહેલા માળના ઓરડામાં એ સહુ થંભ્યા. એક ફાનસ નીચેથી લાવવામાં આવ્યું. સિમુરદેન પણ આવી પહોંચ્યો. એમણે મસલત ચલાવી. શત્રુની નબળાઈઓથી એ અજાણ હતા. શત્રુ પાસે દારૂગોળો ઓછો હતો તેની એમને ખબર નહોતી. ગઢનું રક્ષણ કરનારાઓ બીજા માળથી આગળ લડી શકે તેમ નહોતા એ બાબતની એમને જાણ નહોતી. વળી સીડી નીચે સુરંગ નહિ ગોઠવાઈ હોય તેની પણ શી ખાતરી?

એક વાત નક્કી હતી, કે શત્રુ છટકી શકે તેમ નહોતો. જેટલા જીવતા હતા એ બધા કેદીઓ સમાન જ હતા. લાન્તેનાક બરાબર સપડાયો હતો.

આ વિશે એમને ખાતરી હોવાને લીધે હલ્લો કરનારાઓને વિચાર કરવામાં સમય વિતાવવો પોસાય તેમ હતો. એમનામાંથી સંખ્યાબંધ માણસો મર્યા હતા. આ આખરી હલ્લામાં બને તેટલા ઓછા માણસોનો ભોગ દેવાનું એ વિચારી રહ્યા હતા. પણ એમાં જોખમ પણ ખેડવાનું હતું. સીડી ઉપર ચડનારાઓને બંધૂકોના જોરદાર મારાનો સામનો કરવાનો હતો.

યુદ્ધમાં વિરામ આવ્યો હતો. હલ્લો કરનારાઓએ ભોંયતળિયા અને પહેલા માળ ઉપર સ્વામીત્વ સ્થાપ્યું હતું. હલ્લો ફરી શરૂ કરવા માટે એ સેનાપતિના ફરમાનની રાહ જોતા હતા. ગોવેન અને સિમુરદેન મસલત ચલાવતા હતા. રાદૂબ શાંતિથી દૂર ઊભો હતો. આખરે સંકોચ પામતાં પામતાં નજીક આવીને એણે સલામ કરી.

'સેનાપતિ!'

'કેમ રાદુબ?'

'મારા કાર્ય માટે હું નાનકડું ઇનામ માગું?'

'જરૂર. તને જે ગમે તે માગી લે.'

'હવે ચડવાનાં પગથિયાં ઉપર મને મોખરે રહેવાની રજા આપો.'

એને ના પાડી શકાય તેમ નહોતી; અને રજા લીધા વિના પણ એણે એમ જ કર્યું હોત.

પ્રકરણ પિસ્તાલીસમું

# 'મેં તમને નહોતું કીધું!'

પહેલા માળે જ્યારે આ મસલતો ચાલી રહી હતી ત્યારે બીજા માળે ઘેરાયેલાઓ નવી મોરચાબંધી ઊભી કરવા મથી રહ્યા હતા. વિજેતા માતેલો બને છે, પરાજિત પાગલ બને છે. આ બે શત્રુઓ વચ્ચેની હવે પછીની અથડામણ ભારે ઝનૂની બનનાર હતી. વિજય હાથવેંતમાં હોય ત્યારે માણસને નશો ચડે છે. નીચલા માળના માણસોમાં આશા શક્તિ સીંચી રહી હતી. નિરાશા ઉપરવાળાઓમાં કૌવત પૂરી રહી હતી.

ઘેરાયેલાઓએ ઉપલે માળે પહોંચ્યા પછી પહેલું કામ બારણામાં આડશ મૂકવાનું કર્યું. બારણું બંધ કરવું નિરર્થક હતું; ખરી જરૂર તો સીડીમાં અવરોધ ઊભો કરવાની હતી. એ અવરોધ એવો હોવો જોઈએ કે જેની ઉપર થઈને તેઓ નજર નાખી શકે અને જેની આડશે રહીને ગોળીબાર કરી શકે. એમના જેવી પરિસ્થિતિમાં બંધ બારણા કરતાં આવા અવરોધની ઉપયોગિતા વધુ હતી.

ઈમાનસે દીવાલમાં—અને ગંધકની દોરીની નજીક—ટાંગેલી મશાલ ઓરડામાં અજવાળું નાખતી હતી. એ ઓરડામાં જૂના જમાનાનો એક મોટો હડીઆ જેવો કબાટ પડ્યો હતો. એને ઘસડીને એમણે સીડીના બારણામાં ઊભો મૂકી દીધો. બારણામાં એ બરાબર બંધ બેસતો થઈ ગયો; આવવા જવાનો માર્ગ એણે બંધ કર્યો. માત્ર ઉપરના ભાગમાં એક માણસ આવી શકે એટલી સાંકડી જગ્યા એણે ખુલ્લી રાખી હતી. પણ હારબંધ ઊભા રહીને આ અવરોધ એક પછી એક વટાવવાનું—અને મરવાનું—જોખમ હલ્લો કરનારાઓ ખેડે તે સંભવિત નહોતું.

બારણામાં આ અવરોધ મૂકયા પછી એમને શ્વાસ લેવાની વેળા મળી. પોતે કેટલા જણ બાકી રહ્યા છે એની એમણે ગણતરી કરી જોઈ. ઓગણીસમાંથી સાત જ રહ્યા હતા. એમાંનો એક ઇમાનસ હતો. ઇમાનસ અને ઠાકોર સિવાયના બધા ઘવાયેલા હતા. પણ એ પાંચેય જખમીઓ હજી લડી શકે તેમ હતા, કારણ કે લડાઈની ગરમીને કારણે જખમોની સાચી પીડા હજી એમણે અનુભવી નહોતી. બાકીના બધા મરી ખૂટ્યા હતા.

એમની પાસે દારૂગોળો કાંઇ જ રહ્યો નહોતો. કારતૂસોની પેટીઓનાં તળિયાં દેખાતાં હતાં. એમણે ગણી જોયું તો સાત જણ વચ્ચે ફક્ત ચાર ગોળીઓ બાકી રહી હતી.

ભાગતાં ભાગતાં એ એવી જગ્યાએ પહોંચ્યા હતા કે જ્યાંથી નીચે પડવા સિવાય બીજું કાંઈ થઈ શકે તેમ નહોતું. શિખરની કોરે એ પહોંચી ગયા હતા, સાવ છેવાડે આવીને એ ઊભા હતા. નીચે કાળીઘોર ખીણનાં જડબાં ફાટેલાં હતાં.

નવો હલ્લો શરુ થવાની તૈયારીઓ ધીમી હતી—અને તેથી જ તો વધુ મક્કમ હતી. હલ્લો કરનારાઓ સીડીનાં પગથિયાં એક પછી એક વટાવતા જતા હતા તેમ તેમ એમની બંદૂકોના કુંદાના અવાજો સંભળાતા જતા હતા.

ભાગવાની કોઈ બારી નહોતી. અંધારાને રસ્તે? પણ પેંકળાને સામે કાંઠે તો સળગતી જામગરીએ છ તોપો ખડી હતી. ઉપલા માળે? પણ એ આખરે કયાં લઇ જશે? બધા માળ વટાવીને ગઢની ટોચે પહોંચાય તેમ હતું. અને ત્યાં પહોંચ્યા પછી તો નીચે પડતું મૂકવાનો એક જ રસ્તો બાકી રહેતો હતો. સાત લડવૈયાઓને આ જાડી દીવાલો એક તરફથી રક્ષણ આપતી હતી, બીજી તરફથી કેદીઓ બનાવતી હતી. એ હજી પકડાયા નહોતા, પણ કેદી તો બની ચૂકેલા હતા.

ઠાકોર બોલ્યો: ‘ દોસ્તો ખેલ ખતમ થયો છે.’

પળવાર મૂંગા રહીને એણે એના સાથીઓમાંના પાદરીને આખરી પ્રભુપ્રાર્થના કરાવી લેવાનું કહ્યું.

સહુ ઘૂંટણિયે પડયા; એમના હાથમાં માળાઓ હતી. બંધૂકોના કુંદા નજીક ને નજીક ગાજતા આવતા હતા.

પાદરીની ચામડાની ટોપી ચીરીને એની ખોપરી સુધી પહોંચેલા એક જખમમાંથી લોહી વહેતું હતું. એણે જમણા હાથમાં 'ક્રોસ' ઊંચો કર્યો. ઠાકોરનું હૃદય તો નાસ્તિકનું હતું, છતાં એ પણ ઘૂંટણિયે પડયો.

'દરેક જણ પોતાનાં પાપની કબૂલાત કરે,' પાદરી બોલ્યો. 'ઠાકોર સાહેબ, બોલો !'

ઠાકોરે જવાબ આપ્યો, 'મેં હત્યા કરી છે.'

'મેં હત્યા કરી છે.'

'મેં હત્યા કરી છે.'

'મેં હત્યા કરી છે.'

'મેં હત્યા કરી છે.'

'મે હત્યા કરી છે.'

એમ બાકીના પાંચેય એક પછી એક બોલતા ગયા. અને પાદરીએ જવાબ વાળ્યો, 'પરમ પવિત્ર ઈશ્વરને નામે હું તમારાં પાપ માફ કરું છું. તમારા આત્માની સદ્‌ગતિ થજો !'

'આમીન !' બાકીનાઓના અવાજ આવ્યા. પછી ઠાકોર ઊભો થયો. 'ચાલો હવે આપણે મૃત્યુને ભેટીએ,' એ બોલ્યો.

'કતલ થઈ જઈએ,' ઈમાનસે ઉમેર્યું.

હલ્લો કરનારાઓ કુંદા વડે કમાટ ઉપર પ્રહારો કરવા માંડયા હતા.

'હવે માત્ર ઈશ્વરનું જ ચિંતન કરો,' પાદરી બોલ્યો.

'તમારે માટે હવે આ દુનિયાની હયાતી રહી નથી.'

'સાચું છે,' ઠાકોરે કહ્યું; 'આપણે કબરમાં જ ઊભા છીએ.'

બધાએ મસ્તક નમાવ્યાં. એકલા પાદરી અને ઠાકોર ઊભા હતા. પાદરી પોપચાં નીચાં ઢાળીને પ્રાર્થના કરતો હતો; ખેડૂતો પણ પ્રાર્થના કરતા હતા; ઠાકોર વિચાર કરતો હતો. બારણામાંના કબાટ ઉપર જાણે હથોડાના ઘા પડતા હોય તેમ એ ગાજતો હતો.

એ જ ઘડીએ, એમની પાછળથી એક મક્કમ ઉતાવળો સાદ સંભળાયો, 'મેં તમને નહોતું કીધું, ઠાકોર સાહેબ!'

સ્તબ્ધ બનીને સહુએ પાછળ જોયું. દીવાલની અંદર એક નાઠા-બારી ખુલ્લી થઇ રહી હતી.

દીવાલમાં બરાબર જડાઈ ગયેલો, પણ સીમેંટના વાટા વગરનો, એક પથ્થર એની વચ્ચોવચ્ચ આવેલી ઊપરનીચેની બે ધરી ઉપર ફરતો હતો. દીવાલમાં પથ્થરની બેઉ બાજુ નાઠાબારીઓ ખુલ્લી થઇ હતી. એ સાંકડી હતી, પણ એમાંથી એક માણસ જઇ શકે તેમ હતું. આમ એકાએક ખુલેલી આ બારીની બહાર એક સીડીનાં પગથિયાં જોઈ શકાતાં હતાં.

બારીમાં એક માનવીનો ચહેરો દેખાયો. ઠાકોરે હલમાલોને પિછાન્યો.

પ્રકરણ છેંતાલીસમું

## કબરમાંથી છૂટકયા

'કોણ! તું, હલમાલો?'

'હું પોતે જ, ઠાકોર સાહેબ. બેસવી શકાય તેના પથ્થરો હજી દુનિયામાં છે. હું તમને નહોતો કહેતો? અહીંથી તમે બહાર નીકળી જઈ શકો તેમ છો. હું બરાબર ટાણાસર આવી પહોંચ્યો છું. હવે ઘડીનીય ઢીલ ન કરશો. દસ મિનિટમાં તો તમે ભર જંગલમાં પહોંચી જશો.'

'ઈશ્વરની લીલા અકળ છે,' પાદરી બોલ્યો.

'ઠાકોર સાહેબ, આપ ભાગી છૂટો,' સહુ સાથીઓ એક-સામટા બોલ્યા.

'પ્રથમ તમે બધા જાવ,' ઠાકોરે કહ્યું.

'પ્રથમ તમારે જવું જોઈએ, ઠાકોર સાહેબ!' પાદરી બોલ્યો. 'સૌથી છેલ્લો હું નીકળીશ.'

અને ઠાકોરે કરડા અવાજે કહ્યું, 'અત્યારે ઉદારતાની ખેંચતાણ કરવાનો વખત નથી. તમે બધા જખમીઓ છો. હું તમને ભાગી છૂટવાનો અને જીવતા રહેવાનો હુકમ કરું છું. જલદી કરો! આ નાઠાબારીનો લાભ લ્યો.—તારો અહેસાન, હલમાલો!'

'ઠાકોર સાહેબ, આપણે જુદાં થવું પડશે?' પાદરીએ પૂછ્યું.

'એમાં કાંઇ શંકા નથી. નીચે ઊતરવા માંડો. આપણે એક પછી એક જ ભાગી શકીએ તેમ છીએ.'

'ફરી કયાં ભેગા થવું એ કાંઈ ઠાકોર સાહેબ ફરમાવે છે?'

ઠાકોરે જંગલની ઝાડીઓ વચ્ચે આવેલા એક સ્થળનું નામ આપ્યું, અને કહ્યું. 'કાલે મધ્યાહ્ને હું ત્યાં પહોંચીશ. જેટલાથી ચલાય તેમ હોય એ બધા આવીને મને ત્યાં મળજો.'

'એક એક જીવતો જણ આવી પહોંચશે.'

'અને આપણે ફરી યુદ્ધ માંડશું,' ઠાકોરે કહ્યું.

હલમાલોએ ઊઘડેલા પથ્થરને ધક્કો મારી જોયો, પણ એ બંધ થતો નહોતો.

'ઠાકોર સાહેબ,' એ બોલ્યો; 'ઝટ કરો, આ પથરો ખસતો નથી. બારી મારાથી ઊઘડી તો ખરી, પણ બંધ કરવાની કળ હું જાણતો નથી. મને એમ હતું કે આપણે બહાર નીકળીને પથ્થર પાછો દીવાલમાં બંધબેસતો કરી દેશું; એટલે ભુરીઆઓ અંદર ડાચાં વકાસી રહેત. પણ પથ્થર ખસતો નથી. દુશ્મન હવે આ બારી ઉઘાડી જોશે અને પીછો પકડી શકશે. હવે આપણે ઘડીનો છઠ્ઠો ભાગ પણ ગુમાવવો પોસાય તેમ નથી. જલદી કરો; બધા સીડીએથી ઊતરવા માંડો.'

ઇમાનસે હલમાલોના ખભા ઉપર હાથ મૂકયો.

'દોસ્ત, અહીંથી જંગલમાં સલામત સ્થળે પહોંચતાં કેટલીક વાર લાગે તેમ છે?'

'કોઇને બહુ આકરા ઘા પડયા છે?' હલમાલોએ પૂછયું.

સહુએ જવાબ દીધો, 'કોઇને નહિ.'

'તો પછી પા કલાક પૂરતો છે.'

'જાવ ત્યારે,' ઇમાનસે કહ્યું; 'દુશ્મનને પા કલાક સુધી અહીં આવતો રોકી રાખ્યો હોય તો—'

'તો એ પીછો પકડી શકે, પણ આપણને આંબી ન શકે.'

'પણ,' ઠાકોરે કહ્યું, 'એ તો પાંચ મિનિટમાં જ અહીં આવી પહોંચશે. આ પુરાણો કબાટ હવે એમની સામે ઝાઝી ઝીક ઝીલે તેમ નથી. બંધૂકના થોડા વધુ ફટકા પડશે અને એમનું કામ પૂરું થશે. પણ પંદર મિનિટ ! પંદર મિનિટ સુધી કોણ એમને રોકી શકે તેમ છે?'

'હું,' ઇમાનસે કહ્યું.

'તું?'

'હા, હું, ઠાકોર સાહેબ. સાંભળો, તમે છમાંથી પાંચ ઘવાયેલા છો; મને હજી એક ઉઝરડોય પડયો નથી.'

'મને પણ કયાં પડયો છે?'

'ઠાકોર સાહેબ. તમે તો સેનાપતિ છો. હું છું સિપાહી. સેનાપતિ અને સિપાહી એ બન્ને જુદી જુદી વસ્તુ છે.'

'આપણે બન્નેએ જુદી જુદી ફરજો બજાવવાની છે તે હું જાણું છું.'

'ના, ઠાકોર સાહેબ, આપણે બન્નેએ, તમારે ને મારે, એક જ ફરજ બજાવવાની છે—તમને બચાવવાની.'

ઇમાનસ એના સાથીઓ ભણી ફર્યો.

'દોસ્તો, અત્યારે પહેલી જરૂર દુશ્મનને રોકી રાખવાની અને તમારો પીછો પકડવામાં એને બને તેટલો મોડો પાડવાની છે. સાંભળો. મારામાં પૂરેપૂરી શક્તિ છે. લોહીનું એક ટીપું ય મેં ખોયું નથી. હું ઘવાયો નથી તેથી બીજા બધા કરતાં હું વધારે વાર સુધી ટકી શકીશ. તમે ભાગી છૂટો. તમારાં હથિયાર મને દેતા જાવ. હું એનો બરાબરનો ઉપયોગ કરીશ. દુશ્મનને પૂરા અરધા કલાક સુધી રોકી રાખવાનું હું માથે લઉં છું. ભરેલી પિસ્તોલો કેટલી છે?'

'ચાર.'

'એને અહીં મૂકી દો.'

એના ફરમાનનો અમલ થયો.

'બસ, બરાબર છે. હું અહીં રોકાઉં છું. એમની સાથે વાત કરનારૂં કોઇક તો હોવું જોઇએ ને! હવે –ઝટ કરો– ભાગો!'

જિંદગી અને મોત ત્રાજવાનાં પલ્લાંમાં પડયાં હતાં. આભાર માનવાની ય વેળા નહોતી. જે નજીક હતા તે માંડમાંડ એની સાથે હાથ મિલાવી શકયા.

'આપણે થોડા વખતમાં જ મળશું,' ઠાકોરે એને કહ્યું.

'ના, ઠાકોર સાહેબ; થોડા વખતમાં નહિ—કારણ કે હું તો હવે પરલોકમાં જવાનો છું.'

બારીમાંથી તેઓ એક પછી એક નીકળ્યા, અને નીડીએથી ઊતર્યા. જખમીઓ આગળ હતા. બીજાઓ ભાગતા હતા ત્યારે ઠાકોરે ખીસામાંથી પેનસિલ કાઢીને નાહાબારીવાળા નિર્ગેતન પથ્થર ઉપર થોડા શબ્દો લખ્યા.

'ચાલો, ઠાકોર સાહેબ; તમારા સિવાયના બીજા બધા ઊતરી ગયા છે,' હલમાલો બોલ્યો; અને એ ખલાગી પણ પગથિયાં ઊતરવા માંડયો.

ઠાકોર એની પાછળ ચાલ્યો.

ઇમાનસ એકલો રહ્યો.

પ્રકરણ સુડતાલીસમું

# પિશાચનું સંભારણું

**ની**ચે પડેલા પિસ્તોલોમાંથી ઈમાનસે બન્ને હાથમાં એક એક ઉપાડી. સીડીના પ્રવેશદ્વારમાં પડેલા કબાટ તરફ એ વાંકો વળીને ચાલ્યો.

હલ્લો કરનારાઓ કોઈક અણધારી ઘટના બનવાની આશા રાખી રહ્યા હતા. એટલે, પહેલો હુમલો જેટલો વેગીલો હતો તેટલો ધીમો અને સાવચેતીભર્યો આ આખરી હલ્લો હતો. કબાટની એક બાજુમાં એમણે બંધૂકના કુંદા મારી મારીને બાકોરાં પાડયાં હતાં, અને સામી બાજુમાં સંગીનો વડે કાણાં પાડયાં હતાં. ઓરડામાં પ્રવેશતા પહેલાં તેઓ આ કાણાં વાટે અંદરની પરિસ્થિતિ નિહાળવા મથતા હતા. સીડી ઉપર અજવાળું કરવા એમણે સળગાવેલી બત્તીઓનો પ્રકાશ આ બાકામાંથી ટમટમતો હતો.

આવા એક કાણામાંથી એક આંખ એની સામે તાકી રહી હતી એ ઈમાનસે જોયું. તરત જ એણે નિશાન લીધું અને પિસ્તોલનો ઘોડો દાબ્યો. ભડાકાની સાથોસાથ એક કારમી ચીસ સંભળાઈ અને એને આનંદ થયો. પિસ્તોલની ગોળી એક સૈનિકની આંખ વીંધીને એની ખોપરીની આરપાર નીકળી ગઈ હતી. સૈનિક પગથિયાં ઉપરથી દડબડ દડબડ કરતો ગબડી પડયો હતો.

હલ્લો કરનારાઓએ કબાટમાં બે મોટાં કાણાં પાડયાં હતાં એમાંના એકમાં પિસ્તોલની નાળ ભરાવીને હલ્લો કરનારાઓના સમૂહ ઉપર ઈમાનસે આંધળો ગોળીબાર કર્યો. એ ગોળી આમથી તેમ અથડાતી ગઈ હોય તેમ લાગ્યું કારણ કે ત્રણ–ચાર જણ મર્યા કે ઘવાયા હોય એવી ચીસો એણે સાંભળી. પછી બધા એક-સામટા પગથિયાં ઊતરી ગયા હોય તેવો દડબડાટ સંભળાયો ખાલી

થયેલી પિસ્તોલો ફગાવી દઈને ઇમાનસે બાકી રહેલી બે પિસ્તોલો ઉઠાવી, અને પોતાની ગોળીઓએ શી લીલા ભજવી છે તે જોવા કબાટનાં બાંકામાંથી નજર કરી.

હલ્લો કરનારાઓ પગથિયાં પાછા ઊતરી ગયા હતા. સીડી ગોળાકારમાં હતી એટલે એ ત્રણ–ચાર પગથિયાં સુધી જ જોઈ શકતો હતો. એણે ઠાર કરેલા માણસો ઉંહકારા કરતા પડયા હતા. ઇમાનસ રાહ જોઇને ઊભો રહ્યો. 'જે વધુ વખત મળ્યો તે!' એ મનમાં બોલ્યો.

ત્યાં એણે એક માણસને પેટઘસડિયાં પગથિયાં ચડતો જોયો. એ જ વખતે એ માણસની પાછળ થાંભલાની આડશેથી એક માણસનું ડોકું દેખાયું. એ ડોકા ઉપર નિશાન લઇને ઇમાનસે ગોળી છોડી. એક ચીસ સંભળાઈ, સૈનિક પડયો, અને ઇમાનસે ખાલી પિસ્તોલ ફેંકી દઈને ભરેલી પિસ્તોલ ડાબા હાથમાંથી જમણા હાથમાં લીધી.

પિસ્તોલની હાથબદલી કરતી વખતે જ એણે પણ કારમી વેદના અનુભવી અને પીડાયુક્ત કિકિયારી પાડવાનો હવે એનો વારો આવ્યો. એક તલવારે એનું પેટ ચીરી નાખ્યું હતું. કબાટમાંના બીજા કાણા વાટે તલવાર પકડીને પ્રવેશેલી એક મૂઠીએ પોતાનું શસ્ત્ર ઇમાનસના દેહમાં હુલાવી દીધું હતું. એ મૂઠી હતી પેટઘસડિયાં કરીને પગથિયાં ચડનારા પેલા માનવીની. એનો ઘા કારી હતો. આખું પેટ એનાથી ચિરાઇ ગયું હતું.

પણ ઇમાનસ ઢળી ન પડયો. દાંત કચકચાવીને એ ગણગણ્યો, 'ઠીક છે!'

પછી, લથડિયાં ખાતો ખાતો એ પોતાની જાતને લોઢાના બારણા સુધી ઘસડી ગયો. એની બાજુમાં જ પેલી મશાલ હજી બળતી હતી. એણે પિસ્તોલ નીચે મૂકી, મશાલ ઉઠાવી, પેટમાંથી બહાર નીકળી આવેલાં આંતરડાંને ડાબે હાથે દાબી રાખ્યાં, અને જમણે હાથે મશાલ નીચી કરી ગંધક પાયેલી દોરીને અડાડી.

દોરી તરત જ સળગી ઊઠી. ઇમાનસે મશાલ પડતી મૂકી, અને જમીન ઉપર પડી પડી એ બળતી રહી. પોતાની પિસ્તોલ એણે પાછી હાથમાં લીધી; એ ભોંય પર પડ્યો, અને સળગતી વાટને ફૂંક મારીને એણે વેગ આપ્યો. વાટની જ્યોત દોડી, લોઢાના બારણા હેઠળથી પસાર થઇ અને પૂલ સુધી પહોંચી.

પોતાની પિશાચી યોજના બર આવી રહી હતી એ જોઈને ગર્વિષ્ટ બનેલો ઇમાનસ મૃત્યુશય્યા ઉપરથી હસ્યો, અને બબડ્યો; 'હવે એ લોકો મને સંભારશે. કેદમાં પુરાયેલા અમારા સહુના બાળ-રાજાનું વેર હું આ ત્રણ બાળકો ઉપર વાળી રહ્યો છું !'

પ્રકરણ અડતાલીસમું

## ઇમાનસ પણ છટકયો

બરાબર એ જ ઘડીએ એક મોટો હલબલાટ થયો અને બારણા વચ્ચેનો કબાટ તેના સ્થાનેથી ઓરડામાં ધકેલાયો તેનો કડાકો થયો. એથી ખુલ્લા થયેલા માર્ગમાંથી હાથમાં ઉઘાડી તલવાર લઈને એક માનવી ધસી આવ્યો. એણે ત્રાડ નાખી, 'હું રાદુબ પોતે જ છું; બોલો, તમે શું કરી નાખવાના છો? વાટ જોઈ જોઈને હું તો કંટાળ્યો છું. હમણાં જ મેં એકનાં આંતરડાંનો લોચો કાઢી નાખ્યો છે; અને હવે તમને બધાને પડકારું છું. આવી જાવ! તમે છો કેટલા જણ?'

ઇમાનસના આંધળા ગોળીબારોએ પગથિયાં ઉપર લીધેલા ભોગ બાદ, શત્રુએ છૂપી સુરંગ ગોઠવ્યાની આશંકાથી ગાવેને પોતાના માણસોને નીચે ઉતારી લીધા હતા, અને પહેલે માળે સિમુરદેન સાથે મસલત ચલાવી હતી.

અધીરો રાદુબ એકલો ઉપર ધસી આવ્યો હતો, અને ઉંબરામાંથી ગર્જના કરતો હતો: 'હું એકલો છું? તમે કેટલા છો?' ઓરડામાં અંધકાર હતો. લગભગ બુઝાઈ જવા આવેલી મશાલનું ફિક્કું તેજ એના એક ભાગમાં પડતું હતું.

રાદુબને કોઈએ જવાબ ન દીધો. એ આગળ વધ્યો. બુઝાતા દીપકના આખરી તેજસ્વી ચમકારા જેવો પ્રકાશ ઓરડામાં એકાએક પ્રસર્યો, અને રાદુબે જોયું કે ઓરડો ખાલી હતો.

'અહીં કોઈ નથી?' એ બોલ્યો.

પછી એણે દીવાલમાંથી ખસેલો પથ્થર જોયો અને ઉઘાડી બારી પાછળની છૂપી સીડી પણ જોઈ.

'ઓહો ! હવે સમજાય છે. જંગલની ચાવી અહીં છે !' એણે મોટેથી બૂમ પાડી : 'ઉપર આવો તમે બધા ! દોસ્તો, ઉપર આવો ! એ લોકો તો નાસી ગયા છે. આ પુરાણા ગઢમાં એક તરડ ખુલ્લી રહી ગઇ હતી. આ બાંકામાંથી એ છટકી ગયા છે–ભિખારા ! અહીં કોઇ નથી.'

પિસ્તોલના એક ભડાકાએ એના શબ્દો અધૂરા રાખ્યા; અને એની કોણીને ઘસરકો કરતી એક ગોળી જઇને દીવાલ સાથે અથડાઇ.

'ઓહો !' એ બોલ્યો. 'ત્યારે તો કો'ક હજી બાકી રહી ગયું લાગે છે. મારી પ્રત્યે આટલો આદરભાવ કોણે દેખાડયો ?'

'મેં,' એક અવાજે ઉત્તર દીધો.

રાદૂબે ચોપાસ નજર ફેરવી અને અંધારા વચ્ચે એણે ઇમાનસને પડેલો જોયો.

'ઠીક છે,' એ બોલ્યો. 'એક તો મારા હાથમાં આવ્યો ! બીજાઓ છટકી ગયા, પણ તું નહિ છટકી શકે હવે.'

'તને એમ લાગે છે ?' ઇમાનસે બેપરવાહીથી કહ્યું.

રાદૂબ એક ડગલું આગળ વધીને થંભ્યો.

'એય ! ત્યાં ભોંય પર પડયો પડયો શું કરે છે ?'

'પડયો પડયો હું તમારી સૌની ઉપર હસું છું.'

'તારા જમણા હાથમાં શું છે ?'

'પિસ્તોલ.'

'અને ડાબા હાથમાં ?'

'મારાં આંતરડાં.'

'તું મારો કેદી છો.'

'હવે હાલતો થા હાલતો !'

સળગતી વાટ ઉપર ઇમાનસે માથું ઢાળ્યું, અને એને વેગ પકડાવવામાં એણે પોતાનો અંતિમ શ્વાસ ફૂંકી નાખ્યો.

ગોવેન, સિમુરદેન અને સહુ સૈનિકો ઓરડામાં આવી પહેંચ્યાં. ઉઘાડી નાઠાબારી એમણે જોઇ. ઓરડાનો ખૂણેખૂણો અને ગુપ્ત સીડીનું પગથિયે પગથિયું એ જોઇ વળ્યા. સીડીને તળિયે વોંકળા ભણી જતો એક કેડો હતો. શત્રુ ત્યાંથી છટકી ગયો હતો.

ઇમાનસને એમણે ઊંચકી જોયો—પણ એ મરેલો હતો. હાથમાં ફાનસ લઇને ગોવેને ડાકુઓને છટકબારી આપનાર પથ્થર તપાસ્યો. ગઢની દીવાલમાંથી પથ્થર ખસે છે અને છૂપા માર્ગો ખુલ્લા કરે છે એવી વાતો તો એણે પણ સાંભળેલી હતી, પણ કદી ય ગાની નહોતી. ઓચિંતાની એની નજર કાળમીંઢ પથ્થર ઉપર પેનસિલથી લખાયેલા કાંઇક શબ્દો ઉપર પડી. ફાનસ નજીક ધરીને એણે વાંચ્યું: ‘ફરી મળશું—લાન્તેનાક.’

નાયબ તેના સેનાપતિની બાજુમાં જ ઊભો હતો. પીછો પકડવાનો કાંઇ જ અર્થ નહોતો. ભાગેડુઓને આખા પ્રદેશની—એની ઝાડીઓની, એના વોંકળાની, એની વસ્તીની—સહાય હતી અત્યારે તો એ ઘણે દૂર નીકળી ગયા હોય તેમાં કાંઇ શંકા નહોતી. ફુઝેર્સના જંગલમાં છુપાવાનાં અસંખ્ય ઠેકાણાં હતાં. એમાંથી એમનો પતો મેળવવો અશકય હતો. ત્યારે, હવે શું કરવું? આખી લડાઇ ફરી એકડે એકથી શરૂ કરવી? ગોવેન અને નાયબ સામસામા નિરાશ વદને ઊભા હતા, અને ત્રુટક ત્રુટક શબ્દો ઉચ્ચારતા હતા. સિમુરદેન એક શબ્દ પણ ઉચ્ચાર્યા વિના સાંભળતો હતો.

‘અને નિસરણીનું શું થયું?’ ગોવેને ઓચિંતાનું પૂછ્યું.

‘સેનાપતિ, એ નથી આવી.’

‘પણ આપણે વોળાવિયાવાળું ગાડું જોયેલું ને?’

નાયબ એટલું જ બોલ્યો: ‘એમાં નિસરણી નહોતી.’

‘ત્યારે શું હતું?’

‘ગિલોટીન.’ સિમુરદેન બોલ્યો.

પ્રકરણ ઓગણપચાસમું

# ઠાકોર થંભે છે

એના શત્રુઓ ધારતા હતા એટલે બધે દૂર લાન્તેનાકનો ઠાકોર નીકળી ગયો નહોતો. અલબત્ત, એ જ્યાં હતો ત્યાં સંપૂર્ણ સલામતીમાં હતો અને એમના હાથ ત્યાં પહોંચી શકે તેમ નહોતા. હલમાલોની પાછળ પાછળ એ ગયો હતો.

સીડીને નીચલે છેડે તેઓ પહોંચ્યા. ત્યાં એક સાંકડું ભોંયરું હતું. એ ભોંયરું વોંકળાની અને પુલની કમાનોની નજીક જ હતું. ભોંયરામાંથી નીકળીને એક ઊંડી નાળ્ય વાટે એક બાજુ વોંકળા તરફ, અને બીજી બાજુ જંગલ તરફ જઈ શકાય તેમ હતું. વાંકીચૂંકી એ વાટ ગીચ ઝાડીઓ વચ્ચે એવી લપાયેલી હતી કે એમાં સંતાનારા માણસને શોધવો એ અશક્ય હતું.

હલમાલો અને ઠાકોર જ્યારે આ નાળ્ય પાસે પહોંચ્યા ત્યારે એમના પાંચ સાથીઓ ત્યાં નહોતા.

'અહીંથી રવાના થતાં એમને બહુ વાર ન લાગી,' હલમાલો બોલ્યો.

'તું પણ એમની માફક રવાના થા,' ઠાકોરે કહ્યું.

'ઠાકોર સાહેબ, આપને એકલા મૂકીને જાઉં?'

'બેશક. મેં તને અગાઉ કહેલું નથી? દરેક માણસે એકલા જ ભાગવું જોઈએ. જ્યાંથી બે ન નીકળી શકે ત્યાંથી એકલો માણસ નીકળી જઈ શકે છે. આપણે બે ભેગા હોઈએ તો સહુનું ધ્યાન ખેંચાય; તું મારી જિંદગી માટે અને હું તારી જિંદગી માટે ભયરૂપ બનીએ.'

‘ઠાકોર સાહેબ, આપ આ જિલ્લાના જાણકાર છો ?’

‘હા.’

‘ઠાકોર સાહેબે ઠરાવેલી જગ્યાએ જ ભેગા થવાનું છે ને ?’

‘કાલે બપોરે.’

‘હું ત્યાં હાજર થઈશ, અમે બધા હાજર થશું.’

પછી હલમાલો બોલી ઊઠયો, ‘અરેરે, ઠાકોર સાહેબ ! આપણે ભરદરિયે ભેગા હતા, આપણે એકલા હતા, હું તમને મારવા ઊઠયો હતો, એ બધું મને સાંભરે છે; અને થાય છે કે તમે મારા માલિક છો એટલું જ જો તમે મને કીધું હોત ને ! પણ તમે કાંઈ બોલ્યા જ નહિ ! તમે તે કેવા માણસ !’

ઠાકોરે જવાબ દીધો, ‘ઈંગ્લંડ ! બસ, બીજો કોઈ રસ્તો જ નથી. પંદર દિવસમાં જ અંગ્રેજોને ફ્રાંસમાં ઉતારવા જોઈએ.’

‘બીજું મારે આપને ઘણું કહેવાનું છે, ઠાકોર સાહેબ. મેં આપના હુકમનું બરાબર પાલન કર્યું હતું.’

‘આપણે કાલે એ બધી વાત કરશું.’

‘ઠીક ત્યારે, હવે કાલે મળશું.’

‘તને ભૂખ લાગી છે ?’

‘ભૂખ તો લાગી જ હશે, ઠાકોર સાહેબ. અહીં પહોંચવાની મારે એવી ઉતાવળ હતી કે આજ આખા દિવસમાં મેં ખાધું છે કે નહિ તે મને સાંભરતું નથી.’

ઠાકોરે ખીસામાંથી ચૉકલેટનું ચોસલું કાઢયું, એના બે કટકા કર્યા, એમાંથી એક હલમાલોને આપ્યો અને બીજો એ પોતે બટકાવવા માંડયો.

‘ઠાકોર સાહેબ,’ હલમાલો બોલ્યો, ‘આપણે ઊભા છીએ ત્યાંથી જમણી બાજુ વોંકળો છે અને ડાબી બાજુ જંગલ છે.’

'બહુ સારું. હવે તું તારે રસ્તે પડ.'

હલમાલોએ હુકમ માથે ચડાવ્યો. અંધકાર વચ્ચે એણે ઉતાવળાં ડગલાં ભર્યાં. થોડીકવાર સુધી એના પગ નીચે કચડાતાં સૂકાં પાનનો ખડખડાટ સંભળાયો; પછી સર્વત્ર શાંતિ ફરી વળી. હવે હલમાલોનો પીછો પકડવો એ અશક્ય હતું. આ જંગલ ભાગનારાઓનું ભેરૂ હતું. ભાગેડુ એમાં નાસતો નહિ—હવામાં ઓગળી જતો.

ઠાકોર નિશ્ચલપણે ઊભો રહ્યો. જેને કોઈ પ્રકારની લાગણી ન થાય એવો માણસ એ હતો. પણ રુધિર અને કાપાકાપી વચ્ચે આટલા બધા સમય સુધી ગુંગળાયા બાદ મુક્ત હવાના શ્વાસે એનામાં નવીન લાગણી જન્માવી. સંપૂર્ણપણે હારી બેઠા પછી મુક્તિ ફરી પ્રાપ્ત કરવી, કબરની આટલી સમીપ જઈ આવ્યા પછી પાછા તેનાથી આટલું દૂર નીકળી જવું, મૃત્યુ વચ્ચેથી જીવનમાં પુનઃ પ્રવેશ કરવો—લાન્તેનાક જેવા માણસ માટે પણ આ એક અજોડ અનુભવ હતો.

ખીસામાંથી ઘડિયાળ કાઢીને એણે જોયું તો દસ વાગ્યા હતા. જિંદગીના જોખમવાળી કોઈ ભયાનક કટોકટીમાંથી પસાર થયા બાદ, એ વીતેલી પળો પણ સામાન્ય બીજી પળો જેટલી જ ટૂંકી હતી તે જાણીને માણસને આશ્ચર્ય થાય છે. સૂર્યાસ્તની પહેલાં જરા વારે ચેતવણીની તોપ ફૂટેલી. અરધો કલાક પછી—સાત અને આઠની વચ્ચે, રાત પડતી હતી ત્યારે તુરગ્યુ ઉપર હુમલો શરૂ થયો હતો. આ ભયાનક સંગ્રામ, આઠે શરૂ થયેલો અને દસે તો પૂરો પણ થઈ ગયો હતો! આપત્તિઓ પણ વીજળીને વેગે આવીને જતી રહેતી હોય છે.

વળી વિચાર કરતાં એને થયું કે આ લડાઈ આટલી બધી લાંબી ચાલી એ જ નવાઈની વાત કહેવાય. ચાર હજાર માણસોની સામે ઓગણીસ જણ બે કલાક સુધી ટકી રહી શકે એ અદ્ભુત કહેવાય; અને એમની વચ્ચેનું આ યુદ્ધ ટૂંકું કે ઝડપી ન કહી શકાય.

હવે ત્યાંથી ઊપડવાનો વિચાર કરીને ઠાકોરે ઘડિયાળ ખીસામાં મૂકી. પણ એ ખીસામાં પેલા લોઢાના બારણાની મોટી ચાવી હતી તેથી, કાચ ભાંગવાની બીકે, ઠાકોરે ઘડિયાળ બીજા ખીસામાં મૂકી. પછી એ જંગલ ભણી ચાલ્યો. એ ડાબી બાજુ ફર્યો ત્યાં એને લાગ્યું કે પોતે ઊભો છે એ જગ્યાએ કાંઈક આછો પ્રકાશ પડી રહ્યો છે.

એ પાછો ફર્યો, અને ઝાંખરાની પછીતે વોંકળાની દિશામાં એણે પ્રચંડ રાતું અજવાળું ભાળ્યું. એની અને એ અજવાળા વચ્ચે થોડાંક ડગલાનું જ અંતર હતું. એ આગળ ધસ્યો, અને પછી, પોતાની જાતને પ્રકાશમાં લઈ જવાની મૂર્ખાઈનો ખ્યાલ આવવાથી, એ થંભી ગયો. ગમે તે થયું હોય, એને તેની સાથે શી નિસ્બત હતી? હલમાલોએ દર્શાવેલી દિશામાં એ ફરી ચાલવા માંડ્યો અને જંગલ ભણી થોડે સુધી ગયો.

એકાએક, એનું રક્ષણ કરતી ઝાડીઝાંખરાની દીવાલો ભેદીને એક કારમી ચીસ એને સંભળાઈ. વોંકળાને સામે કાંઠેથી આ ચીસ આવી હોય તેમ લાગ્યું. ઊંચે નજર કરીને ઠાકોર થંભી ગયો.

પ્રકરણ પચાસમું

# જડયાં—ન જડયાં

મિશેલ્લની આંખ ગઢ ઉપર પડી ત્યારે એ ત્યાંથી દોઢ ગાઉને અંતરે હતી. એ એક ડગલું પણ ભરી શકે તેમ નહોતી, અને છતાં એ થંભી નહિ. બાઈ કમજોર બની ગઇ હતી, પણ એની અંદર રહેલી જનેતામાં નવું જોમ આવ્યું હતું. એ આગળ ચાલી.

સૂરજ આથમી ગયો, સંધ્યા આવી, અને રાત પડી. ચાલતાં ચાલતાં એણે દૂર દૂર કોઈ ઘંટ ઉપર આઠના—અને પછી નવના ડંકા સાંભળ્યા. ઘડી ઘડી વારે એ થંભી જતી અને કાંઇક આછા થડકારાના પડઘા સાંભળવા મથતી. પછી એને થતું કે એ તો કદાચ પવનના સુસવાટા હશે.

સીધેસીધી એ ચાલી જતી હતી. એના લોહી-નીંગળતા પગ નીચે સૂકાં પાન અને તીણાં ઠૂંઠાં ભાંગતાં હતાં. દૂરના ગઢમાંથી આવતા આછા ઉજાસને નજર સામે રાખીને એ ચાલી જતી હતી. એની ચોપાસ સપાટ મેદાન હતું--ન એકેય ઝાડ કે ન એકેય ખોરડું. ફક્ત એક આ ગઢની ટોચ જ આંખને વિસામો ખાવાનું સ્થળ હતું. ગઢ નજર સામે હતો તેથી એની શક્તિ કાંઇક અંશે ટકી રહેતી હતી.

એ આગળ ચાલી તેમ તેમ ગઢના કદનો એને ખ્યાલ આવતો ગયો.

ગઢમાંથી વારેવારે થડકારા સંભળાતા હતા અને તેજના આછા લીસોટા નીકળતા હતા. એ દુઃખી માતાને મન મૂંઝવણ રૂપ હતા.

એકાએક થડકારા અને લીસોટા અટકી ગયા. ઘોર શાંતિ છવાઇ ગઇ.

બરાબર એ જ ઘડીએ મિશેલ્લ ચઢાણને છેડે પહોંચી.

એના પગ નીચે એક વોંકળો હતો એ એણે જોયો. એનું તળિયું

અંધકારમાં ગાયબ થઈ ગયું હતું. થોડે દૂર, આ ભેખડ ઉપર જ તોપોનાં પૈડાં અને નાળચો જેવું કાંઇક પડયું હતું. સળગતી જામગરીઓના આછા ઉજાસમાં એક ઊંચી ઇમારત એની નજરે પડી. એ જાણે અંધારાંની જ ચણેલી હોય તેવી, તેની આસપાસના અંધકાર કરતાં પણ ઘેરી, લાગતી હતી. એ ઇમારત મિનારા જેવી હતી અને વોંકળા પરના પૂલ ઉપર ઊભી હતી. પૂલની કમાનો વોંકળાના પટમાં પગ મૂકીને ખડી હતી. આ ઇમારતને પોતાના પડછાયામાં સમાવી લ્યે એવો એક વિરાટ ગોળ ગઢ એની પછીતે ઊભો હતો. એને જોઇ જોઇને માતા અહીં સુધી પહોંચી હતી.

ગઢની ઉજાસબારીઓમાંથી બત્તીઓની આવજા જોઇ શકાતી હતી. એને સંભળાતા ઘોંઘાટ ઉપરથી એણે માન્યું કે ગઢની અંદર માણસોનું મોટું ટોળું હોવું જોઇએ. કોઇ કોઇ વાર એમના વિરાટ પડછાયાઓ બહારના અંધકાર ઉપર પ્રસરતા હતા.

ભેખડની કોર સુધી એ ગઇ. એટલી બધી નજીક એ ગઇ કે જાણે એ પૂલને હાથ અડાડી શકશે એમ એને લાગ્યું. પણ એની અને પૂલની વચ્ચે વોંકળાનું ઊંડાણ હતું. અંધકાર વચ્ચેથી પણ એ પૂલ પરના મિનારાને ત્રણ માળ છે એટલું કળી શકી. મોઢું ફાડીને પડેલા આ વોકળા અને આ ઊંચા ગઢ વિશે એણે કયાંય સુધી મૂંગા મૂંગા વિચારો કર્યે રાખ્યા. આ શેનું મકાન હશે ? અંદર શું ચાલી રહ્યું હશે ? આ તુરગ્યુ તો નહિ હોયને ? પોતે જ્યાં પહોંચવા માટે રાતદિવસ ઝંખી રહી હતી એ આ સ્થળ તો નહિ હોય ને ? અકળાયેલી માતા કાંઈ નક્કી કરી શકી નહિ. પોતે ત્યાં શા માટે આવી છે તે પણ તેને સમજાયું નહિ. એ ફાટી આંખે જોઈ રહી, કાન ખુલ્લા રાખીને સાંભળી રહી.

એકાએક એક કાળું વાદળ ઊતરી પડયું હોય તેવું લાગ્યું. એની અને ગઢની વચ્ચે ધુમાડાનો એક મોટો ગોટો છવાઈ ગયો.

એક ધડાકો થયો અને એની આંખ મિંચાઇ ગઈ. એ જ વખતે મોટા એક ઉજાસે એની બિડાયેલી આંખોનાં પોપચાંને રાતાં કરી મૂકયાં. અને એણે આંખ ઉઘાડી.

ઘડી પહેલાંની રાત હવે રહી નહોતી; દિવસ ઊગ્યો હતો—અગ્નિમાંથી જન્મેલો દિવસ ઊગ્યો હતો. એની નજર સામે એક મોટી આગ ફેલાઈ રહી હતી.

ધુમાડો કાળો મટીને રાતો બની રહ્યો હતો. એની વચ્ચે વચ્ચે સર્પાકારે ગૂંચળાં વળતી જ્વાલાઓ દેખાતી હતી. આગથી ભરેલી એક બારીનાં જડબાંમાંથી જ્વાલાની જીભ લબરકા લેતી હતી. પૂલ પરના મિનારાના પહેલા માળની એ બારી હતી. એના લોખંડી સળિયાઓ તપીને રાતાચોળ થવા લાગ્યા હતા. એ બારી સિવાય મિનારાનો બીજો કોઇ ભાગ જોઈ શકાતો નહોતો. ધુમાડો બેખડ ઉપર પણ ફરી વળ્યો હતો. મિશેલ્લ તો સ્તબ્ધ બનીને જોઇ રહી. આ બધું કોઈ સ્વપ્ન સમું હતું. આમાં વાસ્તવિકતા કેટલી હતી અને પોતાના શ્રમિત મગજની કલ્પનાઓ કેટલી હતી તે એ કહી શકી નહિ. ભાગી જવું ? કે ઊભા રહેવું ? કોઈ પણ પ્રકારનો નિર્ણય કરવા જેટલી ચોક્કસતા પણ તેની સમક્ષ નહોતી.

પવન વાયો, અને ધુમાડાનો પડદો એણે ચીરી નાખ્યો. અગ્નિએ મિનારાને પગથી માથા સુધી ખુલ્લો કર્યો. એનો સૌથી નીચલો માળ સળગી રહ્યો હતો. એની ઉપરના બે માળને હજી આગ સ્પર્શી નહોતી, પણ એ જાણે કે જ્વાલાઓના મંચ ઉપર તોળાઈ રહ્યા હતા. ધુમાડાના ગોટા અને જ્વાલાઓ વચ્ચેથી મિશેલ્લ કોઇકોઇવાર ઉઘાડી બારીઓ વાટે મિનારાની અંદર નજર પહોંચાડી શકતી હતી.

બીજા માળની મોટી બારીઓ વાટે મિશેલ્લને મોટા મોટા કબાટો દેખાતા હતા, અને એમાં પુસ્તકો—ભર્યાં હોય તેવું લાગતું હતું.

એક બારીમાંથી એણે એ ઓરડાની ભોંય પર કાંઈક માળામાં પોઢેલા પંખી જેવું—પડેલું જોયું. એમાં જીવ હોય એવું એને લાગ્યું અને એ એકીટશે એની સામે જોઈ રહી.

અંધારામાં ત્યાં પડેલો એ ઢગલો શું હશે? કોઈ કોઈવાર એને થઈ આવતું કે એ જીવતાં પ્રાણી હશે. પણ એને તાવ ચડયો હતો, સવારથી એણે કાંઈ ખાધું નહોતું, થંભ્યા વિના એ ચાલી આવી હતી, એનામાં શક્તિનો છાંટો ય રહ્યો નહોતો, જાણે કોઈ માયાવી ભ્રમણા સામે ટકી રહેવા એ મથી રહી હતી. એની આંખો એ નિર્જીવ ઢગલા ઉપરથી ખસી શકી નહિ. જ્યાં એ ઢગલો પડયો હતો તેની નીચેના માળે જ જ્વાલાઓ ધુરકતી હતી અને ફૂફાડા મારતી હતી.

એકાએક, મિશેલ જેમાંથી જોતી હતી એ બારી સુધી જ્વાલાઓ પહોંચી ગઈ. આંખના પલકારામાં આગ વચલા માળને આંબી ગઈ. ઊંચે ચડેલી જ્વાલાઓએ વચલા માળના ઓરડામાં રોશની ફેંકી, અને ભોંય પર ઊંઘતાં ત્રણ ટચુકડા દેહને અજવાળી મૂકયા. હાથપગનાં ટૂંટિયાં વળી ગયા હતાં, આંખો બિડાયેલી હતી, હોઠ ઉપર સ્મિત હતાં, દેવબાળ જાણે કે નીંદર કરતાં હતાં.

માતાએ પોતાનાં બાળકોને ઓળખ્યાં.

એક કારમી ચીસ એના મુખમાંથી નીકળી પડી. અવર્ણનીય વેદનાની એવી કિકિયારી એક માત્ર જનેતા જ પાડી શકે છે. એના જેટલી પાશવી અને હૃદયભેદક બીજી કોઈ ચીસ હોતી નથી. એવી ચીસ સ્ત્રીના મોઢામાંથી નીકળે ત્યારે એ માદા વરૂની કિકિયારી જેવી લાગે છે.

લાન્તેનાકના ઠાકોરને કાને આ ચીસ પડી હતી. સાંભળીને એ થંભી ગયો. હલમાલોએ એને જ્યાંથી દોર્યો હતો તે ભોંયરાની અને વોંકળાની વચ્ચે એ ઊભો હતો. એની ફરતાં ઝાંખરામાંથી એણે પૂલ ઉપરની જવાલાઓ જોઈ. એનું રાતું પ્રતિબિંબ તુરગ્યુના ગઢ ઉપર

પડતું હતું એ પણ એ જોઇ શકયો. ડાળ--પાંદડાં વચ્ચેથી એણે નજર કરી તો વોંકળાને સામે કાંઠે, સાવ ધાર ઉપર બળતા મિનારાની સન્મુખ અને અગ્નિના ઉજાસમાં ઊભેલી એક સ્ત્રીનો વેદનાથી છવા-યેલો ચહેરો એને દેખાયો.

ચીસ આ બાઇએ જ પાડી હતી. વનપશુની માફક એ આક્રંદ કરતી હતી, પણ એનામાં દૈવી તેજ હતું. એની આંખનાં ચોધાર આંસુડાં ભેદીને વીજળીના ચમકારા જેવા તણખા ઝરતા હતા.

ઠાકોર મૂગો મૂગો સાંભળતો હતો. બાઇનો હૃદય ચીરી નાખે તેવો સાદ એના કાન ઉપર અથડાતો હતો. એના શબ્દો—એનાં ધ્રુસકાં એ સાંભળતો હતો.

'હે ભગવાન, મારાં છેયાં ! એ રહ્યાં મારાં બાળુડાં ! દોડો આગ લાગી ! આગ લાગી રે આગ લાગી ! એ હત્યારાઓ ! કોઈ છે કે નહિ અહીં ? મારાં છેયાં બળે છે ! જ્યોરજેટ ! મારાં છોકરાં ! આલેન—જાન ! આ શું થાય છે ? મારાં છોકરાંને ત્યાં કોણે મૂકયાં ? એ તો ઊંઘમાં પડયાં છે. અરેરે ! દોડો ! કોઈ દોડો ! બચાવો !'

તુરગ્યુની અંદર અને વોંકળાને સામે કાંઠે દોડાદોડ થઇ ગઈ. આખી છાવણીના માણસો આગ જોઇને ધસી આવ્યા. ગોવેન, સિમુ-રદેન અને બીજાઓ હુકમો છોડતા હતા, પણ કરવું શું ? વોંકળાના અરધા સૂકા ઝરણામાંથી તો બેચાર બાલદી પાણી જ નીકળી શકે તેમ હતું. આગ વધતી જતી હતી. બેઉ બાજુની ભેખડો માણસોથી છવાઇ ગઇ હતી. પણ જ્વાલાઓની પ્રગતિ જોયા કરવા સિવાય બીજું કાંઈ એમનાથી થઇ શકે તેમ નહોતું.

આગ સડસડાટ કરતી સૌથી ઉપલા માળે પહોંચી ગઈ હતી અને ત્યાં પડેલી કડબ ઉપર ભુખાળવી બનીને છલાંગો મારતી હતી. હવે આખો કોઠાર સળગવા માંડયો હતો. કોઈ કારમાં આનંદથી જ્વાલાઓ જાણે કે નાચતી હતી. નિર્દય પવન એને વીંઝણો ઢાળતો

હતો. ઇમાનસનો આસુરી આત્મા અગ્નિને પોરસ ચડાવતો હોય અને આ પૃથ્વી પરના તેના છેલ્લા દુષ્કૃત્યે સરજેલો વિનાશ જોઇને આનંદતો હોય તેવું લાગતું હતું.

ગ્રંથાલયની ઉપરના અને નીચેના બેઉ માળ સળગી ઊઠયા હોવા છતાં એને પોતાને હજી આગ લાગી નહોતી. પણ હવે આગ દૂર નહોતી. નીચલા માળના ભડકા ગ્રંથાલયની ફરસબંધીની લાદીને ચાટતા હતા, અને ઉપરના માળની જ્વાળાઓ એને ભેટવા માટે છત તોડી તોડીને ઝંપલાવતી હતી. નીચે ધગધગતા લાવાની ગુફા હતી, ઉપર અંગારની કમાન હતી. જો ફરસબંધી પહેલી તૂટી પડે તો બાળકો એ ખદખદતા અગ્નિરસમાં જઈ પડે; અને જો છત ઝીંક ન ન ઝીલે તો સળગતા કોલસાની ભઠ્ઠીમાં દટાઇ જાય.

બાળુડાં હજી સૂતાં હતાં. સ્વર્ગનાં બાળ ભૂલભૂલમાં નરકમાં આવી ચડયાં હોય તેવા શાંત, રૂપાળાં, નિશ્ચલ એ પડયાં હતાં. એ દેવબાળુડાંને આ ભઠ્ઠીમાં પડેલા જોઇને, આ પારણાં કબરમાં પડેલાં જોઇને, વનના વાઘે પણ આંસુ સાર્યાં હોત.

અને માતા હજી ય ચીસો પાડી રહી હતી: ‘આગ લાગી છે, આગ! બધા બહેરા થઈ ગયા છો? કોઈ આવતા કેમ નથી? મારાં છૈયાંને બાળી મૂકે છે! દોડો–દોડો એ ભાઈ! અરેરે કેટકેટલા દિવસથી હું ગોતતી ફરું છું—અને હવે જ્યારે જડયાં ત્યારે આગમાં પડયાં છે! દોડો! ત્રણ બાળારાજા આગમાં શેકાઇ રહ્યાં છે. એનો, નિર્દોષનો શુ વાંકગુનો હતો? મને એમણે ગોળીએ દીધી અને મારાં છેયાંને આગમાં નાખ્યાં. આ બધું કરનારા કોણ છે, કાળમુખા? દોડો! મારાં છોકરાંને બચાવો! કોઈ સાંભળતું નથી? અરેરે, કૂતરું હોય તો એનીય માણસને દયા આવે! પણ મારાં છોકરાં, મારાં છોકરાં! ઊંઘમાં પડયાં છે બિચારાં એ જ્યોરજેટ! એનું મોઢું ય મને દેખાય છે. જાન! આલેન!

એ મારાં છોકરાં છે ! હું એની મા છું. દિવસ ને રાત હું વાટ કાપતી આવી છું. આજ સવારે જ એક બાઈને મેં આ છૈયાંની વાત કરી હતી. દોડો, દોડો ! એ રાક્ષસો ક્યાં જતા રહ્યા ? હે ભગવાન ! મોટો છોકરો પૂરા પાંચ વરસનોય નથી, નાની દીકરીને બે વરસ પણ નથી થયાં. એના ઉઘાડા પગ પણ મને દેખાય છે. ઊંઘમાં પડયાં છે. હે માતાજી ! તમારાં દીધેલાં છે. એને આ રાક્ષસો ઉપાડી ગયાં છે. મારાં પેટનાં બાળ—મારું દૂધ પીને મોટાં થયેલાં ! એના વિના મારા દુઃખનો પાર નહોતો. મારી ઉપર દયા કરો ! મને મારાં છૈયાં પાછાં દો. એને આગમાંથી બહાર કાઢો ! અહીં જુઓ મારા પગમાંથી લોહી ચાલ્યાં જાય છે. દોડો ! દુનિયામાં કોઈ પુરુષ જીવતો હશે તો તો મારાં છોકરાંને આમ નહિ મરવા દે. દોડો ! જીવતાં શેકાઈ જાશે ! અરેરે, આવું તો કોઈ દિવસ જોયું નહોતું. એ હત્યારાઓ ! મારાં છોકરાં ઉપાડી ગયા ને હવે એને મારી નાખવા છે ! હે દયાળુ, મને મારાં છૈયાં પાછાં અપાવો ! એને મરતાં બચાવો ! દોડો–દોડો–દોડો ! અરેરે, છોકરાં જો આમ ને આમ મરી જશે તો ભગવાનનું ય કદી ભલું નહિ થાય.'

માતાની કિકિયારીઓ પડતી હતી ત્યારે વોંકળામાંથી અને ભેખડો ઉપરથી બીજા સાદ સંભળાતા હતા—

'નિસરણી !'

'નિસરણી નથી !'

'પાણી !'

'પાણી યે નથી !'

'પણે—ગઢમાં—બીજે માળે એક બારણું છે.'

'એ લોઢાનું બારણું છે.'

'એને તોડી પાડો !'

'અશક્ય !'

અને માતાની વેદના બમણી બનીને હૈયાફાટ ચીસો વાટે નીકળતી હતી: 'આગ લાગી! દોડો! ઝટ કરો! મને જીવતી રાખવી હોય તો દોડો! મારાં છૈયાં! હાય નસીબ! કાં તો એને બહાર કાઢો, ને કાં તો મને અંદર નાખો!'

આ ચીસો અને બુમબરાડાની વચ્ચે વચ્ચે જ્વાલાઓની વિજયી કડડડાટી સંભળાતી હતી.

ઠાકોરે હાથ ખીસામાં નાખ્યો, અને લોખંડી બારણાની ચાવીને સ્પર્શ કરી જોયો. પછી, પોતે જેમાંથી ભાગ્યો આવ્યો હતો તે ભોંયરામાં પ્રવેશવા એ નીચો નમ્યો, અને પોતે આવ્યો હતો તે મારગે પાછો ફર્યો.

પ્રકરણ એકાવનમું

# પાછો ફર્યો

પરિસ્થિતિનો કેવો કોપ હતો! એક આખી સેના—ચાર હજાર સૈનિકો, ત્રણ નાનાં બાળકોને મદદ કરી શકતા નહોતા!

એક નિસરણી સુદ્ધાં હાથ આવતી નહોતી. જાવેન ગામથી મગાવેલી તે આવી નહોતી. આ આગને અરધા સૂકા ઝરણા વડે બુઝાવવા મથવું એ તો નર્યું ગાંડપણ ગણાય—જ્વાલામુખી ઉપર પાણીનો પ્યાલો છાંટવા જેવું કહેવાય.

સિમુરદેન, નાયબ અને રાદુબ વોંકળામાં ઊતર્યા હતા. ગોવેન ગઢની અંદર બીજે માળે ગયો. દીવાલમાંથી ખસતો પથ્થર ત્યાં હતો, ગ્રંથાલયમાં લઈ જતું લોખંડી બારણું ત્યાં હતું, અને ઇમાનસે સળગાવેલી ગંધકની દોરી પણ ત્યાં જ હતી.

વીસ કસાયેલા માણસોને ગોવેને સાથે લીધા હતા. લોઢાના બારણાને તોડી પાડવા સિવાય બીજો કોઈ રસ્તો નહોતો.

પ્રથમ તો એમણે કુહાડાના ઘા કરવા માંડ્યા. કુહાડાનાં પાનાં બટકી ગયાં. એક માણસે કહ્યું કે, 'આ બારણાંના લોઢા સામે અમારાં પાનાં કાચની જેમ ભાંગી જાય છે.'

મજબૂત લોઢાનાં બેવડાં પડ એકબીજા સાથે જડી દઈને આ બારણું બનાવાયું હતું. અને દરેક પડ ત્રણ ત્રણ આંગળ જેટલું જાડું હતું.

લોઢાની મોટી મોટી કોશના પ્રહારો કરીને બારણાને હચમચાવવાનો પ્રયાસ એમણે કરી જોયો. પણ, બીજા એક માણસે કહ્યું તેમ, કોશ દિવાસળીની જેમ ભાંગી ગઈ.

નિરાશ વદને ગોવેન ગણગણ્યો, 'તોપના ગોળા સિવાય બીજા શેનીય કારી નહિ ફાવે. એક તોપ જો અહીં ચડાવી દીધી હોયને!'

'પણ એને ચડાવવી કઈ રીતે!' એકે જવાબ દીધો.

માણસ કરતાં સમય બળવાન નીવડ્યો. એમનાં બાવડાં તાકાત-હીન હતાં; વધુ પ્રયત્નો એમણે છોડી દીધા. મૂંગા, પરાજિત, હિંમત હારેલા એ માનવીઓ આ અવિચલ બારણા સામે મીટ માંડીને ઊભા રહ્યા. બારણા નીચેની તડમાંથી રાતો ઉજાસ આવતો હતો. એની પછીતે, પ્રત્યેક ઘડીએ આગ વધી રહી હતી.

ઇમાનસનો ભયાનક દેહ જમીન પર પડ્યો હતો—એનો આસૂરી આત્મા વિજેતા બનતો ગયો હતો. ઘડી બે ઘડીમાં પૂલ પરનો આખો મિનારો તૂટી પડશે એમ લાગતું હતું. શું કરવું? એક પણ આશા હવે રહી નહોતી.

દીવાલમાંથી ખસેલા-પથ્થર સામે અને એની પાછળના ગુપ્ત રસ્તા સામે તાકી રહેલો ગોવેન ક્રોધથી બોલી ઊઠ્યો, 'લાન્તેનાક ઠાકોર આ રસ્તેથી જ છટકી ગયેલો!'

'અને પાછો પણ ત્યાંથી જ ફરે છે,' એક અવાજ આવ્યો.

નાઠાબારીમાં શ્વેત વાળવાળા એક માનવીનો ચહેરો દેખાયો. એ ઠાકોર પોતે જ હતો!

ગોવેને એ ચહેરાને આટલી નજીકથી જોયાને ઘણાં વર્ષો વીતી ગયાં હતાં. એ આંચકો ખાઈને પાછો ખસ્યો. બીજાઓ આભા બનીને ઊભા રહ્યા.

ઠાકોરના હાથમાં લોઢાની એક લાંબી ચાવી હતી. સીધો એ લોખંડી બારણા પાસે ગયો અને એણે ચાવી કળમાં ભરાવી. લોઢાની કચરડાટી થઇ, બારણું ઊઘડ્યું, આગનો સમુદ્ર નજરે પડ્યો. ઠાકોરે એમાં પ્રવેશ કર્યો; એના પગ મક્કમ હતા, એની ગરદન ટટ્ટાર હતી. ત્યાં ઊભેલાઓની આંખો એની પાછળ પાછળ ચાલી.

સળગતા ઓરડામાં ઠાકોરે પાંચ છ ડગલાં માંડ ભર્યાં હશે ત્યાં એની અને બારણાની વચ્ચેનો માળ તૂટી પડ્યો. એણે પાછળ નજર સુદ્ધાં ન નાખી અડગપણે એ આગળ ચાલ્યો. અને ધુમાડાની વચ્ચે એ અદૃશ્ય બન્યો. તે પછી કાંઇ દેખાતું નહોતું.

એ આગળ વધી શક્યો હશે? કે અગ્નિએ એના પગ નીચેની ફરસબંધીમાં નવું કોઈ ગાબડું પાડ્યું હશે? એનો નાશ થયો હશે? કાંઇ કહી શકાય તેમ નહોતું. એમની નજર સામે ધુમાડા અને ભડકાની એક દીવાલ રચાઈ ગઈ હતી. જીવતો કે મૂવેલો, ઠાકોર એ દીવાલને પેલે પાર હતો.

પ્રકરણ બાવનમું

# હે દયાળુ !

આખરે બાળકોએ આંખ ઉઘાડી.

આગ હજી ગ્રંથાલયમાં પ્રવેશી નહોતી. પરંતુ છત ઉપર એનું ગુલાબી પ્રતિબિંબ પડતું હતું. બાળકોએ આવી ઉષા કદી જોઈ નહોતી, એટલે ઊઠીને એ એને નિરખી રહ્યાં. જ્યોરજેટ તો હર્ષથી ગાંડી બની ગઈ હતી. ચોપાસના ધુમાડામાં અને કંકુવરણી રોશનીમાં આ બાળકો વાર્તામાં સાંભળેલાં પાત્રોના આકારો જોઈ શકતા હતા. એકબીજાની પાછળ દોડતા ધૂમકેતુઓની માફક લાંબી જ્વાલાઓ ભભૂકી ઊઠતી હતી. અગ્નિ પોતાના ખજાના લુંટાવી રહ્યો હતો. એની ભઠ્ઠીમાં ભરેલા હીરા–માણેક એ હવામાં ઉડાડી રહ્યો હતો. ઉપલા માળની દીવાલમાં બાંકોરાં પડયાં હતાં તેમાંથી જવાહીરના ફુવારા સમા અંગારા વરસતા હતા. કોઠારમાં સળગતી ઘાસ અને ઉંદરડાની ગંજી બારીઓ વાટે ચોધાર વર્ષાની માફક વરસી રહી હતી.

'છલછ !' જ્યોરજેટ બોલી.

ત્રણેય ઊભા થયાં.

'હાય !' માતાએ ચીસ પાડી. 'હવે એ ઊઠયાં છે !'

ઊઠીને જાને આળસ મરડી અને કહ્યું, 'મને તો ગરમી થાય છે.'

'મને ગલમી,' જ્યોરજેટ ટહૂકી.

માતાની ચીસ સંભળાઈ, 'મારાં છૈયાં ! જાન ! આલેન ! જયોરજેટ !'

છોકરાં ચોપાસ નજર ફેરવવા લાગ્યા. મોટાં જ્યારે બહાવરાં બને છે ત્યારે બાળકોની ઈંતેજારી વધે છે.

માતાએ ફરી બૂમ પાડી, 'જાન ! આલેન ! જ્યોરજેટ ! '

જાને મોઢું ફેરવ્યું; એ અવાજે એને વિચારમાળામાંથી જગાડ્યો. બાળકોની યાદદાસ્ત ટૂંકી હોય છે, પણ ભુલાયેલી વસ્તુને એ તરત સંભારી શકે છે. આખો ભૂતકાળ એમને મન ગઈકાલ સમો હોય છે.

જાનની નજર મા ઉપર પડી, એ એને સાવ સ્વાભાવિક લાગ્યું, અને આ વિચિત્ર વાતાવરણમાં એની સહાયની આછી જરૂર એને લાગી એટલે એણે સાદ કર્યો, ' મા ! '

'મા !' આલેન બોલ્યો.

'મ્મા ! ' જ્યોરજેટ બોલી. અને એણે પોતાના નાનકડા હાથ લંબાવ્યા.

ત્રણેય જણાં બારી પાસે ગયા. સદ્‌ભાગ્યે અગ્નિ એ બાજુ નહોતો.

' હવે મને બહુ ગરમી થાય છે,' જાન બોલ્યો. ' હવે તો દઝાય છે.' પછી એની આંખોએ માને શોધી કાઢી. ' અહીં આવને મા ! ' એ બોલ્યો.

' આવ મ્મા ! ' જ્યોરજેટ બોલી.

માતાનાં ઝૂલફાં એના વદન ઉપર પથરાયેલાં હતાં, એનાં લૂગડાં ચીંથરાં બન્યાં હતાં, એના હાથપગમાંથી લોહી વહેતું હતું; ઝાંખરાં વચ્ચેથી દડતી દડતી એ વોંકળાના પટમાં પહોંચી. સિમુરદેન અને નાયબ ત્યાં ઊભા હતા. ઉપર ઊભેલા ગોવેનથી કે એમનાથી કાંઈ જ થઈ શકે તેમ નહોતું. સૈનિકો પણ કાંઈ ન કરી શકવાને કારણે નિરાશ બનીને ટોળે વળતા હતા. ગરમી અસહ્ય હતી, પણ કોઈને પરવા નહોતી. સહુની નજર પૂલ ઉપર, એની ઊંચી કમાનો ઉપર, મિનારાના જુદા જુદા માળ ઉપર અને ન આંબી શકાય તેવી બારીઓ ઉપર મંડાયેલી હતી. કોઈ પણ પ્રકારની મદદ ઘડી બે

ઘડીમાં જ થવી જોઇએ—નહિતર પછી એનો ઉપયોગ રહેવાનો નહોતો. ત્રણ માળ ઊંચે ચડવાનું હતું—પણ કોઇ રસ્તો નહોતો.

લોહી અને પરસેવે નીતરતો રાદુબ આગળ ધસ્યો. એના ખભા ઉપર તલવારનો ઘા પડેલો હતો, એનો એક કાન કપાઇ ગયો હતો. એણે મિશેલ્લને જોઈ !

'હેય !' એ બોલી ઊઠયો. 'આ બાઇને તો ગોળીએ દીધેલીને ? તું પાછી જીવતી થઈ ?'

'મારાં છૈયાં !' માતાનો ઘોઘરો સાદ સંભળાયો.

ડોકું ધુણાવીને રાદુબ આગળ ગયો. પૂલ ઉપર ચડવાનો પ્રયાસ એણે કરી જોયો. પણ વ્યર્થ. પથ્થરો વચ્ચે નખ ભરાવીને એ ત્યાં બે–ચાર ઘડી લટકી રહ્યો, પણ દીવાલ જાણે નવેનવી હોય એવા લીસા એના વાટા હતા: એ પાછો પડયો. આગ પળેપળે વધતી જતી હતી. બારીના રાતા પ્રકાશ વચ્ચે મઢાયેલા બાળકોના ચહેરા દેખાતા હતા. ઝનૂને ચડેલા રાદુબે આકાશ સામે મુક્કી વીંઝી અને રાડ પાડી, 'તારામાં જરાય દયા રહી નથી ?'

માતા ઘૂંટણિયે પડીને ઊંચી ડોકે પોકારતી હતી, 'દયા કરો ! હે દયાળુ !'

અગ્નિજ્વાળાની ગર્જનાઓની ઉપરવટ થઇને ભાંગતાં લાકડાંના કડાકા સંભળાતા હતા. ગ્રંથાલયના કબાટોના કાચ તૂટી તૂટીને નીચે પછડાતા હતા અને ખણણણાટી બોલાવતા હતા. મિનારાના લાકડકામનો કડૂસલો બોલી રહ્યો હતો. વાત હવે માનવીના હાથમાં રહી નહોતી. ગમે તે ઘડીએ આખી ઇમારતના કડાકા બોલી જાય તેમ હતું. સહુ સૈનિકો એ આખરી સર્વનાશની આગાહી કરી રહ્યા હતા. કોમળ સાદ ફરી ફરીને સંભળાતા હતા: 'મા ! મા ! મ્મા !'

આખો સમૂહ ભયભીત બનીને જાણે જમીનમાં જડાઈ ગયો હોય

તેમ ઊભો હતો. એકાએક બાળકો ઊભા હતા તેની બાજુની બારીમાં જ્વાલાઓના ગુલાબી ઉજાસમાં એક કદાવર દેહ દેખાયો.

તળેટીમાંનું પ્રત્યેક મસ્તક ઊંચું થયું, પ્રત્યેક આંખ એ એક જ સ્થળ ઉપર મંડાઈ ગઇ. ઉપર, ઊંચે ગ્રંથાલયમાં એક માણુસ હતો—ભઠ્ઠીમાં એક માણુસ પ્રવેશ્યો હતો. એનો ચહેરો તો છાયાચિત્ર જેવો કાળો દેખાતો હતો, પણ એના સફેદ વાળ જોઇ શકાતા હતા. લાન્તેનાકના ઠાકોરને સહુએ ઓળખ્યો. ત્યાં તો એ અદૃશ્ય બન્યો; અને ફરી પાછો દેખાયો.

એ પ્રતાપી પુરૂષ બારી પાસે ઊભો રહીને એક પ્રચંડ નિસરણીને બહાર ધકેલી રહ્યો હતો. ગ્રંથાલયમાં રખાયેલી એ નાઠાસીડી હતી. એણે એને ભોંય પર પડેલી જોઈ અને એને ઘસડીને એ બારી સુધી લાવ્યો હતો. . એનો એક છેડો પકડીને કોઇ કસરતબાજની અજબ ચપળતાથી એણે બારીની બહાર સરકાવ્યો. અને દીવાલ સાથે ઘસડાતો ધમડાતો એને નીચે વોંકળામાં ઉતાર્યો.

નિસરણી એની સમીપ આવી પહોંચતાં રાદુબ એને ભેટી પડયો અને એણે પોકાર કર્યો, 'પ્રજાસત્તાક અમર રહો!'

ઠાકોરે ઉપરથી રાડ પાડી, 'મહારાજાનો જય હો!'

રાદુબ ગણુગણ્યો, 'તું તારે તને ફાવે તે બબડયે રાખ; આજે તું દેવ સમો દયાળુ છો.'

નિસરણીના પગ ભૂમિ પર બરાબર મંડાયા અને સળગતા ગ્રંથાલય ને જમીન વચ્ચે સંપર્કમાળા બંધાઇ ગઇ. મોખરે રાદુબ અને બીજા વીસ માણસોએ દોટ મૂકી. અને આંખના પલકારામાં તો એ નિસરણીને એક છેડેથી બીજે છેડે જીવતી સીડીની માફક ગોઠવાઇ ગયા. સૌથી ઉપલા પગથિયે ઊભેલો રાદુબ બારીને હાથ અડાડી શકતો હતો. એનું મોઢું આગ ભણી વળેલું હતું.

ઠાકોર અદૃશ્ય થયો અને ફરી પાછો દેખાયો. એના હાથમાં એક બાળક હતું. તાળીઓના ગડગડાટ થયા.

ઠાકોરે જે હાથમાં આવ્યું તે બાળકને ઉઠાવ્યું હતું. એ હતો આલેન.

'મને બીક લાગે છે,' એ બોલ્યો.

ઠાકોરે એ છોકરો રાદુબને દઇ દીધો; રાદુબે એ એની પછીના સૈનિકને દીધો, એણે એની પછીનાને; અને બીકનો માર્યો મોટેથી રડતો આલેન એક હાથમાંથી બીજા હાથમાં ફરતો ફરતો નીચે પહોંચ્યો ત્યાં તો ઠાકોર, પલવાર માટે અદૃશ્ય થઇને, જાનને લઇને પાછો ફર્યો હતો. ઠાકોરે એ રાદુબના હાથમાં દીધો ત્યારે ત્યાંથી છૂટવા માટે જાન ફાંફાં મારતો હતો, રડતો હતો અને નાયકને ઢીંકાપાટુ મારતો હતો.

ભડકાઓથી ભરાઈ ગયેલા ઓરડામાં ઠાકોર ફરી ગયો ત્યારે જ્યોરજેટ ત્યાં એકલી બેઠી હતી. એ એની પાસે ગયો. એ હસી પડી. કાળ-મીંઢ પથ્થરના બનેલા એ પુરુષને પોતાની આંખમાં ઝાકળ પડ્યું હોય તેવું લાગ્યું. એણે પૂછ્યું, 'તારું નામ શું ?'

'ઓલજેત.' એ બોલી.

ઠાકોરે એને તેડી—હજી ય એ હસતી જ હતી. અને એણે એ રાદુબના હાથમાં સોંપી ત્યારે એ ભવ્ય અને છતાં તિમિરમય આત્મા નિર્દોષતાના સૌંદર્યે અંજાઈ ગયો: બુઢ્ઢાએ બાળકીના ગાલ ચુમ્યા.

'સૌથી નાની છોકરી!' સૈનિકો બોલી ઊઠ્યા. અને જ્યોરજેટ એક હાથમાંથી બીજે હાથ જતી જતી જમીન પર પહોંચી ત્યારે હર્ષના પોકારો થયા, સૈનિકોએ તાળીઓ પાડી, એ કૂદી કૂદીને નાચવા લાગ્યા, જઈફ તોપચીઓના ગળામાંથી ડૂસકાં નીકળી ગયાં, અને, અને સહુની સામે એ હસતી હતી.

આ ભાગ્યપલટાથી ગૂંગળાઇ ગયેલી, ઘોર નરકમાંથી સીધી સ્વર્ગમાં ફંગોળાયેલી માતા નિસરણીના પગ પાસે હાંફતી છાતીએ પાગલ બનીને ઊભી હતી. અતિહર્ષ પણ હૈયું ચીરી નાખે છે. એણે

હાથ લંબાવ્યા ; પ્રથમ એણે આલેનને લીધો, પછી જાનને, પછી જ્યોરજેટને લીધી. એણે એમની ઉપર બચ્ચીઓનો વરસાદ વરસાવ્યો. પછી એણે એક ગાંડું અટ્ટહાસ્ય કર્યું અને બહોશ બનીને એ ઢળી પડી.

'બધાં બચી ગયાં !' સહુના મોઢામાં એ જ શબ્દો હતા.

એક બુઢ્ઢા સિવાયનાં બધાં બચી ગયાં હતાં.

પણ કોઇ એનો વિચાર કરતું નહોતું. કદાચ એ પોતે પણ નહિ કરતો હોય. થોડી પળો સુધી, ઊંડા વિચારમાં ડૂબી ગયો હોય તેમ એ બારીમાં ઊભો રહ્યો. પછી લેશમાત્ર ઉતાવળ વિના, ધીમે ધીમે મગરૂબીભેર એ બારી ઉપર ચડયો, અને ટટ્ટાર દેહે, પીઠ પાછળ અગ્નિ અને નજર સન્મુખ ઊંડી ખાઇ રાખીને એ શાંતિથી, કોઈ પ્રેતની ભવ્ય અદાથી નિસરણીનાં પગથિયાં ઊતરવા માંડયો. નિસરણી ઉપરના માણુસો નીચે કૂદી પડયા હતા. ઠાકોરને ઊતરતો જોનાર દરેક માણુસ થડકતો હતો. પણુ એ પૂર્ણ સ્વસ્થતાથી એની સન્મુખના અંધકારમાં ઝંપલાવી રહ્યો હતો. એ જેમ જેમ નજીક આવતો ગયો તેમ તેમ સમૂહ પાછો ખસતો ગયો. આરસપહાણુના બનેલા એના વદન ઉપર લાગણીની એકેય રેખા દેખાતી નહોતી. એની રોષ-ભરી આંખો સ્થિર અને ટાઢીબોળ હતી. આભા બનીને નીચે ઊભેલાઓ તરફ એ એક એક ડગલું માંડતો જતો હતો તેમ તેમ એની ભવ્યતા વધતી જતી હતી. એના મક્કમ પગ નીચે નિસરણી ડગમગતી હતી અને કિચુડાટી બોલાવતી હતી.

ઠાકોર જમીન ઉપર પહોંચ્યો, અને એનો પગ છેલ્લા પગથિયા પરથી ઊતરીને ધરતી ઉપર મંડાયો, ત્યાં એના ખભા ઉપર એક પંજો પડયો. એણે પાછળ ફરીને જોયું.

'હું તને કેદ કરું છું.' સિમુરદેને કહ્યું.

'તારું પગલું હું મંજૂર રાખું છું,' લાન્તેનાક બોલ્યો.

પ્રકરણ ત્રેપનમું

## 'પરમ દિવસે ગિલોટીન'

ઠાકોર સાચે જ એની કબરમાં ઊતર્યો હતો.

તુરગ્યુના ગઢના ભોંયતળિયા નીચે એક ભોંયરું હતું. ભયંકર કેદીઓને રાખવા માટે એ જૂના જમાનામાં વપરાતું હતું. સિમુરદેનની તીણી નજર હેઠળ એ તરત જ ઉઘાડવામાં આવ્યું. અંદર એક દીવો, પાણીનો કુંજો અને એક રોટી મૂકવામાં આવ્યાં. ઘાસનો એક પૂળો જમીન ઉપર ફેંકાયો. અને પાદરીનો પંજો લાન્તેનાક ઉપર પડયો તે પછી પા કલાક પણ નહિ થયો હોય ત્યાં એને આ ભોંયરામાં પૂરી દેવામાં આવ્યો.

એ કામ પતાવીને સિમુરદેન ગોવેનની શોધમાં નીકળ્યો. એ જ વખતે દૂરના દેવળમાંથી અગિયારના ડંકા સંભળાયા. પોતાના એક વખતના શિષ્યને સિમુરદેને કહ્યું, 'હું લશ્કરી અદાલત ઊભી કરવાનો છું, પણ તું એમાં નહિ હો. તું ગોવેન છો અને લાન્તેનાક પણ ગોવેન કુળનો છે. તું એનો કુટુંબીજન હોવાથી એનો ઇન્સાફ ન તોળી શકે. લશ્કરી અદાલતમાં ત્રણ ન્યાયાધીશ રહેશે: એક તો તારો નાયબ અફસર ગેશાંપ, બીજો નાયક રાદુબ અને ત્રીજો હું પોતે. હું પ્રમુખપદે રહીશ. પણ હવે આ બધા સાથે તારે કાંઇ નિસ્બત રહેતી નથી, પ્રજાસત્તાકના કાનૂનનું અમે પાલન કરશું. આ માણસ પોતે જ લાન્તેનાકનો ઠાકોર છે એટલી સાબિતી અમારે રજૂ કરવાની છે; તેથી વિશેષ કાંઈ નહિ. કાલે લશ્કરી અદાલત—પરમ દિવસે ગિલોટીન. વાંડીનો સંગ્રામ હવે ખતમ થાય છે.

ગોવેન એક અક્ષર પણ ન બોલ્યો. સિમુરદેનને પણ કેટલીક છેવટની તૈયારીઓ કરવાની હતી તેથી ગોવેનને મૂકીને એ પોતાને કામે

પાછો ફર્યો. કયા સ્થળે ગિલોટીન ગોઠવવી અને કેટલા વાગે અપરાધીને ગરદન મારવો એ નક્કી કરવાનું હતું. આવી દેહાંતદંડની સજાઓના અમલમાં જાતે બને તેટલી મદદ કરવાની એને આદત હતી. જલ્લાદ એનું કામ કરતો હોય તે ન્યાયાધીશ હાજર રહીને જુએ એનાથી સારી અસર પડે એમ એ દિવસોમાં મનાતું હતું.

ગોવેન પણ અનેક કામોમાં પડયો હતો.

જંગલની દિશામાંથી ઠંડો પવન શિયાળીઆની જેમ રડતો રડતો આવતો હતો. તુરગ્યુની પાછળના જંગલને કિનારે આવેલા પોતાના તંબૂમાં જઈને ગોવેને બોરલાવાળો પોતાનો જામો પહેર્યો. પ્રજાસત્તાકના શિરસ્તા મુજબ કાંઇ પણ શણગાર વગરના સેનાપતિના આ જામાની કિનારી ઉપર એક સાદી સાંકળી ભરેલી હતી. જ્યાંથી થોડા કલાકો પૂર્વે હલ્લો શરૂ થયો હતો તે લોહીઆળા મેદાનમાં એ આમથી તેમ આંટા મારવા લાગ્યો. આસપાસમાં એ એકલો જ હતો. આગ હજી બુઝાઈ નહોતી, પણ એની હવે કોઇને પરવા રહી નહોતી. રાદુબ પેલાં બાળકોની અને એની માતાની સભાળ લેતો હતો. બાળકોની તો એ બીજી મા જેવો બની ગયો હતો. પૂલ ઉપરનો મિનારો લગભગ આખો ભસ્મીભૂત થઇ ચૂકયો હતો. મરેલાઓ માટે કબરો ખોદાઇ રહી હતી; જખમીઓની માવજત થઈ રહી હતી; ગઢની અંદરનો મોરચો તોડી પાડવામાં આવ્યો હતો; જુદા જુદા માળ ઉપરથી અને સીડી પરથી મૃતદેહો ખસેડવામાં આવ્યા હતા. હમણાં જ જ્યાં લોહી રેડાયું હતું તે સ્થળની સાફસૂફી થઇ રહી હતી અને લશ્કરી ઝડપે બધું વ્યવસ્થિત ગોઠવાઇ રહ્યું હતું. ગોવેનનું ધ્યાન એમાંથી કશાયની ઉપર નહોતું.

વિચારોમાં એ એટલો બધો લીન થઇ ગયો હતો કે સિમુરદેનના હુકમથી ગઢની આસપાસ બેવડા ચોકિયાતો મુકાયા હતા એની ઉપર પણ એની નજર ગઇ નહિ.

અંધારામાં પણ ગઢની અંદરનું ગાબડું એ કળી શકતો હતો; એના તંબુથી એ બસોએક ફૂટને અંતરે હતું. ઠાકોરના કેદખાનાનું દ્વાર એ ગાબડાવાળા ભોંયતળિયામાં જ હતું. ગાબડા આગળ ઊભેલા ચોકિયાતો એ ભોંયરા ઉપર નજર રાખતા હતા.

એની આંખો વાતાવરણમાં વકાસી રહી હતી ત્યારે એના કાનમાં કોઈ મૃત્યુઘંટના પડઘા સમા આ શબ્દો અસ્પષ્ટપણે ગૂંજતા હતા: 'કાલે લશ્કરી અદાલત; પરમ દિવસે ગિલોટીન.'

ગઢમાંના ગાબડા આગળ ગોવેન ધીમે પગલે આમથી તેમ આંટા મારતો રહ્યો. કોઇ કોઈ વાર એ બે હાથ ભેગા કરીને માથાની પાછળ દબાવતો. એ ઊંડા વિચારમાં પડ્યો હતો.

પ્રકરણ ચોપનમું

# અંતરનું સમરાંગણ

એના વિચારવમળનો કોઈ તાગ નહોતો.

એક અશક્ય લાગતો ફેરફાર થયો હતો. લાન્તેનાકનો ઠાકોર બદલાઈ ગયો હતો. ગોવેન આ પલટાનો સાક્ષી હતો. આવું બનશે એવી કલ્પના તો એણે સ્વપ્નામાં પણ કદી કરેલી નહિ. જે અશક્ય હતું તે, એની સમક્ષ વાસ્તવિક સ્વરૂપે, સ્પષ્ટ રીતે ઊભું હતું. એમાંથી એ છટકી શકે તેમ નહોતો. એણે નિર્ણય કરવાનો જ હતો. સંજોગોએ એની સમક્ષ એક સવાલ મૂકયો હતો. એનો એણે જવાબ દેવાનો હતો. એકલા સંજોગો જ નહિ. સંજોગો તો બદલાતા રહે છે. એવા સંજોગો જ્યારે માનવીના અંતરને સવાલ પૂછે, ત્યારે ઇન્સાફ એનો ઉત્તર માગે છે. ગોવેનની ઊલટતપાસ થઈ રહી હતી. એક કપરા ન્યાયાધીશ સમક્ષ—એના અંતરાત્માની સમક્ષ એને ખડો કરવામાં આવ્યો હતો.

ગોવેન પ્રજાસત્તાકવાદી હતો, પણ એ પોતાની જાતને ન્યાયી માનતો હતો. વિપ્લવોના ઇન્સાફથી પણ ઊંચે માનવતાનો ન્યાય પડેલો છે એમ એ સમજતો હતો. જે બન્યું હતું તેમાંથી છટકી શકાય તેમ નહોતું. આ બાબત ઘણી ગંભીર હતી. ગોવેન એમાં સંડોવાયેલો હતો. હવે એ એનાથી દૂર ખસી જઈ શકે તેમ નહોતો. સિમુરદેને કહેલું કે, 'હવે એની સાથે તારે કાંઇ જ નિસબત નથી,' છતાં, થડમૂળમાંથી ઊખડી પડતાં વૃક્ષની વેદના ગોવેનનું હૃદય અનુભવી રહ્યું હતું.

દરેક માનવીના હૃદયનો પાયો હોય છે. એ પાયો હચમચી ઊઠે

ત્યારે અશાંતિ જાગે છે. ગોવેન અત્યારે એવી અશાંતિ અનુભવી રહ્યો હતો. હથેળીઓમાં માથું દાબીને એ સત્ય શોધવા મથી રહ્યો હતો. એના જેવી હાલતનું સ્પષ્ટ વર્ણન કરવું એ સહેલું નથી. એ અત્યંત વેદનાભરી દશા હતી. એની સામે આંકડાઓ પડયા હતા. એનો એણે સરવાળો માંડવાનો હતો. ગણિતના નિયમો પ્રમાણે એણે એક માનવીનો ન્યાય તોળવાનો હતો. એનું માથું ઘૂમતું હતું. આ બાબત અંગે વિચાર કરવા એણે પ્રયત્નો કર્યા; પોતાની માન્યતાઓ યાદ કરી જોવાનો એણે પ્રયાસ કર્યો; પોતાની અંદર જાગેલા બંડને શમાવવા એ મથ્યો.

ગોવેને હમણાં જ એક ચમત્કાર જોયો હતો. પૃથ્વી પરનું શસ્ત્ર-યુદ્ધ હજી તો પૂરું થયું નહોતું ત્યાં ભલાઈ અને બુરાઈ વચ્ચેનો ગગનવ્યાપી સંગ્રામ મંડાઈ ગયો હતો. પાષાણનું કલેજું એમાં પરાજય પામ્યું હતું.

એ માણસમાં ચાહે તેટલી બુરાઇ હતી, એ હિંસક હતો, ખોટો હતો, અંધઝનૂની હતો, અહંકારી હતો: પણ એ માણસ ઉપર એની માણસાઇનો વિજય થયો હતો: ગોવેને આ ચમત્કાર જોયો હતો. ગેરઇન્સાન ઉપર ઇન્સાનિયતે જીત મેળવી હતી. કઈ રીતે ? રોષ અને ધિક્કારના કાળમીંઢને એ કઇ રીતે ઉથલાવી શકી હતી ? એના હાથમાં કયાં આયુધો હતાં ? કયું શકિતશાળી શસ્ત્ર હતું ? માત્ર ત્રણ બાળકો !

ગોવેનની આંખો અંજાઇ ગઇ હતી. ઘનઘોર વિગ્રહની કટોકટીની ઘડીએ—જ્યારે માનવી ન્યાયને, પ્રામાણિકતાને કે સત્યને સાવ વિસારી બેસે છે ત્યારે–કોઇ ગૂઢ શકિત એની ઉપર સત્યના જળહળતાં તેજ-કિરણો પાથરી રહી હતી.

ભલાઇ અને બુરાઇ વચ્ચે, દૈવી અને આસુરી શકિતઓ વચ્ચે એક અજોડ સંગ્રામ મચી ગયો હતો. એ સંગ્રામ એક માનવીના

અંતરના રણમેદાન ઉપર લડાયો હતો. એ માનવી હતો લાન્તેનાક.

હવે એ સંગ્રામ ફરી શરૂ થયો હતો. આ વખતે એ વધુ ઝનૂની, વધુ નિશ્ચયાત્મક હતો. આ વખતે ગોવેનનું અંતર એનું સમરાંગણ બન્યું હતુ.

માનવીનું અંતર એ પણ કેવું સમરાંગણ છે! માણસ એના વિચારોના સામર્થ્ય આગળ પામર બની જાય છે. કેટલીય વાર સામ-સામા મહાશકિતશાળી વિચારોની ગાંડી અથડામણમાં માનવીનું અંતર ખેદાનમેદાન થઈ જાય છે.

ગોવેનના વિચારો આગળ ચાલ્યા.

પ્રથમ તો લાન્તેનાકના ઠાકોર ઘેરાઈ ગયો, સપડાઇ ગયો, સરકસના જંગલી પશુની માફક પિંજરે પુરાઇ ગયો, સાણસામાં ખીલાની માફક પકડાઇ ગયા, એના પોતાના ઘરમાં કેદ પુરાયો, અને એની ચોપાસ ભરી બંધૂકાની દીવાલો ઊભી-થઈ ગઇ. આ બધાની વચ્ચેથી એ છટકી જઈ શકયો હતો. એ એક ચમત્કાર જ હતો. આવા યુદ્ધમાં જે કપરામાં કપરું કાર્ય ગણાય છે તે એણે સિદ્ધ કરી બતાવ્યું હતું—એ ભાગી છૂટયો હતો. ફરી જંગલમાં જઇને એ પોતાનું મથક સ્થાપવાનો હતો, ફરી એ પ્રદેશમાં યુદ્ધ જગાવવાનો હતો, ફરી અંધકારમાં ગાયબ બનવાનો હતો, ફરી એ વનસમ્રાટ પોતાની અણનમ ફોજોની વચ્ચે સહીસલામત જઈ પહોંચે તેમ હતો. ગોવેને ફત્તેહ મેળવી હતી, લાન્તેનાકે મુક્તિ. એ સંપૂર્ણપણે સલામત બન્યો હતો, એને કોઈ બંધન નહોતું, એની સન્મુખ અનેક રક્ષણ-સ્થાનો પડયાં હતાં. એનો પતો મળવો મુશ્કેલ હતો; એની સમીપ જવું, એને આંબી જવું અશકય હતું. વનકેસરી જાળમાં સપડાયો હતો, પણ પછી જાળ ચીરીને એ ભાગી છૂટયો હતો.

અને હવે-સામે ચાલીને એ જાળમાં પાછો ફર્યો હતો.

લાન્તેનાકના ઠાકોરે આપમેળે, સ્વેચ્છાથી, પોતાની મરજીથી

જંગલનો, અંધકારનો, સલામતીનો, મુક્તિનો ત્યાગ કર્યો હતો અને ભયાનક જોખમમાં એ પાછો ફર્યો હતો. એણે જીવને જોખમે પણ આગમાં પ્રવેશ કર્યો તે વખતની એની નિર્ભયતા ગોવેને નિહાળી હતી. એને એના શત્રુઓના હાથમાં સોંપી દેતી નિસરણી ઉપરથી પણ એ એટલો જ નિડરપણે ઊતર્યો હતો. બીજાઓને બચાવનારી નિસરણી એને માટે તો સર્વનાશ જ લાવી હતી.

અને એણે આમ શું કામ કર્યું હતું? ત્રણ બાળકોના પ્રાણ બચાવવા માટે. અને હવે આ માણસનું શું કરવાનું છે? એને ગિલો-ટીન પર ગરદન મારવાનો છે.

આ છોકરાં એનાં પોતાનાં હતાં? ના. એના કુટુંબનાં હતાં? ના. એની કોટિના કોઈ બીજા ઉમરાવનાં હતાં? ના. ત્રણ નાનાં ભિખારાં કાજે, ત્રણ અજાણ્યાં, રઝળતાં, ચીંથરેહાલ, ઉઘાડપગાં, અનાથ છોકરાં માટે આ ઉમરાવે, આ ઠાકોરે, આ મુક્ત, સલામત વૃદ્ધે પોતાનું સર્વસ્વ હોડમાં મૂક્યું હતું, પોતાના સર્વ વિચારો પડતા મૂક્યા હતા, પોતાનું સર્વસ્વ ગુમાવ્યું હતું. બાળકોને એ બચાવી લાવ્યો તેની સાથે એ ગર્વભેર પોતાનું મસ્તક પણ લેતો આવ્યો હતો. આજ સુધી જે ભયાનક બન્યું હતું, એ મસ્તક એણે પોતાના શત્રુઓની સામે ધર્યું હતું અને હવે તેઓ શું કરવાના હતા? એ બલિદાન સ્વીકારી લેવાના હતા!

લાન્તેનાકના ઠાકોરને બીજાના પ્રાણ અને પોતાના જીવન વચ્ચે પસંદગી કરવાની હતી. એ ભવ્ય વિકલ્પમાંથી એણે પોતાના મોતની પસંદગી કરી હતી અને હવે એને એ અપાવાનું હતું. એને મારી નાખવાનો હતો. શૂરવીરતાની કેવી કદર! એક ઉદાર કાર્યનો જવાબ જંગલી આચરણથી આપવો! ક્રાંતિનું કેવું પતન થઇ રહ્યું હતું! પ્રજાસતાક કેટલું હલકું પડી રહ્યું હતું!

પૂર્વગ્રહ અને ગુલામીને પક્ષે ઊભેલો આ માનવી એકાએક બદલાઇ

ગયો હતો અને ઇન્સાનિયતના કુંડાળામાં એ પાછો ફર્યો હતો. ત્યારે મુક્તિ અને આઝાદી કાજે મથનારાઓ આંતરવિગ્રહની ભયાનકતાઓને, લોહી રેડવાની પ્રણાલિકાને, બંધુહત્યાને વળગી રહ્યા હતા! ક્ષમા, સ્વાર્પણ, પશ્ચાતાપ અને બલિદાનનો દૈવી કાનૂન અધમને પક્ષે લડનારાઓ માટે અસ્તિત્વ ધરાવતો હતો, પણ સત્યના સૈનિકો માટે એનું અસ્તિત્વ નહોતું!

શું! ઉદારતા માટેની આ સરસાઈમાં ટકી ન રહેવું? આ પરાજય મૂંગે મોઢે સ્વીકારી લેવો? જે શક્તિશાળી હતા તેમણે જ પોતાની જાતને નબળી દેખાડવી? જે વિજેતાઓ હતા તેમણે હત્યારાઓ બનવું? અને જગતમાં એમ કહેવરાવવું, કે રાજપક્ષે એવા માનવીઓ હતા કે જે બાળકોના જાન બચાવતા, અને પ્રજાસત્તાકને પક્ષે એવા માણસો હતા કે જે વૃદ્ધોની હત્યા કરતા?

જગત જોશે કે આ મહાયોદ્ધો, એંશી વર્ષનો આ બળવાન પુરુષ, આ હથિયારવિહીન લડવૈયો કેદ પકડાયો નહોતો પણ હરાઈ ગયો હતો. એક સુકૃત્ય કરતાં કરતાં પકડાઈ ગયો હતો; અને ઉદાત્ત ભાવનાથી એણે કરેલા કામનો પરસેવો હજી એના લલાટેથી સુકાયો નહોતો ત્યાં એ ફાંસીના માચડા ઉપર ચડી ગયો હતો! એણે બચાવેલા ત્રણ બાળકોના આત્મા એના પ્રાણની યાચના કરતા ઊભા હશે, અને એ મસ્તક ઉપર જલ્લાદનો કુહાડો ચાલવા દેવાશે? આ સજાનો અમલ થતી વખતે એ માનવીના મુખ ઉપર સ્મિત પ્રકાશી ઊઠશે, અને પ્રજાસત્તાકના વદન ઉપર લજ્જાની કાલિમા છવાશે! અને આ બધું ગોવેનની, સેનાપતિની, હાજરીમાં થશે! એને અટકાવી શકનારો પોતાના હાથ બાંધી રાખશે. 'એની સાથે હવે તારે કશી નિસ્બત નથી,' એવી ઘમંડી સરમુખત્યારીના સંતોષ માનીને એ બેસી રહેશે. અને એણે એટલુંય સમજવાનું નહોતું કે આવા હીન કૃત્યમાં સંડોવાયેલા બે જણ વચ્ચે એ કૃત્ય કરનાર કરતાં કરવા દેનાર વધુ ભૂંડો છે, કારણ કે એ નામર્દ છે!

પણ આવા મૃત્યુની એણે પોતે જ ચેતવણી આપેલી નહોતી? આજે દયાળુ બની ગયેલા ગોવેને જાતે જ જાહેર નહોતું કરેલું કે લાન્તેનાક પ્રત્યે જરા સરખીય રહેમ ન બતાવવી જોઈએ? એણે જ નહોતું કહ્યું કે લાન્તેનાકને કેદ પકડીને એ સિમુરદેનના હાથમાં સોંપી દેશે? એ મસ્તક હાજર કરવાનું એને માથે દેણું નહોતું? હા, એ કરજ ચૂકવવા એ તૈયાર હતો. પણ શું ખરેખર આ એનું એ જ મસ્તક હતું?

આજ સુધી ગોવેને લાન્તેનાકને જંગલી લડવૈયા તરીકે, રાજાશાહી અને ઠાકોરશાહીના ઝનૂની અનુયાયી તરીકે, યુદ્ધકેદીઓના કતલખોર તરીકે, વિગ્રહે છુટ્ટા મૂકેલા એક ખૂની તરીકે, એક લોહીતરસ્યા માનવી તરીકે ઓળખ્યો હતો. એ માનવીનો એને ડર નહોતો. પૂરેપૂરી મક્કમતાથી એણે એનો સામનો કર્યો હોત એથી સહેલું બીજું શું હતું! એ તો સીધો સાદો રસ્તો હતો, બધું સ્પષ્ટ દેખાતું હતું. બીજાને મારનારાઓને એણે મારવાના હતા. પણ એ સીધી લીટી અણધારી રીતે તૂટી ગઈ હતી. રસ્તામાં એક વળાંક આવ્યો અને એક નવું જ ક્ષિતિજ દેખાયું હતું. કોઈ ચમત્કારિક પલટો થયો હતો. એક અણજાણ્યા લાન્તેનાકે દેખા દીધી હતી. રાક્ષસની અંદરથી એક શૂરવીર ફૂટી નીકળ્યો હતો. શૂરવીર કરતાંય વિશેષ ઇન્સાન–ઇન્સાનનું હૈયું. ગોવેનની સામે ઊભો હતો તે ખૂની નહોતો, રક્ષણહાર હતો.

અને લાન્તેનાકમાં પલટો આવ્યો છતાં શું ગોવેનમાં નહિ આવે?

શું? પ્રકાશના આ ચમકારાનું કોઈ પ્રતિબિમ્બ નહિ પડે? શું ગઈ કાલનો આ માનવી આગળ નીકળી જશે, અને આવતી કાલનો માનવી પાછળ રહી જશે? શું આ જંગાલિયતવાળો માનવી એકાએક પલટાઈને ગગનમાં મહાલતો થશે, અને આદર્શોવાળો માનવી કાદવમાં અને અંધકારમાં સબડ્યા કરશે? લાન્તેનાક ભવ્ય ભાવિમાં નવો અવતાર ધારણ કરીને પ્રવેશશે ત્યારે ગોવેન શું ભૂતકાળના લોહીના ખાબોચિયામાં પડ્યો રહેશે?

તે ઉપરાંત બીજી પણ એક વાત વિચારવાની હતી.

પોતે જે લોહી રેડવા તત્પર બન્યો હતો તે શું એનું જ, ગોવેન કુળનું જ, લોહી નહોતું ? એના દાદા મરી ગયા હતા, પણ એ દાદાના ભાઇ, એના મોટા કાકા હજી હયાત હતા. આ લાન્તેનાકના ઠાકોર એ જ એના મોટા કાકા હતા. કબરમાં પોઢી ગયેલા એ સ્વર્ગસ્થ પુર્વજ પોતાના ભાઈને એ કબરમા હડસેલાતો રોકવા ઊભા નહિ થાય ? એ પવિત્ર બનેલા શ્વેત વાળની હવેથી આમન્યા રાખવાની આજ્ઞા એ પુર્વજ પોતાના પૌત્રને નહિ આપે ? એની—ગોવેનની અને લાન્તેનાકની વચ્ચે રોષભરી આંખે કોઇ પ્રેત ઊભું હતુ કે નહિ?

ત્યારે શું ક્રાંતિનો ઉદ્દેશ માણસને વંશભ્રષ્ટ કુળભ્રષ્ટ બનાવવાનો હતો ? ક્રાંતિનો જન્મ શું કૌટુમ્બિક સ્નેહગાંઠોને તોડવા માટે અને માનવપ્રેમની લાગણીઓને ગૂંગળાવવા માટે થયો હતો ? બિલકુલ નહિ. આ ભવ્ય સંસ્કારવારસાને હણવા માટે નહિ પણ પોષવા માટે જ ૧૭૮૯ ઊભુ થયું હતું. બાસ્ટિલના કેદ-કિલ્લાઓ તોડી પડાયા તે માનવતાને મુક્તિ આપવા માટે, ઠકરાતશાહીનો નાશ કરાયો તે કુટુંબ જીવનનો પાયો નાખવા માટે જ.

ગોવેન અને એના અંતરાત્મા વચ્ચેના આ કરુણ વાદવિવાદને અંતે એ એક નિર્ણય ઉપર આવી રહ્યો હતો, કે લાન્તેનાકને બચાવવો જ જોઇએ. વારુ ! પણ તો પછી રાષ્ટ્રનું શું ?

અહીં આ કોયડાની મૂંઝવણ વધી ગઇ. ફ્રાંસ શત્રુઓથી ઘેરાઇ ગયું હતું. ફ્રાંસનો દ્રોહ થયો હતો. એ રક્ષણવિહોણું હતું. એક બાજુથી જર્મની, બીજી બાજુથી ઇટાલી, ત્રીજી બાજુથી સ્પેઇન એની ઉપર તૂટી પડવાની તૈયારીમાં હતા. એમના માર્ગમાં કોઇ નડતર નહોતું. પછી ફ્રાંસ માટે એક માત્ર મહાસાગરની દિશા ઉઘાડી રહે તેમ હતું. એ સલામત દિશાની ઓથે રહીને ફ્રાંસની પ્રચંડ શક્તિ આખી પૃથ્વીનો સામનો કરી શકે તેમ હતી. એ દિશાની

સલામતી વિશે એના દિલમાં શ્રદ્ધા હતી. પરંતુ, એ દિશા પણ એને દગો દેવાની હતી. મહાસાગર ઉપર હવે એનું સ્વામીત્વ રહ્યું નહોતું. સાગરમાં ઇંગ્લંડ ઊભું હતું. એટલું સાચું, કે સાગર પાર કેવી રીતે કરવો એની મૂંઝવણમાં એ હતું. પણ એક એવો માનવી હતો, કે જે એને સાગર પર સેતુ બાંધી દેતો હતો, જે એની તરફ દોસ્તીનો હાથ લંબાવતો હતો, જે ઇંગ્લંડના રાજ્યકર્તાઓને જઇને કહેતો હતો કે, 'ચાલ્યા આવો !' એક માનવી એવો હતો જે સાદ પાડતો હતો કે, 'ઇંગ્લાંડ, ફ્રાંસની ગરદન પકડ !' અને એ માનવી હતો લાન્તેનાકનો ઠાકોર.

એ માણસ હવે પકડાઇ ગયો હતો. ત્રણ–ત્રણ મહિનાના સતત પીછા પછી એ હાથ આવ્યો હતો. એ વિપ્લવનો પંજો એ પાપી ઉપર હમણાં જ પડ્યો હતો; '૯૩ ના લોખંડી પંજાએ આ રાજપક્ષી હત્યારાની ગરદન પકડી હતી. પોતાના જ કુળના નિવાસસ્થાનમાં આ પિતૃહત્યારો * એની સજા પામવાનો હતો. એના જ ગઢના પથ્થરો એની સામા થયા હતા અને એને માટે કેદખાનું બન્યા હતા. જેણે પોતાના દેશને દગો દીધો હતો તેને તેના પોતાના ઘરે જ દગો દીધો હતો. જાણે ઇશ્વરે જ આ બધું ગોઠવ્યું ન હોય ! કાળઘડી આવી પહોંચી હતી. પ્રજાસમસ્તનો આ શત્રુ ક્રાંતિના હાથમાં કેદ પકડાયો હતો. એ હવે લડી શકે તેમ નહોતો, કોઇને જફા પહોંચાડી શકે તેમ નહોતો. આ વાંડીને હજાર હાથ હતા, પણ ભેજું તો એકલા એનું જ હતું. એના નાશની સાથે આંતરવિગ્રહનો પણ અંત આવી જાય તેમ હતો. અને આજે એ બરાબરના બંધનમાં પડ્યો હતો. આટલી આટલી કતલો પછી એ કેદી બન્યો હતો. જેણે આટલી નિર્દયતાથી હત્યાઓ કરી હતી, તેનો હવે મરવાનો વારો આવ્યો હતો. હવે જો એને કોઇક છોડી મૂકે તો—?

---

* પિતૃભૂમિ-ફ્રાંસ-ની હત્યા કરનારો.

'ન્ડના પ્રતીક સમા સિમુરદેનના હાથમાં રાજાશાહીના પ્રતીક સમો લાન્તેનાક સપડાયો હતો. એ લોખંડના પંજામાંથી આ શિકારને કોઈ છીનવી લઈ શકે ખરું ? લાન્તેનાક કબરમાં પડ્યો હતો; કાળનું ઢાંકણું એની ઉપર ઢંકાઈ ગયું હતું. હવે કોઈ આવીને એ ઢાંકણું ઉઘાડવાનું હતું ? આ સમાજશત્રુનું મૃત્યુ થયું હતું, અને એની સાથે સાથે બળવાનું, ભાઈ–ભાઈ વચ્ચેના યુદ્ધનું, જંગાલિયતભરી લડાઈનું પણ મોત થયું હતું. હવે કોઈ આવીને એને પુનર્જીવન આપવાનું હતું ? તો તો ફરી પાછો એ એનાં ભયાનક કૃત્યો શરૂ કરે ! તો તો પછી આ લાન્તેનાક આનંદથી યુદ્ધમાં ઝંપલાવે ! તો તો પછી આવતી કાલથી જ સળગતાં ઘરો, કતલ થતા યુદ્ધકેદીઓ અને ગોળીએ દેવાતી અબળાઓ ફરીને ઠેરઠેર નજરે પડે !

એના એક જ સુકૃત્યથી અંજાઈ જઈને ગોવેન એનું મૂલ્ય વધુ પડતું તો નહોતો આંકી રહ્યો ને? ત્રણ બાળકોને લાન્તેનાકે મોતના મુખમાંથી બચાવ્યાં હતાં. પણ એ સંકટ વચ્ચે એમને ફેંકનાર કોણ હતું ? એ પણ લાન્તેનાક જ નહોતો ? આગની વચ્ચોવચ્ચ એ ત્રણ બાળકોનાં બિછાનાં કોણે મૂકયાં હતાં ? ઈમાનસે જ ને ? અને ઈમાનસ કોણ હતો ? ઠાકોરનો જમણો હાથ. એને માટે એનો સ્વામી જ જવાબદાર ગણાય. એટલે લાન્તેનાક જ ખૂની હતો, લાન્તેનાક જ આગ લગાડનારો હતો. એણે એટલું બધું વખાણવા જેવું શું કરી નાખ્યું હતું ? એ છેલ્લી હદ સુધી ગયો નહોતો બસ એટલું જ. એના પાપનું એને ભાન થયું એટલે એ આગળ વધતો અટકી ગયેલો. પોતાના જ કૃત્યની ભયાનકતાએ એને કમ્પાવી મૂકયો હતો. પાષાણના હૈયાંમાં પણ માનવદયાના જે અંશો પડયા હોય છે તે એનામાં પેલી જનેતાની ચીસે જાગ્રત કર્યા હતા. એ ચીસ સાંભળીને એણે પાછળ પગલાં ભર્યાં હતાં. રાત્રિના જે અંધકારમાં એણે પોતની જાતને દાટેલી હતી ત્યાંથી એ દિવસના ઉજાસ ભણી ઉતાવળે પગલે ચાલ્યો હતો. પાપનું સર્જન એણે કર્યું, અને એનો

અંત પણ એ જ લાવ્યો. એનો ગુણ એટલો જ હતો, કે એ છેવટ સુધી નરરાક્ષસ ન રહી શક્યો. આટલી જ વાત ખાતર એને એનું સર્વસ્વ પાછું સોંપવું ! એને મુક્તિ આપવી ! ખેતરો, મેદાનો, હવા અને ઉજાસની એને ભેટ ધરવી ! એને જંગલ પાછું સોંપીને એના ડાકુઓને એમાં આશરો લેવા દેવો ! એને સ્વતંત્રતા આપીને બીજાઓને ગુલામ બનાવવામાં એનો ઉપયોગ થવા દેવો ! એને જીવન બક્ષીને એને હાથે મૃત્યુને પ્રસરવા દેવું !

વળી એની સાથે કાંઇ કરાર કરવા, કે એ અહંકારી આત્માને સમજાવવો, અમુક શરતે એને મુક્તિ આપવાની વાત કરવી, એને જીવતો જવા દેવામાં આવે તો લડાઈ અને બંડનો રસ્તો એ છોડી દે કે કેમ તે પૂછવું—એ તો કેવી મોટી ભૂલ થઈ બેસે, તો તો એને કેવો લાભ મળી જાય, તો તો એ વાત કરનાર પોતાને હાથે જ પોતાનું કેવું ભયંકર અપમાન કરાવે ! તો તો એ સવાલ પૂછનારના માથામાં એ કેવો ઉતર ફટકારે કે : 'એવી લ્યાનત તમને મુબારક હજો; હું તો મારું મોત જ માગું છું ! '

એટલે આ માણસને કાં તો ગરદન મારવો, અને કાં તો એને સદંતર મુક્ત કરી દેવો; તે સિવાય ત્રીજો કોઈ રસ્તો નહોતો. એ શિખરની ટોચે ચડીને ઊભો હતો. કાં તો એ ત્યાંથી ઊંચે ગગનમાં ઊડી જાય, અને કાં તો નીચે ઊંડી ખીણમાં ગબડી પડે. એ પણ એક અજબ માનવી હતોઃ એને મારવામાં કેટલી ચિંતા હતી ! એને મુક્ત કરવામાં કેટલી જવાબદારી હતી !

લાન્તેનાક બચી જાય એટલે તો પછી વાંડીમાં બધું નવેસરથી શરૂ થાય; આ માણસના અદૃશ્ય થવાથી બુઝાયેલો ભડકો આંખના પલકારામાં, ધૂમકેતુના વેગથી ફરી ભભૂકી ઊઠે. પછી તો, કબર ઉપર જેમ ઢાંકણું બિડાઈ જાય તેમ પ્રજાસત્તાક ઉપર રાજાશાહી ન ફરી વળે, અને ફ્રાંસ ઉપર ઈંગ્લંડ ન ફરી વળે ત્યાં સુધી

લાન્તેનાક જંપે નહિ. લાન્તેનાકને બચાવવો એટલે ફ્રાંસનો ભોગ આપવો. લાન્તેનાકને જિંદગી પાછી મળે એટલે આંતરવિગ્રહમાં ફરી સપડાનારા અગણિત નિર્દોષોનું—સ્ત્રી, પુરુષ અને બાળકોનું—મૃત્યુખત લખાઈ જાય; અંગ્રેજોની ચઢાઈ થાય અને પ્રજાસત્તાકને પીછેહઠ કરવી પડે; ગામડાં જમીંદોસ્ત બને, પ્રજા પિંખાઈ જાય, બ્રિટની ચૂંથાઈ જાય; શિકાર વળી પાછો વાઘના પંજામાં હડસેલાઈ જાય. આ વાઘને પિંજરામાંથી છૂટો મૂકવો કે નહિ એ કોયડો ગોવેનને વળી પાછો મૂંઝવવા લાગ્યો.

અને પછી પાછો એનો એ સવાલ અસલ સ્વરૂપે ઊભો થયો—શું લાન્તેનાક હજી ય એ જ વાઘ હતો?

ભૂતકાળમાં એ કદાચ હશે; પણ આજે હવે એ વાઘ રહ્યો હતો ખરો? વિચારોના વમળમાં ગોવેન ડૂબ્યે જતો હતો. બારીકાઈથી આખી વાત તપાસનાર કોઈ પણ માણસ એમ કહી શકે ખરો, કે લાન્તેનાકમાં નિઃસ્વાર્થપણું નહોતું? સ્વાર્પણની ભાવના નહોતી? શું! આંતરવિગ્રહનાં જડબાં ફાટેલાં હતાં ત્યારે એની માનવતા સિદ્ધ કરવા બેસવું! શું! એમ સાબિત કરવા નીકળવું કે રાજાશાહીથી ઊંચે, વિપ્લવોના ય ઊંચે, પાર્થિવ પ્રશ્નોથી ઊંચે માનવીના આત્માની ભવ્ય સુકુમારતા પડી છે; નિર્બલને રક્ષણ આપવાનો બળવાનો માટેનો શિરસ્તો પડેલો છે! પોતાનો જાન દઈને પણ શું આ અમર સત્યો સાબિત કરી બતાવવાં! લશ્કરના સેનાપતિપદે હોવા છતાં વ્યૂહરચનાનો, યુદ્ધનો અને વૈરપિપાસાનો ત્યાગ કરવો! શું! ત્રાજવાને એક પલ્લે ફ્રાંસના રાજાને, પંદર સદીઓની રાજાશાહીને, જૂના કાયદાઓની અને પુરાણી સમાજરચનાની પુનઃસ્થાપનાને મૂકવાં, સામે પલ્લે ત્રણ અજાણ્યાં ખેડુબાળ મૂકવાં, અને એ ત્રણ નિર્દોષોનું પલ્લું નમી ગયેલું જોવું! અને પછી—શું આ બધું નજીવું હતું? શું! જેણે આટલું આટલું કર્યું તે હવે વાઘ રહી શક્યો હોય ખરો? હવે એની સાથે હિંસક પશુ જેવો વર્તાવ રખાય

ખરો? ના, ના, ના! આંતરવિગ્રહની ઘોર અંધારી ખાઈને જેણે હમણાં જ પોતાના દિવ્ય આચરણથી અજવાળી મૂકી હતી તે માણસ રાક્ષસ નહોતો. હાથમાં તલવાર લઈને જે આવ્યો હતો, તેના હાથમાં હવે જ્યોત હતી. પોતાની તમામ જંગાલિયતનું પ્રાયશ્ચિત લાન્તેનાકે આ એક જ બલિદાનથી કરી નાખ્યું હતું. પોતાની દેહ ગુમાવીને એણે આત્માને બચાવ્યો હતો. ફરી પાછો એ નિર્દોષ બન્યો હતો. પોતાનાં કૃત્યોની ક્ષમા એણે પોતાને હાથે જ મેળવી લીધી હતી. માણસને શું આત્મક્ષમા દાનનો અધિકાર નથી?

લાન્તેનાકે હમણા જ પોતાની અંદરના માનવોત્તર અંશોનું પારખું કરાવ્યું હતું. હવે ગોવેનનો વારો આવ્યો હતો. ગોવેને એને જવાબ દેવાનો હતો. એના અંતરમાં ચાલતી ભલી-બૂરી લાગણીઓની લડાઈએ જાણે કે દુનિયા આખામાં અંધાધુંધી ફેલાવી દીધી હતી. હવે એણે કરવું શું? ઈશ્વરે એનામાં મૂકેલી શ્રદ્ધા માટે નાલાયક ઠરવું? ના. અને એ મનમાં ગણગણ્યો, 'ચાલ, લાન્તેનાકને બચાવું.' અને મનમાંથી જ એક અવાજે જવાબ દીધો, 'ભલે. બચાવ, જા, અંગ્રેજોને મદદ કર, ભાગીને દુશ્મન સાથે મળી જા. લાન્તેનાકને બચાવ ને ફ્રાંસને દગો દે.' ગોવેન ધ્રૂજી ઊઠ્યો. જુદાં જુદાં સત્યો એની સામે આવીને કહેતાં હતાં, 'આમ કર!' 'આમ કર!' શું એમ કરવું જોઈએ? હા. ના દલીલ એક વસ્તુ કહેતી હતી, લાગણી બીજી વાત બોલતી હતી. બન્નેની સલાહ એકબીજાથી ઊલટી જ દિશામાં દોરતી હતી. ગોવેન અચકાતો હતો. માણસને ગાંડો બનાવી મૂકે એવી એ મૂંઝવણ હતી.

ઠાકોરને મરવા દેવો? કે એને બચાવવો? એનું કર્તવ્ય શેમાં રહેલું હતું?

પ્રકરણ પંચાવનમું

# ધુમાડો અને જ્વાલા

પોતાનું કર્તવ્ય શું છે? પોતાની ફરજ શી છે? વિજેતાઓને એનો જ વિચાર કરવાનો હતો. સિમુરદેનને એની ફરજ સીધી સાદી જણાતી હતી; ગોવેનને એ ગૂંચવણભરી, ભિન્ન ભિન્ન પ્રકારની, આંટીઘૂંટીઓવાળી લાગતી હતી.

મધરાતના ડંકા થયા......એક વાગ્યો......

ગોવેન ધીમે ધીમે ગાબડાવાળા પ્રવેશદ્વાર પાસે આવી પહોંચ્યો હતો એનો એને ખ્યાલ રહ્યો નહોતો. આગ શમી રહી હતી અને કોઈ કોઈ વાર ઝબૂકી જતી હતી. વળી પાછો ધુમાડો એની ઉપર ફરી વળતો હતો. વિચારોમાં ડૂબેલો ગોવેન જ્વાલા અને ધુમાડા વચ્ચેની આ સ્પર્ધા નિહાળતો હતો. એના અંતરમાં પણ એ જ્વાલાની માફક સત્ય ઘડીક દેખાતું હતું અને પાછું અદૃશ્ય બનતું હતું.

એકાએક ધુમાડાના બે ગોટા વચ્ચેથી એક લાંબી જ્વાલા એ બુઝાતી ભઠ્ઠીમાંથી ભભૂકી ઊઠી, અને વોંકળાના સામા કાંઠા ઉપર એણે પ્રકાશ પાથરી દીધો. એ પ્રકાશમાં એક ગાડું દેખાયું.

ગોવેન એ ગાડા સામે તાકી રહ્યો. વોળાવિયાના ટોપા પહેરેલા ઘોડેસ્વારો એની આસપાસ ઊભા હતા. નાયબ-સેનાપતિ ગેશાંપના દૂરબીનમાંથી પોતે થોડા કલાક ઉપર જોયેલા ગાડા જેવું આ ગાડું ગોવેનને લાગ્યું. તે વખતે સૂર્ય આથમી રહ્યો હતો અને ગાડું દૂર દૂર ક્ષિતિજની કિનારી ઉપર ચાલ્યું આવતું હતું. અત્યારે એ ગાડામાંથી કેટલાક માણસો કાંઈક ઉતારી રહ્યા લાગતા હતા. ગાડામાંથી ઉતારાતી વસ્તુ ભારે વજનદાર જણાતી હતી. એમાંથી સાંક-

ળના જેવો ખણુખણાટ સંભળાતો હતો. એ વસ્તુ શું હશે તે કળવું મુશ્કેલ હતું, પણ મોટા કોઈ ચોકઠા માટેનાં બીમ હોય તેમ લાગતું હતું. બે માણસોએ ગાડામાંથી એક પેટી ઉપાડીને નીચે મૂકી. પેટીના આકાર ઉપરથી એમ કહી શકાય કે અંદર કોઈ ત્રિકોણી વસ્તુ હશે.

જ્વાલા શમી ગઈ; ફરી પાછું બધું અંધકાર હેઠળ દટાઈ ગયું. અંધારામાં લપાયેલી એ વસ્તુ સામે ગોવેનની આંખો મંડાયેલી રહી.

તે પછી બત્તીઓ સળગી. સામે કાંઠે માણસોનો અવરજવર થવા લાગ્યો. પણ ગોવેન વોંકળાની અંદર ઊભો હોઈને કાંઠા ઉપર શું થઈ રહ્યું છે તે બરાબર જોઈ શક્યો નહિ. કાંઈક અવાજ એને કાને પડતા હતા, પણ શબ્દો પકડાતા નહોતા. મોટાં બીમ એકબીજા સાથે જડાતાં હોય તેવા અવાજ કોઈ કોઈ વાર સંભળાતા હતા. તે ઉપરાંત કરવત સજાવાની હોય તેના જેવો ધાતુનો કીચુડાટ પણ સંભળાતો હતો.

બેના ડંકા પડયા.

ધીમે ધીમે, જાણે કે એ પીછેહઠ કરવા મથતો હોય છતાં કોઈ અદીઠ શક્તિ એને આગળ ધકેલતી હોય તેમ, ગોવેન ગાબડાની નજીક આવ્યો. એ નજીક આવ્યો અને અંધકાર વચ્ચે પણ સેનાપતિના જામાને અને માથું ઢાંકતા સાંકળીભર્યા મોશલાને ઓળખી શકેલા સંત્રીએ પોતાના શસ્ત્ર વડે એને લશ્કરી સલામ ભરી. ગોવેન ભોંયતળિયાના ખંડમાં દાખલ થયો, સંત્રીઓ એમાં સૂતા હતા. છતમાં એક ફાનસ ટીંગાતું હતું. નીચે ઘાસની પથારીમાં પડેલા સૈનિકોને કચર્યા વિના માણસ ઓરડાને બીજે છેડે જઈ શકે તેટલો ઉજાસ એ ફાનસમાંથી પડતો હતો.

ત્યારે ત્યાં પડેલા સૈનિકો થોડા કલાક પૂર્વે યુદ્ધ ખેલી રહ્યા હતા. તોડી પડાયેલી મોરચાબંધીના કેટલાક લોખંડના ટૂકડાઓ વેરવિખેર પડયા હતા અને આરામ કરનારાઓને નડતરરૂપ બનતા હતા. પણ

સૈનિકો એટલા બધા થાકેલા હતા કે કશાયની પરવા કર્યા વિના એ ઊંઘતા હતા. આ ઓરડો રણમેદાન બનેલો હતો. એક ઝનુની હલ્લો અહીંયા થયો હતો. અહીં માણસોએ બરાડા પાડયા હતા, કિકિયારીઓ નાખી હતી, દાંત કચકચાવ્યા હતા, આંધળા બનીને મરણિયા પ્રહારો કર્યા હતા, અને પ્રાણ કાઢી દીધા હતા.

અહીં જે થાકયાપાકયાં શરીરો લંબાવીને સૂતા હતા તેમના ઘણા સાથીઓ આ જ ભૂમિ ઉપર મોતને શરણે થયા હતા; અત્યારે એમનાં ઓશીકાંની ગરજ સારતા એ જ ઘાસે એમના ઘણા દોસ્તોનું લોહી પીધેલું હતું. હવે એ બધું ખતમ થઈ ચૂકયું હતું. લડાઈમાં એવું જ બનતું હોય છે. આજે અહીં ઊંઘી રહેલાઓમાંથી કેટલાય આવતી કાલે જ એમના સાથીઓની માફક કાયમી નિદ્રામાં નહિ પડી જાય તેની કોને ખબર હતી ?

ગોવેને ખંડમાં પ્રવેશ કર્યો ત્યારે જાગતા હતા તેવા થોડાક સૈનિકો ઊભા થઈ ગયા. એમાંનો એક એ સંત્રીઓનો અફસર પણ હતો. ગોવેને ભોંયરાના બારણા સામે આંગળી ચીંધી.

‘ ઉઘાડો, ’ એણે અફસરને કહ્યું.

આગળીઆ ઊઘડયા, બારણું ખુલ્યું.

ગોવેન ભોંયરામાં દાખલ થયો.

એની પાછળ બારણું ફરી બિડાઈ ગયું.

પ્રકરણ છપ્પનમું

# ‘સેનાપતિ’ બહાર નીકળ્યો

ભોંયરાની જમીન ઉપર એક દીવો પડયો હતો તે ઉપરાંત, પાણીનું એક ગટકૂડું, એક લશ્કરી રોટી અને ઘાસનો એક પૂળો પણ ત્યાં પડયાં હતાં.

બારણું ઊઘડયું તે ઘડીએ ઠાકોર એના આ કેદખાનામાં, પિંજરે પુરાયેલા વનપશુની માફક, આમથી તેમ આંટા મારતો હતો.

બારણાની ઉઘાડબીડનો અવાજ થયો ત્યારે એણે માથું ઊંચું કર્યું. ગોવેન અને ઠાકોરની વચ્ચે જમીન ઉપર પડેલા દીવાએ બન્નેના મોઢા ઉપર પ્રકાશ નાખ્યો. બન્ને એકબીજા સામે જોઈ રહ્યા, બેઉની નજરમાં કાંઈક એવું હતું, કે પલવાર માટે તો બેમાંથી એકેય કાંઇ બોલી શકયા નહિ, એક ડગલું પણ આગળ ભરી શકયા નહિ.

અંતે ઠાકોર ખડખડાટ હસી પડયો, અને મોટેથી બોલ્યો, પધારો મહેરબાન. આપને મળવાનો આનંદ ઘણા વખત પછી અનુભવી રહ્યો છું. મારી મુલાકાતે આવવાની કૃપા આપે મારી ઉપર દર્શાવી છે, તે બદલ હું આપનો ઉપકાર માનું છું. હું બીજું કાંઇ નથી માગતો—મારે થોડી વાતો જ કરવી છે. એકલો પડયો પડયો હું કંટાળી ગયો હતો. તમારા દોસ્તો નાહક સમય બગાડી રહ્યા છે. સાબિતિઓ—લશ્કરી અદાલતો—આ બધી વિધિમાં બહુ વાર લાગે છે. જરૂર પડયે હું તો ઘણી ઝડપથી બધું પતાવી દઉં. અહીં તો હું મારા પોતાના ઘરમાં જ પડયો છું. આવો, અંદર આવો.’ પછી એણે તુંકારે વાત આગળ ચલાવીઃ

‘ બોલ ત્યારે, આ બધું જે બની રહ્યું છે તે વિશે તારા ખ્યાલ શું શું છે? બનાવોમાં એક પ્રકારની મૌલિકતા તો છે; કેમ ખરું

ને ? જોને, અગાઉ એક હતો રાજા, અને એક હતી રાણી; રાજાએ મહારાજા, રાણી એ ફ્રાંસ. લોકોએ રાજાનું માથું કાપી નાખ્યું અને રાણી રૉબેસપિયર સાથે પરણાવી દીધી. એ બન્નેને એક દીકરી થઇ. તેનું નામ ગિલોટીન. કાલ સવારે જ મારે આ ગિલોટીન સાથે પરિચય થવાનો હોય એમ લાગે છે. જેમ તને જોઇને તેમ એને મળીને પણ મને આનંદ થશે. તું શું એ અંગે જ આવ્યો છે ? તને કાંઇ બઢતી મળી કે નહિ ?'

વળી થોડો વિરામ લઇને—

'તું જો માત્ર મિત્રભાવે મળવા આવ્યો હો તો હું તેથી ઘણો ખુશ થાઉં છું. તું ઉમરાવપુત્ર છો, પણ ઉમરાવ કોને કહેવાય તેની તને હવે કદાચ ખબર નહિ પડતી હોય. ત્યારે જો, એક ઉમરાવ તારી નજર સામે જ ઊભો છે. આ નમૂનાને નિરખી લે. એને ઇશ્વરમાં શ્રદ્ધા છે, રૂઢિઓમાં શ્રદ્ધા છે, પોતાના કુળમાં શ્રદ્ધા છે; પૂર્વજોમાં શ્રદ્ધા છે; પિતાને પગલે ચાલવામાં એ માને છે. પોતાના રાજવી પ્રત્યેની વફાદારી, નિમકહલાલી અને કર્તવ્યદૃષ્ટિમાં એ માને છે—અને હસતાં હસતાં એ તને ગોળીએ ઉડાવી દે તેમ છે.'

પછી—

'આવ, બેસ, મહેરબાની કરીને બેસ. તારે નીચે પથરા ઉપર જ બેસવું પડશે, કારણ કે મારા દીવાનખાનામાં આરામખુરશીઓ નથી. પણ જે કાદવમાં વસે છે તેને જમીન ઉપર બેસવામાં શી હરકત હોય ! તને દુભવવા માટે હું એમ નથી કહેતો. અમે જેને કાદવ કહીએ છીએ તેને તમે રાષ્ટ્ર કહીને ઓળખાવો છો. મારી પાસે સ્વતંત્રતા, સમાનતા અને બંધુતાના બરાડા પડાવવાનો આગ્રહ તમે નથી રાખતા એટલું વળી સારું છે. મારા આવાસનો આ એક પુરાણો ઓરડો છે. અગાઉ ઉમરાવો અહીં

શેંચાઓને પૂરતા; આજે હવે શેંચા ઉમરાવોને પૂરે છે. અને આ બધી બેવકૂફીઓને ક્રાંતિ કહેવાય છે!'

ઠાકોરની દૃષ્ટિમાં તુચ્છકાર દેખાયો—

'એમ લાગે છે કે મારું માથું હવે છત્રીસ કલાકની અંદર જ ઉડાવી દેવાનું છે. એમાં મને કાંઈ અગવડભર્યું લાગતું નથી. છતાંય, જો મને કેદ પકડનારાઓમાં જરાક સભ્યતા હોત તો મારી તપખીરની દાબડી એમણે મને મોકલાવી હોત. એ ઉપલે મજલે આભલાવાળા ઓરડામાં પડી છે. તું નાનો હતો ત્યારે ત્યાં રમતો હતો—ત્યારે હું તને મારા પગ ઉપર રાખીને ત્યાં નચાવતો હતો. મહેરબાન, મારી એક વાત સાંભળો! તું તારી જાતને ગોવેન તરીકે ઓળખાવે છે. અજાયબીની વાત તો એ છે કે, તારી નસોમાં હજી અમીરકુળનું લોહી વહે છે—જે મારી નસોમાં વહે છે એ જ. અને છતાંય જે લોહીએ મને એક સન્માનિત પુરુષ બનાવ્યો તેણે જ તને એક બદમાશ બનાવ્યો. એ સાચું છે કે તું બદમાશ બન્યો તેમાં તારો વાંક નથી, અને હું ગૃહસ્થ બન્યો તેમાં મારો વાંક નથી. આજે વખત જ એવો છે કે માણસ જે કાંઈ કરે તેને માટે એ જવાબદાર નથી ગણાતો. આખી દુનિયાની જવાબદારી તમારી ક્રાંતિ ઉપર છે; અને તમે બધા ભયંકર બદમાશો તો નિર્દોષ છો! ગમારો! તારો જ દાખલો લે ને! તારે માટે મને માન છે. તારા જેવો જુવાન પોતાનો ભાગ એટલી સારી રીતે ભજવી રહ્યો છે કે તારા શત્રુઓ તને નરાધમ સમજે છે, અને તારા સાથીઓ તને મૂરખ ગણે છે. હાં, પણ હું કહેતાં જ ભૂલી ગયો—પેલા પાદરી સિમુરદેનને મારી સલામ કહેજે!'

ઠાકોર પૂર્ણ સ્વસ્થતાથી, શાંતિથી, કશાય ઉપર ભાર મૂકયા વિના, બહુ જ સભ્ય અવાજે બોલતો હતો. એની આંખો ચોખ્ખી અને શાંત હતી, એનો હાથ ખીસામાં હતો. એ જરા અટકયો અને એક ઊંડો શ્વાસ લઈને એણે આગળ ચલાવ્યું—

'તને મારવા માટે મેં મારાથી થઈ શકે તેટલા બધા પ્રયત્નો કરી જોયા છે. તું તારી સામે જેને જુએ છે તેણે જાતે, સ્વહસ્તે, ત્રણ-ત્રણ વાર તારી ઉપર તોપનું નિશાન લીધેલું છે. હું કબૂલ કરું છું કે એ પગલું અવિવેકી ગણાય. પણ આ તો લડાઈ છે, ભત્રીજા સાહેબ, તલવાર અને આગનો આ જમાનો છે!'

ફરી એ અટકયો, અને વળી પાછો આગળ ચાલ્યો—

'અરે, ફક્ત જો વૉલ્તેરને ફાંસીએ લટકાવ્યો હોત, અને રૂસોને જનમટીપ દીધી હોત, તો આમાંનું કાંઈ જ ન બન્યું હોત! ચોપડીઓ જ આ બધા પાપનું મૂળ છે. એ અર્થ વગરની વાતોની કેટલી કિંમત ચૂકવવી પડે છે! પેલું—પેલું શું તમારા અધિકારો અંગે બબડો છો તમે? 'માનવીના અધિકારો!' 'જનતાના અધિકારો!' એ બેહુદું નથી લાગતું? મુર્ખાઈભર્યું અને બુદ્ધિહીણું નથી ભાસતુ? હું જ્યારે એમ કહું, કે ફલાણા ભાઈની બેન કરિયાવરમાં ફલાણાને ઘેર બ્રિટનીનો પ્રાંત લઈ આવી, અને તેની પછી ફલાણાના કાકા ગાદીએ આવ્યા અને તેના પુત્ર તે આપણા વડવા ગોવેનના દાદા થાય, ત્યારે મેં કાંઈક નક્કર હકીકત રજૂ કરી ગણાય. અને એનું નામ અધિકાર. પણ તમે હરામખોરો, બદમાશો, નપાવટો—તમે બધા અધિકાર કોને કહો છો? દેવહત્યાને અને રાજહત્યાને! કમકમાં નથી આવતા? અરેરે! ગઝબના રોંચા!

'આ બધું કયાં જઈને અટકશે તે હું કલ્પી શકતો નથી. પુરાણું ફ્રાંસ એક મહાન સામ્રાજ્ય હતું. એનો વહીવટ સુવ્યવસ્થિત હતો. એમાં સૌથી ઉપર એના પ્રતાપી મહારાજાઓ હતા, તેની નીચે ઠાકોરો, તેની નીચે લશ્કરી અને નૌકાદળોના શાહી અફસરો, તે પછી ન્યાયખાતાના નાના-મોટા અફસરો અને છેવટે, ત્રણ દરજ્જામાં વહેંચાયેલા રાજ્યના પોલીસો. આ બધું ઘણી સુંદર રીતે ચાલતું હતું. પણ તમે એ બધાનો નાશ કર્યો છે. તમારા અજ્ઞાનનો કોઈ પાર નથી. તમારે ઉમરાવો નથી જોઈતા, તો તમને શૂરવીરો પણ નહિ

મળે. જૂના જમાનાની ભવ્યતાને, વીરતાને પણ હવે છેલ્લા નમસ્કાર કરી લેજો. અગાઉના જેવા લડવૈયાઓ તમને હવે મળી રહ્યા! અગાઉની ખાનદાની, મનમોટપ, ખેલદિલી, જાહોજલાલી હવે તમને મળી રહી. તમારી પ્રજાનું પતન થયું છે. એ સાવ છેલ્લે પગથિયે જઇ પહોંચી છે. તમારી ઉપર વિદેશીઓનાં આક્રમણની નામોશી ચડવાની છે. આજે બહારના શત્રુઓ આવે તો અગાઉની જેમ એમના સમોવડિયા બનીને એમનો સામનો કરનારા કયાંથી નીકળશે? આખા યુરોપને ધ્રુજાવનારા યોદ્ધાઓ તમે કયાંથી કાઢશો? ચલાવે રાખો—તમારું કામ પૂરું કરો—આગળ ચાલો! નવાં માનવીઓ બનો! વામણાં બનો! રાજાઓને મારી નાખો, ઉમરાવોને મારી નાખો, પાદરીઓને મારી નાખો! તોડી પાડો, ખંડિયેર બનાવો, કતલ ચલાવો, તમારા પગ નીચે બધાને કચડી નાખો, તમારી એડી નીચે પુરાણા કાનૂનોને ચેપી નાખો, સિંહાસનો ઉથલાવી પાડો, પ્રભુની વેદિ ઉપર પગ મૂકો, એના ટુકડે-ટુકડા કરી નાખો--એની ઉપર નાચોકૂદો! તમારા અંત ભણી આગળ વધો. તમે દેશદ્રોહીઓ છો, બાયલાઓ છો, તમારામાં વફાદારી નથી, બલિદાનની ભાવના નથી. બસ, મારે કહેવું હતું તે મેં કહી લીધું છે. ઉમરાવ સાહેબ, હવે મને ગિલોટીન ઉપર ગરદન મરાવી શકો છો. હું આપનો નાચીઝ તાબેદાર છું.'

પછી એણે ઉમેર્યું—

'જે સાચું છે તે તારી સમક્ષ ચોખ્ખેચોખ્ખું રજૂ કરતાં હું ખચકાતો નથી. મારી હાલતમાં તેથી શો ફેર પડી શકે તેમ છે? હું તો હવે મરેલો જ છું!'

'તમે મુક્ત છો,' ગોવેને કહ્યું.

પોતે પહેરેલો સેનાપતિનો જામો એણે કાઢયો, ઠાકોર તરફ એ આગળ વધ્યો, એના ખભા ઉપર એ નાખ્યો અને મોશલો એની આંખો ઢંકાય ત્યાં સુધી નીચે ખેંચ્યો. બન્નેની ઉંચાઈ સરખી હતી.

'અરે આ શું કરે છે?' ઠાકોરે પૂછ્યું.

ગોવેને ઊંચા સાદે અવાજ કર્યો --

'અફસર, મને બહાર આવવા દ્યો, બારણું ઉઘાડો.'

બારણું ઊઘડયું.

અફસરને ઉદ્દેશીને ગોવેન બોલ્યો, 'મારી પાછળ બારણું બરાબર બંધ કરજો!'

અને દિગ્મૂઢ બનેલા લાન્તેનાકને એણે ઉંબરા બહાર ધકેલ્યો.

એ તો યાદ હશે કે સંત્રીઓવાળા આ ઓરડામાં એક ઝાંખા દીવાનો ઉજાસ પડતો હતો અને અંધકારને એ જરાતરાજ ભેદી શકતો હતો. જાગતા હતા તેટલા સૈનિકોએ સેનાપતિના જામા અને મોશલામાં લપેટાયેલા એક ઝાંખા, કદાવર પુરુષને એમની વચ્ચેથી પસાર થઇને પ્રવેશદ્વાર ભણી જતો જોયો. એમણે લશ્કરી સલામ ભરી અને એ પુરુષ આગળ ચાલ્યો.

ઓરડામાં થઇને ઠાકોર ગાબડા વાટે ધીમે ધીમે બહાર ચાલ્યો. પ્રવેશદ્વાર આગળ ઊભેલા સંત્રીએ એ ગોવેનને પસાર થતો સમજીને હથિયાર નમાવ્યાં. ઠાકોર બહાર આવી પહોંચ્યો, એના પગના તળીઆને ઘાસને સ્પર્શ થયો; એનાથી બસો કદમને અંતરે જંગલ પડયું હતું; રાત્રિનો અંધકાર હતો; એને જીવન પાછું મળ્યું હતું, મુક્તિ મળી હતી, આખી દુનિયા એની સામે ખુલ્લી પડી હતી. એ થંભી ગયો, ઘડીવાર માટે નિશ્ચલ બનીને ઊભો રહ્યો; જાણે કોઇએ એને જબરદસ્તીથી હડસેલ્યો હોય, જાણે કે ઉઘાડા બારણાનો લાભ લઈ લીધા પછી પોતે જે જે કર્યું તે સારૂં છે કે નરસું તેનો વિચાર કરતો હોય, આગળ વધતાં ખચકાતો હોય, વિમાસણ છેલ્લી વારનું ચિંતન કરતો હોય, તેમ એ ઊભો. થોડીક પળોના ઊંડા વિચાર પછી એણે જમણો હાથ ઊંચો કર્યો, ચપટી વગાડી, અને 'રે નસીબ!' કહીને એ ઉતાવળે પગે આગળ ચાલ્યો.

ભોંયરાનું બારણું ફરી બંધ થઇ ચૂક્યું હતું. ગોવેન અંદર હતો.

પ્રકરણ સત્તાવનમું

# અદાલતમાં આરોપી

આંયતળિયાના જે ખંડમાં પ્રથમ મોરચાબંધી કરવામાં આવેલી, અને જે પાછળથી સંત્રીઓ માટેના ઓરડા તરીકે વપરાતો હતો ત્યાં જ લશ્કરી અદાલતની કાર્યવહી ચલાવવાનો સિમુરદેને નિર્ણય કર્યો હતો. એને દરેક વસ્તુ ટુંકાવી નાખવી હતી—કેદખાનાથી અદાલત સુધીની, અને અદાલતથી ગિલોટીનના માંચડા સુધીની વાટ પણ ટુંકાવવી હતી.

એના ફરમાન મુજબ બરોબર મધ્યાહ્ને અદાલત મળી ત્યારે બીજો કાંઇ દેખાવ કે ઠઠારો કરાયો નહોતો. ઓરડામાં ત્રણ ખુરશીઓ, એક મેજ, બે સળગતી મીણબત્તીઓ, અને મેજ સામેનું એક નાનું ટેબલ પડયાં હતાં. ખુરશીઓ ન્યાયમૂર્તિઓ માટે હતી, નાનું ટેબલ આરોપી માટે, મેજ ઉપર લાખનો એક ટુકડો, પ્રજાસત્તાકનો એક પિત્તળનો સિક્કો, શાહીના બે ખડીઆ અને થોડાક કોરા કાગળો પડયા હતા. તે ઉપરાંત લાન્તેનાકને બહારવટિયો ઠરાવતાં અને પ્રજાસત્તાકનો કાનૂન જાહેર કરતાં બે છાપેલાં જાહેરનામાં પણ ત્યાં મોજૂદ હતાં.

વચલી ખુરશીની પાછળ ત્રિરંગી વાવટાઓનું એક ઝૂમખું હતું. પ્રમુખ ન્યાયમૂર્તિ માટેની એ ખુરશીનું મોઢું કેદખાનાના બારણા સામે જ હતું.

પ્રેક્ષકો તરીકે સૈનિકો હાજર હતા.

નાના ટેબલની બાજુમાં બે સશસ્ત્ર સંત્રીઓ ખડા હતા.

વચલી ખુરશીમાં સિમુરદેન બેઠેલો હતો, એને જમણે પડખે હતા પહેલા ન્યાયમૂર્તિ નાયબ–સેનાપતિ ગેશાંપ, અને ડાબે પડખે હતા બીજા ન્યાયમૂર્તિ નાયક રાદુબ.

સિમુરદેનના ટોપા ઉપર ત્રિરંગી બિલ્લો હતો, એની કમરે તલવાર લટકતી હતી, એના કમરબંધમાં બે પિસ્તોલો ખોસેલી હતી. એના રૂઝાયેલા જખમનું રાતું ભીંગડું એની ભયાનકતામાં વધારો કરતું હતું.

રાદુબનો ઘા હજી પૂરો સુકાયો નહોતો. એના માથા ફરતો એણે એક રૂમાલ બાંધ્યો હતો. લોહીનો એક ડાઘ એ રૂમાલ ઉપર ધીમે ધીમે વિસ્તરતો જતો હતો.

મધ્યાહ્ન થયા, પણ અદાલતની કાર્યવહી હજી શરૂ થઇ નહોતી. બહાર ઊભેલા એક ઘોડાના ડાબલા સંભળાતા હતા, અને એનો સ્વાર એક કાસદ ન્યાયમૂર્તિઓના મેજની પાસે ઊભો હતો. સિમુરદેન કાંઇક લખી રહ્યો હતો—આ લીટીઓ લખી રહ્યો હતોઃ

'પ્રજાકીય સલામતી સમિતિના નાગરિક સભ્યજનો—લાન્તેનાક કેદ પકડાયો છે. કાલે એને ગરદન મારવામાં આવશે.'

સંદેશા નીચે તારીખ લખી, પોતાની સહી કરીને સિમુરદેને એની ઘડી વાળીને બીડયો અને કાસદને સોંપ્યો. એ લઇને કાસદ રવાના થયો.

તે પછી સિમુરદેને સાદ પાડયો, 'કેદખાનું ઉઘાડો.'

બે સંત્રીઓએ આગળીઆ ખોલ્યા, બારણું ઉઘાડયું, અને એ અંદર ગયા.

સિમુરદેને માથું ઊંચું કર્યું, હાથની અદબ વાળી, આંખો બારણા ઉપર તાકી અને ફરી સાદ પાડયો, 'કેદીને હાજર કરો.'

કેદખાનાના ઉંબરામાં, બે સંત્રીઓની વચ્ચે એક માનવી દેખાયો.

એ ગોવેન હતો.

સિમુરદેન ચોંકી ઊઠયો: 'ગોવેન !'

પછી એણે ઉમેર્યું, 'મેં કેદીને હાજર કરવાનું કહ્યું.'

'એ હું જ છું,' ગોવેને કહ્યું.

'તું ?'

'હા, હું.'

'અને લાન્તેનાક?'

'એ છુટ્ટા થઈ ગયા છે.'

'છુટ્ટો?'

'હા'

'છટકી ગયો?

'છટકી ગયા.'

સિમુરદેન ધ્રૂજી ઊઠ્યો અને ગણગણ્યો, 'આ ગઢનો એ સાચો માલિક નીકળ્યો. બહાર નીકળવાના તમામ રસ્તાઓની એને જાણ લાગે છે. કેદખાનામાં કોઈ ગુપ્ત નાઠાબારી હોવી જોઇએ. મને એટલું ય સાંભર્યું નહિ કે ભાગવાનો આવો રસ્તો એ કોઈની ય મદદ વિના શોધી કાઢશે!'

'એને મદદ મળી હતી,' ગોવેન બોલ્યો.

'ભાગવામાં?'

'ભાગવામાં.'

'કોણે એને મદદ કરી?'

'મેં.'

'તેં?'

'હા, મેં.'

'તું સ્વપ્નામાં તો નથી ને?'

'હું કેદખાનામાં ગયેલો; કેદીની સાથે હું એકલો હતો; મારો જામો મેં ઉતાર્યો, અને એને એ પહેરાવી દીધો; માથાઢાંકણું મેં ખેંચીને એની આંખો સુધી નીચે ઉતારી દીધું; મારે બદલે એ બહાર ગયા, હું એને બદલે અંદર રહ્યો. હવે હું હાજર છું.'

'તેં આમ ન જ કર્યું હોય!'

'મેં જ કર્યું છે.'

'એ અશકય છે.'

'એ સત્ય છે.'

'લાન્તેનાકને હાજર કરો !'

'એ હવે અહીં નથી. સૈનિકો સેનાપતિનો જામો જોઈને એને બદલે મને જતો સમજ્યા, અને એમણે એને પસાર થવા દીધો. તે વેળા હજી રાત હતી !'

'તું પાગલ થઈ ગયો છે !'

'જે બન્યું છે તે હું જણાવું છું.'

થોડી પળો સુધી શાંતિ છવાઈ ગઇ. સિમુરદેન અચકાતાં અચકાતાં બોલ્યો, 'તો પછી તારા ગુનાની સજા—'

'મોતની હોવી જોઇએ.' ગોવેને કહ્યું.'

સિમુરદેનના પ્રાણ ઊડી ગયા હોય તેવો ફિક્કો એ પડી ગયો. જેની ઉપર વીજળી પડી હોય એવા માણસની માફક એ નિશ્ચલ બની ગયો. એના શ્વાસ બંધ થઇ ગયા હોય તેમ લાગ્યું. એના કપાળે પરસેવાનું એક મોટું ટીપું લટકી રહ્યું.

એણે મહામહેનતે ગળામાંથી મક્કમ અવાજ કાઢયો, 'સંત્રીઓ, આરોપીને બેસાડો.'

ગોવેન નાના ટેબલ ઉપર બેઠો.

સિમુરદેને ઉમેર્યું, 'સંત્રીઓ તમારી તલવારો ખુલ્લી કરો.'

સિમુરદેનના અવાજે તેની સામાન્ય કઠોરતા ફરી પ્રાપ્ત કરી લીધી હતી.

'આરોપી,' એણે કહ્યું, 'ઊભા થાઓ,'

ગોવેનને તુંકારે બોલાવવાનું એણે હવે બંધ કર્યું.

પ્રકરણ અઠ્ઠાવનમું

# એકની બહુમતીથી—

ગોવેન ઊભો થયો.

'તમારું નામ શું?' સિમુરદેને પુછ્યું.

'જરાય ખચકાયા વિનાનો ઉત્તર આવ્યો, 'ગોવેન.'

સિમુરદેને ઊલટતપાસ ચાલુ રાખી: 'તમે કોણ છો?'

'હું લશ્કરી દળોનો સેનાપતિ છું.'

'નાસી છૂટનારા શખ્સના તમે કાંઈ સગા કે સંબંધી થાવ છો ખરા?'

'હું એમનો પૌત્ર–ભત્રીજો છું.'

'પ્રજાસત્તાકના જાહેરનામાથી તમે વાકેફ છો?' '

'એ જાહેરનામું હું મેજ ઉપર પડેલું જોઉં છું.'

'એ જાહેરનામાના બારામાં તમારે શું કહેવાનું છે?'

'મેં એને મારી સંમતિ આપી હતી અને તેની નીચે મારી સહી પણ કરી હતી. એનો અમલ કરવાનું ફરમાન મેં મારી નીચેનાં દળોને આપેલું હતું.'

'તમારા વકીલની પસંદગી કરી લ્યો.'

'હું મારો બચાવ જાતે કરીશ.'

'તો બોલો, તમારે શું કહેવાનું છે?'

સિમુરદેન ફરી પાછો લાગણીવિહીન બની ગયો હતો. પણ એનામાં માનવીના નિશ્ચલપણાને બદલે કાળમીંઢ ખડકની કરડાઈ વધુ દેખાતી હતી.

ગોવેન જાણે પોતાના વિચારો ગોઠવતો હોય તેમ ઘડીભર માટે મૂંગો રહ્યો.

સિમુરદેને ફરી પૂછ્યું, 'તમારા બચાવમાં તમારે શું કહેવાનું છે?'

ધીમે ધીમે ગોવેને મસ્તક ઊંચું કર્યું; અને એકેય ન્યાયમૂર્તિ સામે નજર માંડયા વિના જ એ બોલ્યો—

'મારે આટલું જ કહેવાનું છે કે: મારી નજર સામે એક વસ્તુ હતી, એણે મને બીજી વસ્તુ ન જોવા દીધી. બહુ જ નજીકથી જોયેલા એક સુકૃત્યે એકસો પાપ—ગુનાઓને મારી નજરે ન ચઢવા દીધા. એક બાજુ એક વૃદ્ધ પુરુષ હતો, બીજી બાજુ ત્રણ નાનાં બાળકો હતાં: એ ચારેય ભેગાં મળીને મારી અને મારા કર્તવ્યની વચ્ચે ઊભાં રહ્યાં. સળગતાં ગામડાં હું વિસારી બેઠો, બેદાનમેદાન બનેલી વાડીઓ, કતલ થયેલા કેદીઓ, ગરદન મરાયેલા જખમીઓ, ગોળીએ દેવાયેલી અબળાઓ—એ બધાને હું ભૂલી ગયો.

'હું ભૂલી ગયો કે ફ્રાંસને દગો દેવાઇ રહ્યો છે, કે ફ્રાંસ ઇંગ્લાંડને વેચાઈ રહ્યું છે. આપણા દેશના ખૂનીને મેં મુક્ત કરી દીધો. હું અપરાધી છું. ગુનેગાર જ્યારે પોતાનો ગુનો કબૂલ કરે છે ત્યારે, બચાવવા લાયક એક જ વસ્તુને એ બચાવે છે—એના ગૌરવને.'

'બસ,' સિમુરદેને કહ્યું, 'તમારે તમારા બચાવમાં એથી વિશેષ કાંઇ કહેવાનું નથી?'

'મારે એટલું ઉમેરવાનું છે, કે હું સેનાપતિ હતો, અને મારી ફરજ દાખલો બેસાડવાની હતી; હવે ન્યાયમૂર્તિઓ તરીકે આપની ફરજ પણ દાખલો બેસાડવાની જ છે.'

'શેનો દાખલો અમે બેસાડીએ એમ તમે કહો છો?'

'મારા મોતનો.'

'એ તમને વાજબી લાગે છે?'

'અનિવાર્ય પણ લાગે છે.'

'બેસી જાવ.'

અદાલતનો એક શિરસ્તેદાર ઊભો થયો. પ્રથમ એણે લાન્તેનાકના ઠાકોરને બહારવટિયો ઠરાવતું જાહેરનામું વાંચી સંભળાવ્યું. તે પછી, કેદ પકડાયેલા શત્રુને નસાડવામાં મદદ કરનાર કોઈ પણ વ્યક્તિને મોતની સજાને પાત્ર ઠરાવતા પ્રજાસત્તાકના આદેશની જાહેરાત પણ એણે વાંચી. એ જાહેરાતને છેડે ગોવેનની સહી હતી તે પણ એણે વાંચી સંભળાવી, અને એ બેસી ગયો.

સિમુરદેને અદબ વાળી, અને કહ્યું: 'આરોપી, ધ્યાન આપજો— પ્રેક્ષકો, સાંભળજો, જોજો અને શાંતિ રાખજો—કાનૂન તમારી સન્મુખ પડયો છે. હવે મત લેવાશે. બહુમતીના નિર્ણય મુજબ સજા કરવામાં આવશે. દરેક ન્યાયમૂર્તિ પોતાનો ચુકાદો આરોપીની સામે જ જાહેર કરશે. ઇન્સાફને કાંઈ જ છુપાવવાનું નથી હોતું.'

સિમુરદેને ઉમેર્યું: 'હવે પહેલા ન્યાયમૂર્તિ પોતાનો મત આપશે– બોલો, કેપ્ટન ગેશાંપ.'

કેપ્ટન ગેશાંપ સિમુરદેન કે ગોવેન બેમાંથી એકેયને જોઈ શકતો ન હોય તે રીતે પોપચાં નીચાં ઢાળીને ઊભો થયો. એની આંખો પેલાં જાહેરનામાં ઉપર ચોંટી ગઈ હતી. એ બોલ્યો—

'કાયદો અફર છે. ન્યાયાધીશમાં માણસના કરતાં કાંઈક વિશેષ હોય છે, અને ઓછું પણ હોય છે. એને હૃદય નથી હોતું—એટલું એનામાં માનવીના કરતાં ઓછું છે. પણ માનવીના કરતાં એનામાં વિશેષ એ હોય છે કે એના હાથમાં ઇન્સાફની તલવાર હોય છે. કાનૂનનો ભંગ કરવામાં આવ્યો છે. દયાની એક જ લાગણીને કારણે આ દેશ ઉપર ફરી સંકટ ઊભું થયું છે. દયા કોઈવાર ગુનો પણ બની જાય છે. બળવાખોર લાન્તેનાકને નસાડવામાં સેનાપતિ ગોવેને મદદ કરી છે. ગોવેન અપરાધી છે. મારા મતે એની સજા--મોત છે.

'શિરસ્તેદાર, લખો,' સિમુરદેને કહ્યું.

કારકૂને લખ્યું, 'કેપ્ટન ગેશાંપ : મોત.'

ગોવેનનો ચોખ્ખો, મક્કમ સાદ રણકી ઊઠ્યો.

'ગેશાંપ,' એ બોલ્યો, 'તમે તમારો મત બરાબર આપ્યો છે. હું તમારો ઉપકાર માનું છું.'

સિમુરદેને કહ્યું, 'હવે બીજા ન્યાયમૂર્તિનો વારો. બોલો, નાયક રાદુબ.'

રાદુબ ઊભો થયો. ગોવેનની બાજુએ ફર્યો અને આરોપીને એણે લશ્કરી સલામ ભરી. પછી એ બોલી ઊઠ્યો :

'દુનિયા જો આમ જ ચાલવાની હોય તો મને પણ ગિલોટીન ઉપર ગરદન મારો; કારણ કે, હું અહીં ઇશ્વરની સાક્ષીએ કહું છું કે, એ બુઢ્ઢાએ અને મારા સેનાપતિએ જે કાંઇ કર્યું તે મેં પણ કર્યું હોત. એંશી વરસના એ બુઢ્ઢાને જ્યારે ત્રણ છોકરાંને બચાવવા ખાતર આગમાં ઝંપલાવતો જોયો ત્યારે મનમાં ને મનમાં મેં એ બહાદુરિયાને શાબાશી આપેલી, અને જ્યારે મને ખબર પડી કે મારા સેનાપતિએ એ બુઢ્ઢાને તમારી રાક્ષસી ગિલોટીનના પંજામાંથી બચાવ્યો છે, ત્યારે મને થયું કે, એને તો હવે સરસેનાપતિ બનાવવા જોઇએ; એ સાચા શૂરવીરને સંત લુઇનો ચાંદ પહેરાવવો જોઇએ--જો હજી પણ ચાંદ, સંતો કે લુઇઓનો જમાનો વીત્યો ન હોય તો. અરેરે, આપણે બધાએ શું હવે બેઅક્કલ બનવાનું છે? આટઆટલી લડાઇઓ અમે જીત્યા તે શું આને માટે જ કે? આ સેનાપતિ ગોવેન છેલ્લા ચાર મહિનાથી પોતાનાં નગારાં ગજાવતા ગજાવતા રાજાપક્ષના ગધેડાઓને તગડી રહ્યા છે, અને પોતાની તલવાર વડે પ્રજાસત્તાકને બચાવી રહ્યા છે.

'દોલ ગામે એમણે જે કર્યું તે તો ભલભલાં ભેજાંને પણ ન સૂઝયું હોત. પ્રજાસત્તાક પાસે આવો માનવી છે; એને શું હવે એ

ફૈસલ કરી નાખવા માગે છે ! એને તમારો વડો સેનાપતિ બનાવવાને બદલે તમારે એનું ડોકું કાપવું છે ! માણસને દીવાનો બનાવી દે તેવી આ વાત છે.—નાગરિક ગોવેન, તમે મારા સેનાપતિને બદલે જો મારી નીચેના કોઈ અફસર હોત તો મેં તમને જણાવ્યું હોત કે તમે હમણાં અહીં જે કહ્યું તેમાં કેટલીય અર્થહીન વાતો હતી. બુઢ્ઢાએ બાળકોને બચાવ્યાં એ સારું કર્યું; તમે બુઢ્ઢાને બચાવ્યો એ પણ સારું કર્યું. અને સારાં કામ કરનારાઓને જો આપણે ગિલોટીન પર ગરદન મારવાના હોઈએ તો પછી મારી અક્કલમાં તો એકેય વાત ઊતરતી નથી. તો પછી અફર આદર્શ જેવું આપણી પાસે કાંઇ જ રહેતું નથી. મને આ બધું સત્ય નહિ પણ સ્વપ્ન લાગે છે. હું જાગું છું કે ઊંઘું છું તે પણ મને ખબર પડતી નથી. હું કાંઈ સમજી શકતો નથી. બુઢ્ઢાએ બાળકોને આગમાં જીવતાં શેકાવાં દીધાં હોત, અને મારા સેનાપતિએ એ બુઢ્ઢાનું માથું કપાવા દીધું હોત, તો એ સારું ગણાત ! હું કહું છું કે મને ગિલોટીન પર ગરદન મારો ! હું એને માટે તૈયાર છું. વિચાર કરો ! એ છોકરાં જો મરી ગયાં હોત તો લાલ ટોપીની પલટન ઉપર કેવું કલંક ચડ્યું હોત ! એવું બને એમ આપણે કોઈ ઇચ્છતા હતા ખરા ? જો એમ જ હોય તો પછી, ચાલો આપણે એકબીજાને કાચા ને કાચા ખાઇ જઇએ અને વાતનો અંત લાવીએ. તમારા બધાના જેટલી મારામાં પણ રાજકારણની સમજણ છે. હવે મારી વાત પૂરી થવા આવી છે. આ બાબતમાં મને જે લાગે છે તેનો સાર હું તમને મારી રીતે જણાવું છું. માણસનું માથું ભમાવી દે એવાં પગલાં હું પસંદ નથી કરતો. અમે બધા—અમારામાંથી આટઆટલા, લડતાં લડતાં મર્યા તે શું જખ મારવા માટે ? કોઇને હાથે અમારા સેનાપતિને મરવા દેવા ખાતર ? બિલકુલ નહિ ! મારે મારો સેનાપતિ પાછો જોઇએ. હું એને પાછો મેળવ્યે જ રહીશ. કાલે મને એની ઉપર પ્યાર હતો એથી ય વધુ આજે છે. એને તમે ગિલોટીન ઉપર ચડાવશો ? અમે એ સાંખી નહિ લઇએ એ ખ્યાલમાં રાખજો.'

અને રાદુબ બેસી ગયો. એના જખમના ટેભા તૂટી ગયા હતા. લોહીનો એક પાતળો રેલો એના રૂમાલ નીચેથી નીકળતો દેખાતો હતો. કાન વિનાના એના લમણા પાસેથી નીકળીને એ રેલો એની ડોક ઉપર થઈને ચાલ્યો જતો હતો.

સિમુરદેન રાદુબ ભણી ફર્યો.

'આરોપીને છોડી મૂકવા એમ તમારો મત છે?'

'મારો મત,' રાદુબે કહ્યું, 'એને સરસેનાધિપતિ બનાવવાનો છે.'

'તમારો મત એને છોડી મૂકવાનો છે કે નહિ તે હું પૂછું છું.'

'મારો મત એને પ્રજાસત્તાકના વડા બનાવવાનો છે.'

'નાયક રાદુબ, તમારો મત સેનાપતિ ગોવેનને મુક્ત કરવાનો છે? હા કે નામાં જવાબ આપો!'

'મારો મત એ છે કે એને બદલે મારું માથું કાપી નાખો!'

'મુક્તિ,' સિમુરદેને કહ્યું.—'લખો, શિરસ્તેદાર.'

કારકૂને લખ્યું, 'નાયબ રાદુબઃ મુક્તિ.'

પછી કારકૂન બોલ્યો, 'એક મત મોત માટે છે, બીજો મુક્તિ માટે. ગાંઠ પડે છે.'

હવે મત દેવાનો વારો સિમુરદેનનો હતો.

એ ઊભો થયો. પોતાનો ટોપો ઉતારીને એણે મેજ ઉપર મૂક્યો. એના ચહેરા ઉપર હવે ફિક્કાશ નહોતી, પણ ઘેરી છાયા ફરી વળી હતી. ત્યાં હાજર હતા તે સર્વે કોઈ કફનમાં લપેટાયેલાં શબો હોત તો પણ ત્યાં આથી વિશેષ શાંતિ ન છવાઈ હોત.

ધીર, ગંભીર, મક્કમ સ્વરે સિમુરદેન બોલ્યો—

'આરોપી, તમારા મુકદમાનું કામ પૂરું થાય છે. પ્રજાસત્તાકને નામે, આ લશ્કરી અદાલત, બે વિરુદ્ધ એક મતની બહુમતીથી—'

એ અટકી ગયો. સહુના શ્વાસ થંભી ગયા. શું મોતની સજા કરતાં એ અચકાતો હશે? કે જીવતદાન દેતાં મૂંઝાતો હશે?

સિમુરદેને આગળ ચલાવ્યું—

'તમને મોતની સજા કરે છે.'

એના મોઢા ઉપર કોઈ કારમી જાતની ભયાનકતાની લાગણી દેખાઇ, પણ ક્ષણવાર માટે જ. તે પછી, સિમુરદેને ફરી પાછું આરસપહાણનું સ્વરૂપ ધારણ કર્યું. એ બેસી ગયો. માથે ટોપો મૂકીને એણે ઉમેર્યું, 'ગોવેન, કાલે સૂર્યોદય વખતે તમને ગરદન મારવામાં આવશે.'

ગોવેન ઊભો થયો. એણે સલામ ભરી અને કહ્યું: 'અદાલતનો હું ઉપકાર માનું છું.'

'કેદીને લઇ જાવ,' સિમુરદેન બોલ્યો.

એણે એક ઈશારો કર્યો, કેદખાનાનું બારણું ફરી ખુલ્યું, ગોવેન અંદર દાખલ થયો; બારણું બિડાઈ ગયું. હાથમાં ઉઘાડી તલવાર લઇને બેઉ સંત્રીઓ ત્યાં પહેરો ભરતા ઊભા રહ્યા.

નાયક રાદુબ બેહોશ બનીને ઢળી પડ્યો. એને ઊંચકીને ત્યાંથી લઇ જવામાં આવ્યો.

પ્રકરણ ઓગણસાઠમું

## ફોજનો મિજાજ

ફોજની છાવણી ભમરીના દર જેવી હોય છે–વિપ્લવના દિવસોમાં તો વળી ખાસ. સૈનિકની અંદર રહેલા નાગરિક–ડંખને સળવળતાં વાર નથી લાગતી, અને શત્રુને હાંકી કાઢ્યા પછી પોતાના જ ઉપરીને ડંખતાં એ ખચકાતો નથી. તુરસ્યુનો ગઢ જીતનારા બહાદુર સૈનિકો જાતજાતની લાગણીઓ અનુભવી રહ્યા હતા. લાન્તેનાક ભાગી ગયાના ખબર મળતાં જ તેઓ ગોવેનની વિરુદ્ધ ઉશ્કેરાઇ ગયા હતા. જે કેદખાનામાં ઠાકોર પુરાયેલો મનાતો હતો તેમાંથી ગોવેન બહાર નીકળ્યો કે તુરત જ એ ખબર વીજળીવેગે છાવણીમાં પ્રસરી ગયા હતા. પલવારમાં તો આખી ફોજ એનાથી વાકેફ થઇ ગઇ હતી. એક ગણગણાટ ચાલુ થયો: 'ગોવેન ઉપર હવે ખટલો ચલાવવાના છે! બધું ધતીંગ છે, ધતીંગ. ઠાકોરો અને પાદરીઓ ઉપર તે વળી વિશ્વાસ રખાય! આ ઉમરાવે હમણાં જ ઠાકોરને બચાવ્યો, અને એ પાદરી હવે ઉમરાવને નિર્દોષ ઠરાવશે! જોજો ને!'

પછી, ગોવેનને મોતની સજા થયાના ખબર આવ્યા ત્યારે વળી બીજો ગણગણાટ ચાલુ થયો—

'આ તો બહુ ભૂંડું કહેવાય! આપણો સેનાપતિ, બહાદુર સેનાપતિ, જુવાન આગેવાન—વીરલો છે એ તો! એ ઉમરાવ છે તેથી શું? એટલે તો એ પ્રજાસત્તાકવાદી બન્યો તે ઊલટું વધારે સારું કહેવાય. જેણે દુશ્મનના પંજામાંથી આટલાં ગામ છોડાવ્યાં, જેણે દોલના અને તુરગ્યુના વિજયો મેળવ્યા, જેણે આપણને આટલા શક્તિશાળી બનાવ્યા છે, જે વાંડીમાં પ્રજાસત્તાકની સમશેર સમાન છે—એને, આ સિમુરદેન ઊઠીને એને, મોતની સજા ફરમાવવાની

હિંમત કરે છે! અને તે પણ શેને માટે? ત્રણ છોકરાંને બચાવનારા એક બુઢ્ઢાને એણે બચાવ્યો તે માટે! આ પાદરી ઊઠીને સેનાપતિને મારશે!'

વિજયી છાવણીમાં આવા અસંતોષનો ગણગણાટ ફેલાતો જતો હતો. રોષનું એક વાદળ સિમુરદેન ફરતું ઘેરાતું જતું હતું. એ એકની સામે ચાર હજાર હતા.. પણ એ ચાર હજારનું ટોળું હતું, જ્યારે સિમુરદેન તો શકિતરૂપ હતો. એના મુખ ઉપરની જરાક જેટલી કરડાઈ આખી ફોજને શિસ્તબદ્ધ બનાવવા માટે પુરતી હતી. એ કારમા કાળમાં જે માણસને પ્રજાકીય સલામતી સમિતિનું પીઠબળ હોય તેની સામે ભલભલી જેહાદ પણ છાનગપતિયાંનું સ્વરૂપ લેતી, અને એ છાનગપતિયાં મૌનમાં પલટાઇ જતાં.

ગણગણાટ હોય કે ન હોય, જેમ ગોવેનના તેમ આખી ફોજના જીવનમરણની ચાવી સિમુરદેનના હાથમાં જ હતી. સહુ જાણતા હતા કે એની પાસે કોઇ જાતની માગણી કરી શકાય તેમ નહોતી; અને એક એના અંતરાત્મા સિવાય બીજા કોઈનું ય એ સાંભળે તેમ નહોતો. બધો આધાર એની ઉપર જ હતો. લશ્કરી ન્યાયાધીશ તરીકે એણે જે કર્યું હતું તેને નાગરિક પ્રતિનિધિ તરીકે એ રદ કરી શકે તેમ હતો. રહેમ ફકત એ એકલો જ બતાવી શકે તેમ હતો. એના હાથમાં અસીમ સત્તાઓ પડી હતી. એક જ ઇશારે એ ગોવેનને મુકત કરી શકે તેમ હતો. જિંદગી અને મોતનો એ સ્વામી હતો. ગિલોટીન એના હાથમાં હતી.

રાહ જોવા સિવાય કાંઇ થઈ શકે તેમ નહોતું. રાત પડી.

પ્રકરણ સાઠમું

# 'મારું પ્રજાસત્તાક !'

અદાલતનો ખંડ ફરી પાછો સંત્રીઓના ઓરડામાં પલટાઈ ગયો હતો. આગલી સાંજની માફક જ સંત્રીઓની સંખ્યા બેવડાવવામાં આવી હતી. કેદખાનાનાં બીડેલાં દ્વાર પાસે બે સંત્રીઓ પહેરો ભરતાં ઊભા હતા. મધરાતની વેળાએ હાથમાં ફાનસ લઈને એક માણસ આ ખંડ સોંસરવો ચાલ્યો; સંત્રીઓએ એને ઓળખ્યો અને એની આજ્ઞા મુજબ કેદખાનાનું બારણું ઉઘાડ્યું. એ સિમુરદેન હતો.

એ કેદખાનામાં પ્રવેશ્યો અને બારણું અધખુલું રહ્યું. કેદખાનામાં અંધકાર હતો, શાંતિ હતી. એ અંધારામાં સિમુરદેન એક ડગલું ચાલ્યો, અને પછી ફાનસ ભોંય પર મૂકીને એ સ્થિર ઊભો રહ્યો કોઈ ઊંઘતા માણસના ઊંડા એકસરખા શ્વાસ સંભળાતા હતા. એ મધુર શ્વાસોચ્છ્વાસને સાંભળતો સિમુરદેન કોઈ વિચારમાં પડી ગયો.

કેદખાનાને સામે છેડે ગોવેન ઘાસના એક પૂળા ઉપર પડ્યો હતો. નવા આવનારને કાને પડેલો અવાજ એનાં ફેફસાંની ધમણનો હતો. ઘેરી નીંદરમાં એ પડ્યો હતો.

જરાસરખો પણ અવાજ ન થાય તે રીતે સિમુરદેન આગળ વધ્યો. નજીક જઈને એ ગોવેન સામે જોઈ રહ્યો: પોતાનાં ધાવણાં બાળને નિરખતી માતાની નજર પણ એથી વિશેષ મૃદુ અને સ્નેહભરી નહિ હોય. સિમુરદેનનું પોતાનું મનોબળ પણ એ નજર ઉપર અંકુશ ન રાખી શક્યું. મૂઠીઓ વાળેલા હાથ વડે એણે આંખો દાબી દીધી અને ઘડીભર એ હલ્યાચલ્યા વિના ઊભો રહ્યો. પછી, એ નીચે નમ્યો,

ગોવેનનો હાથ એણે મૃદુતાથી ઉપાડયો અને પોતાના હોઠ એની ઉપર દાબ્યા.

ગોવેન પડખું ફર્યો, એણે આંખો ઊઘાડી. એ એકાએક જાગી ગયો હોય તેવો અજાયબીભર્યો તરવરાટ એની આંખોમાં હતો. ફાનસના ઝાંખા અજવાળામાં પણ એ સિમુરદેનને ઓળખી ગયો.

'ઓહો' એ બોલ્યો; 'ગુરુદેવ, તમે જ છો!'

અને, એણે ઉમેર્યું, 'મને સ્વપ્નું આવ્યું હતું, કે યમરાજા મારો હાથ ચૂમી રહ્યા છે.'

અંતરમાં વિચારોનાં ઘોડાપૂર આવ્યાં હોય તેમ સિમુરદેન ચોંકી ઊઠયો. કેટલીક વાર એ પૂર એટલાં બધાં ઊંચાં અને તોફાની હોય છે કે માણસના અંતરને એ કયાંક ડુબાડી દેશે એવી બીક લાગે છે.

સિમુરદેનના ભર્યાભર્યા હૃદયના ઊંડાણમાંથી એક પણ લાગણીનો પડઘો એના મુખવાટે નીકળ્યો નહિ. એ માત્ર એટલું જ બોલી શકયો: 'ગોવેન!'

અને એ બન્ને એકબીજાને નિરખી રહ્યા. આંસુઓને પણ બાળી મૂકે એવી જ્વાલાઓથી સિમુરદેનની આંખો ભરી હતી; ગોવેનનાં નયનોમાં મધુરું હાસ્ય ચમકી રહ્યું હતું.

કોણી ઉપર માથું ટેકવતાં સૂતેલો ગોવેન બોલ્યો—

'તમારા મોઢા ઉપર આ ઉઝરડો છે તે તો તમે મારી વતી ઝીલેલા પેલા ઘાનો જ ને? ગઈ કાલે પણ તમે એ ઝપાઝપીની વચ્ચોવચ, મારે ખાતર મારી પડખે જ રહ્યા હતા. ઈશ્વરે જો તમને મારા ઘોડિયા પાસે ન મૂકયા હોત તો હું આજે કયાં હોત! બહારના અંધકારમાં! મારા કર્તવ્યનો જે કાંઇ ખ્યાલ મને છે તે હું તમારી પાસેથી પામ્યો છું. હું જનમ્યો ત્યારે બંધનમાં હતો— પૂર્વગ્રહો એ બંધનો જ છે ને! તમે એ બંધનો કાપી નાખ્યાં. મારો

વિકાસ તમે મુક્તપણે થવા દીધો. જે મડદું હતું તેમાંથી તમે જીવતું બાળક બનાવ્યું; જે ગર્ભપાત સમાન હતું તેમાં તમે અંતરાત્મા પૂર્યો. તમારા વિના હું વામણાનું સ્વરૂપ પામ્યો હોત. મારી હયાતીનો તમે જ આધાર બન્યા છો. હું તો માત્ર એક ઉમરાવ હતો, તમે મને નાગરિક બનાવ્યો; હું એક સામાન્ય નાગરિક હતો, તમે મને વિદ્યા દીધી. આ મૃત્યુલોકમાં માનવી તરીકે જીવવાની યોગ્યતા તમે મને દીધેલી છે; મૃત્યુ પછીના જીવન માટેની તાલીમ પણ તમે જ મારા આત્માને દીધેલી છે. તમે મને સત્યની ચાવી, પ્રકાશની ચાવી આપી છે. ગુરુદેવ! તમારો હું કેટલો પાડ માનું ! તમે જ મારું સર્જન કર્યું છે. '

સિમુરદેન ઘાસ ઉપર, ગોવેનની બાજુમાં, બેસી ગયો. કેદખાનામાં થોડી પળો સુધી શાંતિ છવાઈ ગઈ. અને વાર્તાલાપ ફરી શરૂ થયો.

ગોવેન બોલ્યો : ' ભારે મોટા બનાવો બની રહ્યા છે. ક્રાંતિ આજે જે કાંઈ કરી રહી છે તે નિગૂઢ છે. જે કાંઈ દેખાય છે તેની પાછળ કાંઇક અકળ રહેલું છે. જે દેખાય છે તે વિકરાળ છે, અદૃશ્ય છે તે ભવ્ય છે. પણ આજની ઘડીએ મને બધું સ્પષ્ટ દેખાય છે. એનું સૌંદર્ય અજબ છે. જંગાલિયતના આ માંચડાની નીચે સંસ્કૃતિનું મંદિર ચણાઈ રહ્યું છે.'

' હા,' સિમુરદેને કહ્યું. ' આજે જે ક્ષણજીવી છે તેમાંથી આવતી કાલે સર્વકાલીન ઊભું થશે. એમાં અધિકાર અને ફરજ સમાંતરે ચાલતાં હશે; માણસની શક્તિ મુજબના કરવેરા એમાં નખાતા હશે; લશ્કરી સેવા ફરજિયાત હશે, સહુ એકસરખાં હશે; કાયદાનું સ્થાન સહુનાં કરતાં ચઢિયાતું હશે. એ પ્રજાસત્તાક સર્વ શક્તિમાન હશે '

' મને તો,' ગોવેને કહ્યું, ' આદર્શ પ્રજાસત્તાક વધુ ગમે. ગુરુદેવ ! તમે હમણાં જે કાંઈ કહ્યું તેમાં ત્યાગનું, બલિદાનનું, આત્મસમર્પણનું સ્થાન ક્યાં છે ? દયા અને પ્રેમ એમાં ક્યાં છે ? એમાં સંગીત ક્યાં છે ?'

'તું વાદળમાં બેસીને વાતો કરે છે.'

'તમે ગણતરીઓમાં ગોટવાઈ જાવ છો.'

'હું તો માનવીનો ઘાટ ભૂમિતિશાસ્ત્રના નિયમો મુજબ ઘડાવું.'

'અને હું,' ગોવેન બોલ્યો, 'એને કવિઓની કલ્પનામાં છે તેવો બનાવું.'

'કવિતા! એ કવિઓનો કદી વિશ્વાસ ન કરજે.'

'હા, એ કહેવત હું જાણું છું. તો પછી વાયુનો વિશ્વાસ પણ ન કરવો, સૂર્યના તેજનો વિશ્વાસ ન કરવો, વસંતના પરિમલનો વિશ્વાસ ન કરવો, ફૂલોનો વિશ્વાસ ન કરવો, આભના તારાનો વિશ્વાસ ન કરવો.'

'એમાંથી માનવીને રોટલો નથી મળતો.'

'કોણે કહ્યું? વિચાર એ પણ એક જાતનું પોષણ જ છે.'

'એ બધી કલ્પનાસૃષ્ટિની વાતો ન કર. પ્રજાસત્તાક એ નર્યું વાસ્તવ છે—બે ને બે ચાર જેવી એ હકીકત છે. તું ચોક્કસ વાત કર, હું રદીઓ દેવા તૈયાર છું.'

'ભલે તમારે લશ્કરી સેવા ફરજિયાત બનાવવી છે ને? કોની સામે એ લશ્કરને તમે વાપરવાના છો? બીજા માનવીઓ સામેજને? હું તો લશ્કરી કામગરી રાખું જ નહિ. મારે શાંતિ જોઇએ છે. પીડિતોને તમારે મદદ કરવી છે; હું તો પીડાનો જ અંત લાવવા માગું છું. તમે માણસની આવક પ્રમાણે વધુ ને વધુ કર લાદવા માગો છો; મારે તો કરવેરા જ ન જોઇએ. રાજ્યનો ખર્ચ સાવ ઓછો કરી નાખવો જોઇએ એમ હું માનું છું. ગુરુદેવ! આપણા બે આદર્શો વચ્ચે તફાવત છે. તમે લશ્કરી તાલીમ આપતી છાવણીઓ ખોલવા માગો છો, હું નિશાળો માગું છું. તમારા સ્વપ્નાનો માનવી સૈનિક છે, મારા સ્વપ્નાનો માનવી નાગરિક છે. તમે એને વિકરાળ બનાવવા માગો છો, હું માગું છું કે એ વિચા-

રક બને. તમારું પ્રજાસત્તાક તમે તલવારોના પાયા ઉપર ઊભું કર્યું છે; મારું પ્રજાસત્તાક મેં—મારું પ્રજાસત્તાક મારે માનવીના અંતરમાં ચણવું છે.'

ગોવેન કોઇ પયગમ્બરની નિષ્ઠાથી બોલી રહ્યો હતો. સિમુરદેન મસ્તક નીચું ઢાળીને સાંભળતો હતો. શિષ્ય હતો તે જાણે કે ગુરુ બની ગયો હતો.

સિમુરદેને પૂછ્યું: 'તારું પ્રજાસત્તાક ઊભું થાય ત્યાં સુધી તું શું માગે છે?'

'જે છે તે જ હું સ્વીકારી લઉં છું.'

'એટલે શું તું આજની પરિસ્થિતિને નિભાવી લે છે?'

'હા.'

'શા માટે?'

'કારણ કે એ ઝંઝાવાત છે. પોતે શું કરે છે તે ઝંઝાવાત હમેશા સમજે છે. એનાથી એકાદ વૃક્ષ ઊખડી પડે તો પણ કેટલાંય જંગલોને એ તાઝગીના વાયુથી ભરી દે છે! સંસ્કૃતિને મહારોગ લાગુ પડયો હતો; આ પ્રચંડ વાયુ એને શુદ્ધ કરે છે. વળી, મારો ધ્રુવતારો મને દેખાતો હોય ત્યાં સુધી ઝંઝાવાતની મને શી પરવા છે? મારો અંતરાત્મા સાબૂત હોય તો બનાવો મને શું કરી શકવાના હતા?'

અને એણે ધીમા, ગંભીર સ્વરે ઉમેર્યું—

'એક એવી શક્તિ છે કે જે સદાય આપણને માર્ગ દેખાડતી રહે છે.'

'કઇ?' સિમુરદેને પૂછ્યું.

ગોવેને ઊંચે આંગળી ચીંધી. સિમુરદેનની નજર એ ઊંચા થયેલી આંગળીની દિશામાં આગળ વધી, અને, એ કેદખાનાની છત સોંસરવું તારામઢ્યું આકાશ જાણે કે એને દેખાયું.

ગોવેન બોલ્યો, 'માનવીને મારે અળસિયા જેવો નહિ, પંખી જેવો બનાવવો છે. ધરતીના કીડામાંથી એ જીવતું પુષ્પ બની જાય અને ગગનમાં ઊડી જાય એમ હું માગું છું. મારે તો—'

એ અટકી ગયો. એની આંખો જાણે કે સળગી ઊઠી. એના હોઠ જરા ફફડયા. પણ એ બોલી શકયો નહિ.

ઉઘાડા રહી ગયેલા બારણામાંથી બહારના કોઇ અવાજો આવતા હતા. દૂર દૂરથી પ્રભાતનાં બ્યૂગલો બજતાં સંભળાતાં હતાં. સંત્રીઓ બદલાયા, જમીન ઉપર તેમણે પછાડેલા બંધૂકના કુંદાના આખરી અવાજ પણ સંભળાયા; અને તે પછી, ગઢની સાવ નજીક જ મોટાં બીમ અને પાટિયાં ખસેડાતાં હોય તેવા અવાજો સંભળાયા. એની પાછળ પાછળ, હથોડાના વણઅટકયા પ્રહારો પડતા હોય તેવા ધીમા પડઘાઓ સંભળાયા.

આ બધું સાંભળીને સિમુરદેનના મુખ પરથી તેજ ઊડી ગયું. ગોવેને તો કાંઈ સાંભળ્યું જ નહોતું. એના વિચારો વધુ ને વધુ ગહન બનતા જતા હતા. એના અંતરમાં પ્રકાશી રહેલા જ્યોતિમાં એ એટલો બધો લીન બની ગયો હતો કે એણે જાણે શ્વાસ લેવા પણ બંધ કર્યા હોય તેવું લાગ્યું. કોઇ કોઇ વાર એ જરા જરા ચમકી ઊઠતો. એની આંખની કીકીઓમાં ઊષાનું અજવાળું વધુ ને વધુ તેજસ્વી બની રહ્યું હતું.

એમ ને એમ થોડો વખત વીતી ગયો. પછી સિમુરદેને પૂછ્યું : 'તું શેનો વિચાર કરે છે?'

'ભાવિનો,' ગોવેને જવાબ આપ્યો.

અને ફરી પાછો એ એના તરંગોમાં ડૂબ્યો. ઘાસની પથારીમાંથી સિમુરદેન ઊભો થયો—ગોવેનને એનો ખ્યાલ પણ ન રહ્યો. એ સ્વપ્નદૃષ્ટા ઉપર નજર રાખીને સિમુરદેન ધીમે ધીમે, પાછલે પગે દરવાજા સુધી ગયો અને બહાર નીકળી ગયો. કેદખાનાનું બારણું ફરી બિડાઇ ગયું.

પ્રકરણ એકસઠમું

## 'પ્રજાસત્તાક અમર રહો!'

ક્ષિતિજ ઉપર પ્હો ફાટયું. તેની સાથે સાથે જ વીંકળાના સામા કાંઠા ઉપર એક વિચિત્ર, સ્થિર, ભેદી વસ્તુ દેખાઇ. આકાશનાં પંખી એને ઓળખી શકયાં નહિ. રાતના અંધારામાં જ એ વસ્તુ ત્યાં લાવવામાં આવી હતી. એ ધરતીનાં પડ ચીરીને બહાર નીકળી હોય તેવી લાગતી હતી.

ચોપાસ લીલુંછમ ઘાસ હતું તેની વચ્ચે ઊભેલી આ વસ્તુનો વાતા-વરણ સાથે કોઈ જાતનો મેળ ખાતો નહોતો. એની ઉપર નજર નાખનાર પ્રથમ તો એક કંપારી અનુભવતો. ચાર પાયાવાળો એક માચડો હતો. માચડાને એક છેડે બે મોટાં બીમ ઊભાં કરવામાં આવ્યાં હતાં. ત્રીજો એક મોભ એ બન્નેનાં માથાંને જોડતો ઊંચે આડો બાંધેલો હતો. એ આડા મોભની વચ્ચોવચ્ચ કાંઇક ત્રિકોણાકાર લટકતો દેખાતો હતો. પ્રભાતના ભૂરા આકાશમાં એ આકાર કાળો લાગતો હતો. મંચને બીજે છેડે ચડઉતર માટેની એક સીડી હતી. બે ઊભાં બીમની વચ્ચે અને પેલા ત્રિકોણાકારની બરાબર નીચે, અડોઅડ કિનારીવાળાં બે પાટિયાં હતાં. બન્નેમાં અર્ધચંદ્રકાર જેવો એક એક ખાંચો પાડેલો હતો. તેથી એ બન્ને ભેગાં થાય ત્યારે એમની વચ્ચે એક માણસની ડોક જેટલો ગોળ ગાળિયો રહી જતો. અત્યારે એ બે અર્ધચંદ્રકારો છૂટા હતા. મંચ ઉપર એક લાંબો ટોપલો પડયો હતો. અને પાટિયાં પાસે એક નાની ચોરસ ટોપલી હતી. આ વિશાળ-કાય નવતર પ્રાણી રાતા રંગે રંગાયેલું હતું. એ આખું લાકડાનું જ બનેલું હતું; માત્ર એક પેલો ત્રિકોણાકાર લોઢાનો હતો.

આ આકારહીન વસ્તુ તે ગિલોટીન.

એની સામે, થોડાં જ ડગલાંને અંતરે, વાંકળામાં બીજો એક રાક્ષસ ઊભો હતો—તુરગ્યુ. લાકડાની રાક્ષસીને પથ્થરના રાક્ષસનો પાડોશ સાંપડયો હતો. તુરગ્યુની અંદર ગુલામી ને જોહુકમીનાં પંદરસો વર્ષો સમાયેલાં હતાં; ગિલોટીનમાં એક જ વર્ષ હતું —૧૭૯૩. પણ આ બાર મહિના એ પંદર સદીઓની બરોબરી કરી રહ્યા હતા.

તુરગ્યુમાં રાજાશાહી હતી, ગિલોટીનમાં પ્રજાસત્તાક.

એક બાજુ દેણુદાર; બીજી બાજુ લેણુદાર.

ચોપાસની નિર્જનતામાં તુરગ્યુ લાંબા કાળથી એકલવાયો ઊભો હતો. પંદર સૈકાઓથી એ એક ભયાનક મૌન જાળવી રહ્યો હતો. આ પ્રદેશમાં એની ધાક વાગતી હતી, એનાં સન્માન થતાં હતાં, એની સત્તા ગાજતી હતી. અને આજે એકાએક એણે પોતાની સામે પોતાના જેટલું જ ભયાનક એક પ્રાણી ઊભેલું જોયું—ગિલોટીન. એ ધરતીમાંથી ફૂટી નીકળ્યું હોય તેવું જણાતું હતું.

અને વાત પણ સાચી હતી. આ લાકડું જેમાંથી મળ્યું હતું તે આસુરી વૃક્ષ આ પૃથ્વીમાંથી જ ફૂટયું હતું. માનવીનાં આટઆટલાં પરસેવા, આંસુ અને રુધિર વડે સિંચાયેલી, અસંખ્ય સિતમોના અગણિત શિકારોને દાટતી આ ધરતી, કેટલાંય પાપકર્મોને પોતાની અંદર સમાવતી આ પૃથ્વી—આવાં ભયંકર બીજમાંથી જ એ વૃક્ષ ઊગ્યું હતું.

એ આકારને જોઈને તુરગ્યુ પણ ધ્રૂજી ઊઠતો હતો; એને એની બીક લાગતી હતીઃ ગઇ કાલ જાણે કે આજની સામે કમ્પતી હતી.

પ્રભાતની તાજગી અને ખુશબોની વચ્ચે આ બે વિકરાળ સ્વરૂપો ઊભાં હતાં.

એ દૃશ્ય જોનારા પ્રેક્ષકો પણ ત્યાં હાજર હતા.

ફોજના ચાર હજાર સૈનિકો વાંકળાને સામે કાંઠે સજ્જ બનીને

ગોઠવાઇ ગયા હતા. ગિલોટીનની ત્રણ બાજુએ એ ફરી વળ્યા હતા. ચોથી બાજુ વોંકળાની ખાઈ હતી.

ધીમે ધીમે સૂરજ ઊંચો ચઢતો ગયો તેમ તેમ ઘાસ ઊપર પડેલો ગિલોટીનનો પડછાયો ટૂંકો બનતો ગયો.

ગઢની ટોચ અને ઊંચી ભેખડ ઉપર ઊભેલા ગિલોટીનના માંચડા વચ્ચે માત્ર વોંકળા જેટલું જ અંતર હતું. એ બન્ને એકબીજા સાથે વાતો કરી શકે તેમ હતા. ગઢની ટોચ ઉપર લશ્કરી અદાલતનું મેજ અને ત્રિરંગી વાવટાઓવાળી એક ખુરશી ગોઠવાયેલાં હતાં. સૂરજ વધુ ઊંચે ચડયો અને ટોચ પરની એ ખુરશીમાં સ્થિર બનીને, અદબ વાળીને બેઠેલો એક માનવી દેખાયો. એ હતો સિમુરદેન. આગલા દિવસની માફક જ એણે નાગરિક પ્રતિનિધિનો પોશાક પહેરેલો હતો; માથા ઉપર ત્રિરંગી બિલ્લાવાળો ટોપો હતો, કમર ઉપર તલવાર હતી, કમરબંધમાં બે પિસ્તોલો ખોસેલી હતી; મોઢા ઉપર મૌન હતું. પ્રેક્ષકોનો સમૂહ પણ શાંત હતો. સહુ સૈનિકો ધરતી ઉપર પોપચાં ઢાળીને ઊભા હતા; એમનાં દિલમાં અનેક પ્રકારના વિચારો જાગતા હતા. એક હરફ પણ એ ઉચ્ચારતા નહોતા. માંચડા ઉપર જલ્લાદ આવજા કરતો દેખાતો હતો.

સવારનું સૌંદર્ય વધતું જતું હતું; આકાશ પ્રતાપી બનતું જતું હતું.

એકાએક નગારાંના અવાજે એ શાંતિનો ભંગ કર્યો. નગારાની દાંડી ઉપર ગાભા વીંટેલા હતા, તેથી એના અવાજ બોદા બોલતા હતા. સૈનિકોની કતારમાંથી એક જગ્યાએ માર્ગ ખુલ્લો થયો, અને એક નાનીશી ટૂકડી માંચડા ભણી આવતી દેખાઈ.

મોખરે હતા નગારચીઓ, તે પછી બંધૂકધારી સૈનિકો, તે પછી ઉઘાડી તલવારવાળા સિપાહીઓ, અને છેવટે શિરચ્છેદ-બંદી—ગોવેન.

મુક્ત, મક્કમ પગલે એ આગળ વધતો હતો. એના હાથપગમાં બેડીઓ નહોતી. એણે એનો ગણવેશ પહેરેલો હતો, એની કમ્મરે તલવાર લટકતી હતી. એની પાછળ સિપાહીઓની બીજી એક ટુકડી કૂચ કરતી કરતી આવતી હતી.

ગોવેને જ્યારે સિમુરદેનને કહેલું કે, 'હું ભાવિનો વિચાર કરું છું' ત્યારે એના મોઢા ઉપર હતો તે જ ઉલ્લાસ હજી તેના વદનને અજવાળી રહ્યો હતો. એના હાસ્ય જેટલું મધુરું ને હૃદયભેદક બીજું કાંઈ નહિ હોય. સિપાહીઓની જીવતી દીવાલોએ રચેલા ચોરસની વચ્ચે પહોંચીને એણે સૌપહેલી નજર ગઢની ટોચ ઉપર નાખી. એની આંખો સિમુરદેનને શોધતી હતી. એને તેણે ત્યાં બેઠેલો જોયો. ગિલોટીન સામે જોવાની તો એણે પરવા પણ ન કરી.

ગોવેન માંચડા ભણી આગળ વધ્યો. એની આંખો સિમુરદેન ઉપર જ હતી, સિમુરદેનની આંખો એની ઉપર હતી.

ગોવેન માંચડા ઉપર ચઢયો. બંધૂકધારીઓનો અફસર એની પાછળ પાછળ ઉપર ગયો. ગોવેને પોતાની તલવાર ઉતારીને એ અફસરના હાથમાં સોંપી દીધી. ગરદન ઉપર બાંધેલો રૂમાલ ઉતારીને એણે જલ્લાદને દીધો. આટલો સ્વરૂપવાન એ કદી નહોતો લાગ્યો. એનાં સોનેરી ઝૂલફાં પવનમાં ઊડતાં હતાં.

એની ઉઘાડી ગોરી ગરદન કોઇ સુંદરીની યાદ આપતી હતી. એની નજર ફિરસ્તા સમી તેજસ્વી અને પ્રતાપી હતી. મંચ ઉપર ઉભો ઉભો પણ એ વિચારોમાં ડૂબી ગયો હતો. ગર્વભેર, ઉન્નત મસ્તકે, શાંતિથી એ ઊભો હતો. સૂર્યનું તેજ એની ઉપર વરસી રહ્યું હતું.

હાથમાં દોરી લઇને એને બાંધવા માટે જલ્લાદ આગળ વધ્યો.

એ ઘડીએ, પોતાના જુવાનજોધ સેનાપતિને સૈનિકોએ જલ્લાદના કુહાડાની આટલો બધો સમીપ જોયો ત્યારે, એ ન રહી શકયા. એ કઠણ યોદ્ધાઓનું હૃદય ભાંગીને ભૂકો થઇ ગયું.

આખી ફોજનું એક મોટું ડૂસકું સંભળાયું. 'દયા કરો ! રહમ કરો !'ની ગર્જના ઊઠી.

કોઇ વળી ઘૂંટણીએ પડી ગયા, કોઇએ બંધૂકો ફગાવી દઇને સિમુરદેન જ્યાં બેઠો હતો તે દિશામાં યાચનાઓ કરતા હાથ લંબાવ્યા. એક બંધૂકધારીએ ગિલોટીનની દિશામાં આંગળી ચીંધી અને ચીસ નાખી કે, 'એને બદલે મરવા હું તૈયાર છું !'

ફરી ફરીને સહુએ એક જ પોકાર કર્યો: 'દયા ! રહમ !' એ સાંભળીને સાવજનું ટોળું પણ દ્રવી ઊઠ્યું હોત—સિપાહીનાં આંસુ જોયાં ન જાય તેવાં હોય છે.

જલ્લાદ ખચકાયો. શું કરવું ને શું નહિ તેની એને સમજણ પડી નહિ.

પછી, એક ધીમો, ટૂંકો—પણ કરડો—અવાજ પ્રત્યેક કાન સુધી પહોંચે તેમ ગઢની ટોચ પરથી આવ્યો:

'કાયદાનો અમલ કરો !'

એ વિકરાળ સાદ સહુએ ઓળખ્યો. સિમુરદેનના મોઢામાંથી એ શબ્દો નીકળ્યા હતા. આખી ફોજ ધ્રૂજી ઊઠી.

જલ્લાદમાં નવા પ્રાણ આવ્યા. દોરડું લઇને એ આગળ વધ્યો.

'રહેજો,' ગોવેને કહ્યું.

એ સિમુરદેન તરફ ફર્યો, અને જમણે હાથે તેણે વિદાયની સલામ ભરી. પછી એ બંધાઇ ગયો.

ફરી પાછું એણે જલ્લાદને કહ્યું: 'માફ કરજો, એક જ મિનિટ.'

અને એણે પોકાર કર્યો: 'પ્રજાસત્તાક અમર રહો !'

એને બે બીમની વચ્ચે લઇ જવાયો. એની ડોક પેલા ગોળાકારમાં જકડાઇ ગઇ. જલ્લાદે એક કળને હાથ અડાડ્યો અને ઊંચે

લટકતો પેલો ત્રિકોણાકાર સરકવા માંડયો—પહેલાં ધીમે ધીમે અને પછી ઓચિંતાનો વીજળીને વેગે; એક કારમો પ્રહાર સંભળાયો—

એ જ ઘડીએ બીજો પણ એક ધડાકો સંભળાયો. કુહાડાના પ્રહારનો જવાબ એક પિસ્તોલના ભડાકાએ વાળ્યો હતો. સિમુરદેને પોતાના કમરબંધમાં ખોસેલી પિસ્તોલ કાઢી રાખી હતી, અને ગોવેનનું માથું ટોપલીમાં દડી પડયું તે જ ઘડીએ, એણે પોતાનું હૃદય એક ગોળી વડે ભેદી નાખ્યું હતું.

અને એ બન્ને આત્માઓ આંકડા ભીડીને જોડે ઊડયા. એકની છાયા બીજાના પ્રકાશમાં મળી ગઇ.



વે પછી

વિકટર હ્યુગોની
અમર નવલકથા

# નોત્ર દામ

આજ અનુવાદક પાસેથી